# પારિભાષિક કોષ

## પૂર્વાર્ધ

(પૃ. ૧ થી ૧૧૨)


કર્તા,

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ.



ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

# પારિભાષિક શબ્દકોશ

— પૂર્વાર્ધ પૃ. ૧ થી ૧૧૨ —

## A – L

કર્તા,

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

The success and enduring influence ot any systematic construction of truth, be it secular or sacred, depend as much upon an exact terminology, as upon close aud deep thinking itself. Indeed, unless the results to which the human mind arrives are plainly stated, and firmly fixed in an exact phraseology, its thinking is to very little purpose in the end.

—Trench: On The Study of Words


છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી

હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી-અમદાવાદ

આવૃત્તિ ૧ લી — પ્રત ૨૦૦૦

સન ૧૯૩૦ — સંવત ૧૯૮૬

કિમ્મત એક રૂપિયો

હમારા જોવામાં પણ થોડાઘણા ગુજરાતી ગ્રંથો આવ્યા છે, તેથી ગુજરાતી શબ્ વાકેફ છૈયે; તો પણ જ્યારે ગદ્યમાં સંસારનીતિ ભકિત યુદ્ધ સિવાએ બીજી બાબતો અને એ જ પ્રકરણમાં અને બીજામાં શાસ્ત્રીય રીતે લખીયે છ; અથવા પ્રૌઢ સં અંગ્રેજી ઉપરથી યથાસ્થિત (ભાવાર્થ નહિં) ભાષાન્તર કરીયે છ, તે વેળા ગુજરાતી ભાષાના શબ્દની દરિદ્રતાને નામે રડિયે છ. તેનો અનુભવ હમારા વર્ગી વના બીજાને કેમ આવવાનો ? કેહેવા કરતાં કરવું અઘરું છે. અંગ્રેજી કવિઓના વિચાર ને સંસ્કૃત કવિ-ઓના વિચાર જેવા જેવા શબ્દોમાં યોગ્ય સંપૂર્ણ રહેલા છે, તેવા શબ્દો ગુજરાતીમાં મળવા મુશ્કેલ છે.

—નર્મદાશંકર

અંગ્રેજી વિદ્યાના પ્રતાપે આપણા દેશમાં હજારો નવા વિચારોને તથા નવી લાગણી-ઓને જન્મ આપ્યો છે. તેમનો સમાવેશ સાંકડી ગુજરાતીમાં થઇ શકતો નથી, તેથી તે નિરુપાય થઇ સંસ્કૃત અને ફારસી ભાષાના અણહદ મેદાનમાં જઈ વિશ્રામઠામની યાચના કરે છે........જેમ જેમ દેશમાં નવા વિચારો દાખલ થતા જવાના તેમ તેમ નવા શબ્દો ભાષામાં પ્રવેશ કરતા જવાના.

—નવલરામ

જીવનના સામાન્ય ઉદ્દેશોને ગુજરાતી ભાષા સંતોષી શકે એમ છે, પરન્તુ ગુજરાતી પ્રજાનું જીવન જેમ જેમ ઉચ્ચ થતું જાય છે તેમ તેમ ગુજરાતી ભાષા એવો ઉચ્ચ સંતોષ આપવાને અસમર્થ જણાય છે, અને તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ, રાજનીતિ, અર્થશાસ્ત્રાદિ નવીન ઊગેલી અને દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી વિદ્યાઓને તૃપ્ત કરવાને એ તદ્દન અશક્ત નીવડી છે.

—કેશવલાલ ધ્રુવ

# નિવેદન

લેખકે કલ્પ્યો પણ ન હોય એવો આવકાર કોઇ કોઇ વાર એના પ્રયાસને મળી જાય છે. આ કોશની પાછળ રહેલો ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે એમ છે. પચીસેક વર્ષ ઉપર આમાંના થોડાક શબ્દો 'વસન્ત'માં પ્રકટ થવા માટે મોકલેલા તે વખતે કોઇને વિચિત્ર લાગે એવા એ સંગ્રહને તેમાં સ્થાન મળશે કે કેમ એ વિશે જ શંકા હતી, એટલે એ જ પ્રકારના શબ્દો અવતરણો આદિ સાથે ભવિષ્યમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનો અવસર આવશે એવો તો સ્વપ્ને પણ ખ્યાલ ક્યાંથી હોય? પણ સુભાગ્યે, જે દૃષ્ટિએ એ નાનકડો સંગ્રહ તૈયાર કર્યો હતો તે જ દૃષ્ટિએ એને અવલોકનારા વિદ્વાનો મળી આવ્યા. 'વસન્ત'ના ગુણગ્રાહી તન્ત્રીજીએ એનો સ્વીકાર જ નહિ પણ સંક્ષિપ્ત છતાં સૂચક નોંધ લખી પુરસ્કાર કર્યો, ને એવા શબ્દો વિસ્તૃત કોશના રૂપમાં પ્રકટ કરવાની આવશ્યકતા જણાવી. બીજા એક વિદ્વાન પત્રકારે પોતાના મિતાક્ષર મનન વડે વાચકવર્ગનું એ શબ્દો પ્રત્યે વિશેષ લક્ષ ખેંચ્યું. ને છેવટે રા. આનન્દશંકરભાઇની સૂચના ઝીલી લઇને આપણી જાણીતી સાહિત્યસંસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ આ કોશની રચના કરવાનું કામ સોંપ્યું. આ રીતે આજે જે કોશ પ્રકટ કરવાનો યોગ સાંપડયો છે તે 'વસન્ત'વાળા સંચયને મળેલા સત્કારના ફળરૂપ છે, ને તેથી, એ ઉપયોગી નીવડે તો ઉપકાર એ સૌ સત્કાર કરનાર વિદ્વાનો ને સંસ્થાનો માનવાનો છે.

સૌ સમજે છે તેમ તુલના એ વસ્તુની ઇયત્તા જાણવાનું કિંમતી સાધન છે. આપણા પ્રાન્તમાં નવી કેળવણીનો પ્રારંભ થતાં ગુજરાતીને અંગ્રેજી ભાષા સાથે આવી તુલનાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, ને પરિણામે એની ઇયત્તા જણાતાં કેટલીક બાબતોમાં એની મર્યાદાઓ સૌથી પહેલી જ વાર લક્ષમાં આવી છે. એટલે રોજના કામકાજ માટે અત્યાર સુધી પર્યાપ્ત જણાયેલી ભાષા શાસ્ત્રીય વ્યવહાર માટે કેટલેક અંશે અપર્યાપ્ત માલૂમ પડી છે, ને અંગ્રેજીદ્વારા પાશ્ચાત્ય સાહિત્યસંસ્કૃતિના સંસર્ગમાં આવતાં જે અનેક વસ્તુઓ, રીતભાતો, સંસ્થાઓ, ભાવનાઓ આદિ નવીન પદાર્થોનો પરિચય થયો છે તેને માટે યથાર્થ પદો તો ગુજરાતીમાં શોધ્યાં પણ જડતાં નથી. આથી માતૃભાષા પરત્વે તો આપણા મોટા ભાગના શિક્ષિતવર્ગની દશા મૂંગાને સ્વપ્ન થયું હોય એવી લાચાર બની ગઇ છે. ને તેમાંનો જે નાનો ભાગ આ પરિસ્થિતિથી પર થઇને ભાષાન્તર, સારલેખન કે સ્વતન્ત્ર ચર્ચા વાટે પશ્ચિમનું જ્ઞાન આપણી ભાષામાં ઉતારવા મથે છે તેમના માર્ગમાં આવા પારિભાષિક શબ્દો પદે પદે મોટી મુશ્કેલી ઊભી કરે છે. એટલે કોઇ વ્યક્તિ અંગ્રેજી મારફતે અમુક વિષયનો પાર પામેલ હોય, ને ગુજરાતીમાં પોતાનું એ રીતે મેળવેલું જ્ઞાન ઠાલવવાની ઇચ્છા પણ હોય, છતાં કેવળ આવા પારિભાષિક શબ્દોની મુશ્કેલીને કારણે હાથ જોડી બેસી રહેવું પડે એવા પ્રસંગો પણ આપણા દેશની વિદ્વત્તાના ઇતિહાસમાં વિરલ નથી. તેથી પરિભાષાવિષયની આ મૂંઝવણ ટાળવા માટે આ પ્રકારના સઘળા અંગ્રેજી

શબ્દો એકઠા કરી તે દરેકને માટે અર્થવાહક પર્યાયો ગુજરાતીમાં યોજી એક સંગ્રહ પ્રકટ કરવાની લાંબા વખતથી અગત્ય જણાઇ છે. આ અગત્યને પૂરી પાડવાનો આ કોશ એ એક યત્કિંચિત્ યત્ન છે. આમાં એવા સંગ્રહ કરતાં ભિન્નતા એટલી છે કે આમાંના પ્રતિશબ્દો કોઇ એક જ વ્યક્તિએ યોજેલા નથી તેમ એકી સપાટે પણ યોજેલા નથી, પરન્તુ આખા ગુજરાતના છેલ્લાં પોણોસો વરસ જેટલા ગાળાના જુદા જુદા પ્રતિષ્ઠિત લેખકોએ પોતપોતાનાં લખાણુમાં જરૂર પડતાં જે જે પર્યાયો પ્રસંગોપાત્ત યોજેલા તે સઘળા તેમની કૃતિઓમાંથી તારવી આંહીં એકઠા કરવા યત્ન કર્યો છે. આ યોજનામાં બે લાભ રહ્યા છેઃ એક તો એ કે એક જ વ્યકિત, મંડળ, કે સંસ્થાના ઘડતરમાં જે મનસ્વિતા, અવિવિધતા, જડતા કે તરંગીપણું આવી જવાનો ભય રહે છે તેને માટે આમાં અવકાશ નથી, ને બીજો એ કે એક કરતાં વધુ લેખકોના પર્યાયો સાથોસાથ મૂકેલા હોવાથી વિવેકપૂર્વક પસંદગી કરવાનું બહોળું ક્ષેત્ર ખુલ્લું રહે છે. એટલે એક રીતે આ કોશ ગુજરાતી પર્યાયોનો સંગ્રહ તેમ ઇતિહાસ ઉભય છે, ને તેથી પરિભાષારસિકોને તે બેવડી રીતે ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

વૈજ્ઞાનિક પરિભાષાના કોશ એક કરતાં વધારે ગુજરાતીમાં ક્યારના બહાર પડી ગયા છે તેથી, તથા ભૌતિક વિજ્ઞાનોના પારિભાષિક શબ્દો બધા મૂળ પ્રમાણે અંગ્રેજી જ રાખવા કે તે બધાના ગુજરાતી પર્યાયો યોજવા કે એ બન્ને મતોનું મિશ્રણ કરી ક્યાંક મૂળ ને ક્યાંક ભાષાન્તર એવી યોજના રાખવી એ વિશે ખુદ વિજ્ઞાનવિદોમાં જ હજુ વિવાદ ચાલી રહ્યો છે તેથી આ કોશમાં એ ભૌતિક વિજ્ઞાનોના શબ્દો છોડી દીધા છે ને મોટે ભાગે ફિલસૂફી જેવાં અમૂર્ત વિજ્ઞાનો તથા સમાજવિષયને લગતાં મૂર્ત વિજ્ઞાનોની જ પરિભાષાનો આમાં સમાવેશ કર્યો છે. એટલે ન્યાયશાસ્ત્ર (logic), માનસશાસ્ત્ર (psycho-logy), પરમાર્થશાસ્ત્ર ( metaphysics ), અર્થશાસ્ત્ર (Economics) સાહિત્ય, કળા આદિ વિષયોને લગતા પારિભાષિક શબ્દો જ મુખ્યત્વે આ કોશમાંથી મળી શકશે.

કોશની સામગ્રીની વ્યવસ્થા કંઇક આવી રાખી છેઃ પ્રથમ મૂળ અંગ્રેજી શબ્દ કક્કાવારી ક્રમમાં મૂક્યો છે. પછી જો જરૂર હોય તો અર્ધચંદ્ર કૌંસમાં જે શાસ્ત્ર કે વિષયને લગતો એનો અર્થ થતો હોય તેનું નામ ઇટાલિક બીબાંમાં આપ્યું છે. (જેમકે Abasia, (*Psycho-analysis*); Distribution, ( *Logic* ); Landlordism, (*Economics*) ) બહુધા તો જે ગુજરાતી પુસ્તકમાંથી પર્યાયનું આધારભૂત અવતરણ આપેલું છે તે જ કયા વિષયને ઉદ્દેશીને એ પર્યાય યોજાયો છે એનો નિર્દેશ કરી દે છે, એટલે સર્વત્ર કૌંસમાં વિષયનિર્દેશ કરવાની જરૂર જોઇ નથી. ફક્ત જે પર્યાયો નવા યોજાઇ-ને આવ્યા છે, અથવા જેનાં અવતરણો નથી મળ્યાં, તેના સંબંધમાં જ આવા કૌંસ આપ્યા છે. કૌંસ પછી ગુજરાતી પર્યાયો ઐતિહાસિક ક્રમ પ્રમાણે ગોઠવીને મૂકવાનું ધોરણ રાખ્યું છે. મૂળ શબ્દના જ્યાં એક કરતાં વધુ અર્થભેદો થતા હોય ને એ સઘળા અર્થભેદોને માટે ગુજરાતી પર્યાયો મળી શક્યા હોય, ત્યાં પ્રથમ અર્થભેદદર્શક ક્રમાંક કાળા બીબામાં છાપી પછી પર્યાયદર્શક ક્રમાંક સાદા બીબામાં મૂકેલ છે. (ઉદાહરણ તરીકે

Aristocracy, Autocracy, Cabinet, Idealism, Humanity વગેરે શબ્દો જુઓ.) પર્યાય અવતરણ આદિની સામગ્રીમાં દબાઈ ન જતાં શોધનારની આંખે વગર પ્રયાસે પડે એટલા માટે જાડાં કાળાં બીબાંમાં છાપ્યા છે. પર્યાય પછી તેના યોજકના આદ્યાક્ષર કોણાકાર કૌંસમાં મૂકયા છે. તે પછી યોજકના જે ગ્રંથ કે લેખમાંથી એ પર્યાય લેવાયો હોય તેનો નિર્દેશ સંક્ષેપમાં પૃષ્ઠ સાથે કરાવ્યો છે. યોજકો ને તેમની કૃતિઓના આ આદ્યાક્ષરોના ખુલાસા તરીકે કોશના પ્રારંભભાગમાં એક સંજ્ઞાસૂચી આપી છે. તેમાં આ બધા કક્કાવારી ક્રમમાં ગોઠવી દરેકના આખા નામનો ખુલાસો કર્યો છે, એટલે શંકાપ્રસંગે સ્પષ્ટીકરણ સહેલાઇથી થઇ શકશે. કૃતિનિર્દેશ પછી પ્રમાણ તરીકે પર્યાયના પ્રભવરૂપ આખું અવતરણ નાનાં બીબાંમાં આપવામાં આવ્યું છે. એટલે આ ઉપરથી જોઈ શકાશે કે આખી મુદ્રણવ્યવસ્થા એવી રાખી છે કે જેથી વાચકને જે ક્રમમાં જિજ્ઞાસા થાય તે ક્રમમાં તે પોષાતી જાય. જે વાચકને કેવળ પર્યાયની જ જરૂર હોય તે પર્યાય પછીનો બધો ભાગ છોડી દઇ શકશે. પર્યાય જાણ્યા પછી જેને તેનો યોજક કોણ એ જાણવાની ઇચ્છા હોય તે જોડેના કોણાકાર કૌંસમાંથી એ માહિતી મેળવી શકશે. ને આ ઉપરાંત જેને મૂળ પ્રમાણની પણ અપેક્ષા હોય તેને શેષ ભાગમાંથી એ મળી રહેશે. આ પ્રમાણે સઘળા પર્યાયો અવતરણો આદિ સાથે આવી ગયા પછી મૂળ અંગ્રેજી શબ્દમાંથી જે સમાસો કે શબ્દસમૂહો ઊપજતા હોય તેને લગતી માહિતી પણ તે શબ્દોના પેટામાં નાનાં કાળાં બીબાંમાં છાપી ઉપર દર્શાવેલા ક્રમમાં આપી છે. (જેમકે Absentmindedના પેટામાં Absentmindedness, Capitalismના પેટામાં Capitalist, Imaginationના પેટામાં Cognitive imagination, Constructive imagination, વગેરે.) Baloon, Band, Bicycle, Librarian, Railway આદિ કેટલાક અંગ્રેજી શબ્દો એના અસલ સ્વરૂપમાં જ આપણી ભાષામાં લગભગ રૂઢ થઈ ગયા છે, અથવા થવાની તૈયારીમાં છે. આવા શબ્દો માટે પણ જો કોઇ પર્યાયો યોજાયા મળી આવ્યા છે, તો તે કોશમાં આપ્યા છે ખરા, પણ તેનો વર્ગ જુદો પાડી સમગ્ર કોશ પૂરો થયા પછી અંતભાગમાં આપવાનું રાખ્યું છે. એટલે એવા કેટલાક રૂઢકલ્પ અંગ્રેજી શબ્દો બીજા ભાગને અંતે અપાયેલા માલૂમ પડશે.

આંહીં સ્વીકારેલા પર્યાયોના સંબંધમાં એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે કે એ સઘળાનો સ્વીકાર ગુણદૃષ્ટિએ નહિ પણ ઇતિહાસદૃષ્ટિએ જ થયો છે. આથી જ Honorary માટે 'માનદ' શબ્દ રા. નરસિંહરાવે દર્શાવ્યું છે તે પ્રમાણે કોઇ રીતે ન જ ચાલી શકે એવો છતાં એવો પણ એક શબ્દ એક પ્રતિષ્ઠિત લેખકને હાથે યોજાયો હતો એટલો ઇતિહાસ નોંધવા પૂરતું એને આમાં સ્થાન આપ્યું છે. ને 'માનદ' શબ્દનું તો આંહીં કેવળ ઉદાહરણ જ આપ્યું છે, પણ એવા બીજા અનેક શબ્દો આમાંથી મળશે. એટલે આ ઉપરથી સમજી શકાશે કે અમુક પર્યાય આ કોશમાં અમુક શબ્દ માટે આપ્યો છે માટે તે યથાર્થ જ છે એમ માની લેવાની ભૂલ કોઇએ કરવાની નથી. ઊલટું કોશનો ઉપયોગ કરનારે પર્યાયોની પસંદગી વખતે ખૂબ સાવધાનતા રાખવાની છે, ને કોશમાં આપેલો છે એટલા માટે નહિ પણ ઉદ્દિષ્ટ અર્થનો પૂર્ણ વાચક છે કે નહિ તેની તપાસ

કરીને જ આમાંનો પર્યાય સ્વીકારવાનો છે. આ બધા પર્યાયોના ગુણદોષાદિ વિશે તેમ પરિભાષાના પ્રશ્ન વિશે સામાન્ય વિવેચન કોશના બીજા ભાગના પ્રારંભમાં અને તો ઉપોદ્ઘાતરૂપે કરવા ધારણા છે. તેથી અત્યારે તો સંક્ષેપમાં એટલું જ કહેવાનું છે કે જે બધા પર્યાયો આંહીં આપ્યા છે તેમાંનો મોટો ભાગ તો કામચલાઉ કે પરીક્ષ્યમાણ દશાનો જ સમજવાનો છે, એમાંના કેટલાક દેખીતા જ દૂષિત, અપૂર્ણ કે અસ્વીકાર્ય ગણાય એવા છે, કેટલાક શંકાસ્પદ છે, ને કેટલાકને માટે ખુદ યોજક પોતે જ અસંતુષ્ટ છે. એટલે આમાંના કોઇ પણ પર્યાય માટે અંતિમતાનો દાવો યોજકનો કે સંગ્રાહકનો કોઇનો છે જ નહિ. આમાંના કેટલા સર્વથા યથાર્થ છે, કેટલા ભાષા અપનાવી શકે એમ છે એનો નિર્ણય તો વિદ્વાનોએ અને તેથી પણ વિશેષ તો કાલભગવાને હજુ કરવાનો છે.

પર્યાયોના કર્તૃત્વનો નિર્ણય બને તેટલી ચોકસાઇથી કરવા શ્રમ લીધો છે. પરિણામે કોઇ પણ અભ્યાસક જોઇ શકશે કે ઘણાખરા પર્યાયો એના આદિ યોજકને નામે જ મૂકી શકાયા છે. છતાં એકેએક પર્યાયના સંબંધમાં એમ થઇ શક્યું છે એવો દાવો કરી શકાય એમ નથી. વસ્તુતઃ સઘળા પર્યાયોના સંબંધમાં એવો ચોક્કસ નિર્ણય શક્ય પણ જણાતો નથી. કેમકે એ નિર્ણયના સાધનરૂપ પ્રારંભકાળનું કેટલુંક વાઙ્મય સદાને માટે લુપ્ત થયું છે. એટલે એવા શબ્દો માટે તો એમ જ લાગે છે કે બહુ બહુ તો એના વિશે એટલો જ કર્તૃત્વનિર્ણય કરી શકાશે કે તે અમુક યુગમાં અમુક દસકાની આસપાસ યોજાયેલા. છતાં આ કોશમાં કેટલાક પર્યાય તો અવશ્ય એવા નીકળશે કે જેની યોજના આંહીં દર્શાવેલ લેખક પૂર્વે પણ અન્ય કોઇએ કરી હોવાનું કોઇ વિદ્વાન કે અભ્યાસકને પોતાની વિશિષ્ટ માહિતીને અંગે જણાઇ આવે. આવા સર્વ પ્રસંગોમાં તે વિદ્વાન જો પોતાની માહિતીની જાણ જાહેર કે ખાનગી ગમે તે રીતે મને કરી શકશે, તો કોશનો હસ્તલેખ તૈયાર કરતી વખતે કોઇ કારણે રહી ગયા હોય એવા શબ્દોને માટે બીજા ભાગને અંતે એક પૂર્તિ આપવાની છે તેમાં, અગર નહિ તો છેવટ બીજી આવૃત્તિનો અવસર આવશે તો તેમાં એ માહિતીનો લાભ અચૂક લેવામાં આવશે.

અવતરણો આપવાનો આશય દ્વિવિધ છેઃ (૧) નિર્દિષ્ટ પર્યાય નિર્દિષ્ટ લેખકે યોજ્યો જ છે એનો પુરાવો તેમાંથી મળી આવે, એટલે કોઇને પણ શંકાનું કારણ ન રહે. (૨) પ્રસ્તુત પર્યાય કેવા અર્થમાં કેવા સંદર્ભમાં વાપરી શકાય એનો સ્પષ્ટ ખ્યાલ વાચકને થઇ શકે. ને સંદર્ભનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે એટલા માટે જ અવતરણો વિસ્તારપૂર્વક આપ્યાં છે. વળી વિસ્તારપૂર્વક આપવાનું બીજું કારણ એ પણ છે કે લેખક અમુક વિષયની ચર્ચા કરતો હોય ત્યારે કેટલીક વાર તેને એ વિષયને લગતી એક કરતાં વધુ વસ્તુઓ, છાયાઓ, બાજૂઓ કે અંશોનો એકી સાથે વિચાર કરવો પડે છે. ઉદાહરણ તરીકે Abstractની ચર્ચા કરતાં એને Concrete વિશે પણ પડછારૂપે કંઇક કહેવું પડે છે. એટલે બને છે એવું કે Abstractને લગતા અવતરણમાં Concreteને લગતું અવતરણ પણ સમાવી લેવું પડે છે. તો જ લેખકનું વક્તવ્ય યથાતથ સમજાય છે, ને તો જ અવતરણનો ઉદ્દેશ સફળ થાય છે. એટલે આવા સર્વ પ્રસંગોમાં પર્યાયના મૂળભૂત એક જ વાક્ય ન લેતાં જરૂર પડે ત્યાં એની આજૂબાજૂનાં વાક્યોનો

આખો સમૂહ પણ લીધો છે. પણ આથી એકંદરે જગા વિશેષ રોકાઇ હોય એમ માનવાનું કારણ નથી. કેમકે એવા સંજોગોમાં પછી Abstract જેવા શબ્દના અવતરણમાં જ Concrete જેવા શબ્દનું અવતરણ આવી ગયું હોય છે એટલે Concrete જેવા શબ્દ માટે પછી ફરીથી અવતરણ આપવાની જરૂર પડી નથી, ને કેવળ આગળ આવી ગયેલા અવતરણના ઉલ્લેખમાત્રથી ચાલી શકયું છે. આવે વખતે મૂળ સ્થળે આપેલું અવતરણ કોઇને શોધવું હોય તો સરળ પડે એટલા માટે મૂળ અવતરણમાં ભવિષ્યના જે જે પર્યાયો માટે અવતરણ આવી જતાં હોય તે તે પર્યાયો જાડાં કાળાં બીબાંમાં છાપ્યાં છે કે જેથી સહેલાઇથી નજરે પડે. ઘણે ઠેકાણે યોજકે અસલ લખાણમાં મૂળ અંગ્રેજી શબ્દ કૌંસમાં આપ્યો હોય છે તે આંહીં અવતરણ લેતી વખતે જગા બચાવવા માટે આખો ન આપતાં તેનો પ્રથમાક્ષર જ આપ્યો છે. વળી કેટલેક ઠેકાણે યોજકે અવતરણભાગ વિશે પાના નીચે ટીપ લખીને ખુલાસો કર્યો હોય છે તે ખુલાસો કોશમાં ટીપના આધારભૂત શબ્દની બાજૂમાં કૌંસમાં લેવાનું ધોરણ રાખ્યું છે. ( ઉદાહરણ તરીકે Caricature= ઉપહાસવિકૃતિ, Creative artist=કલ્પક એ શબ્દો જુઓ.) અવતરણની જોડણી સર્વત્ર મૂળ લેખકની જ રાખી છે.

કેવળ ગુજરાતી વિદ્વાનોના જ પર્યાયો લેવાનો નિર્ણય થયેલો હોવાથી જે અંગ્રેજી શબ્દો માટે કોઇ પણ ગુજરાતી વિદ્વાનને પર્યાય યોજવાનો પ્રસંગ નહિ આવેલો તેવા શબ્દો આ કોશમાં આવી શકયા નથી. દૃષ્ટાંત તરીકે Contraposition, Declamation, Endogamy, Foreshortening, Jingo આદિ જેવાં પદો માટે સ્વતન્ત્ર ગુજરાતી પર્યાયો નિશ્ચિત નથી, એટલે આવા કોશમાં તેવા શબ્દોનો સમાવેશ થવો જોઇતો હતો. પરન્તુ કોઇ પણ ગુજરાતી લેખકે તેના પર્યાયો આપેલા નહિ હોવાથી એ અંગ્રેજી શબ્દો આમાં દાખલ કરી શકાયા નથી. આ રીતે કોશમાં જે અપૂર્ણતા રહી ગઇ છે તે દૂર કરવા માટે ને તેને સર્વગ્રાહી કરવા માટે, સોસાઇટીએ જયારે એ કામ સોંપ્યું ત્યારે આપણા મુખ્ય મુખ્ય સાક્ષરોને પોતાને અત્યાર સુધીમાં જે શબ્દો માટે પર્યાય યોજવાનો પ્રસંગ ન આવ્યો હોય તેવા શબ્દોના પર્યાય ખાસ આ કોશ માટે નવા યોજી મોકલવાની વિનંતિ ખાનગી પત્રદ્વારા કરેલી. પણ સૌ પોતપોતાના વ્યવસાયમાં ડૂબેલા હોવાથી ત્રણ ચાર જણ સિવાય કોઇના તરફથી કશી મદદ મળેલી નહિ. આ ત્રણ ચાર જણમાં મુખ્ય બે તે રા. નરસિંહરાવ અને રા. કાલેલકર. રા. નરસિંહરાવે પોતાનાં તેમ અન્ય લેખકોનાં લખાણોમાંથી તારવીને તેમ થોડા નવા યોજીને એમ આશરે સો જેટલા શબ્દો મોકલેલા. રા. કાલેલકરે તો પોતાનો ફાળો મોટી સંખ્યામાં આપેલો. એમને લગભગ આઠસોથી હજાર જેટલા અંગ્રેજી શબ્દોની યાદી તૈયાર કરીને આપવામાં આવેલી તેમાંથી છસો જેટલાના પર્યાયો એમણે ભરી મોકલેલા. આ રીતે આ બન્ને વિદ્વાનોએ કોશને ખાતર મમત્વપૂર્વક જે શ્રમ લીધેલો તે બદલ કોશ તેમનો સદાનો ઋણી રહેશે ને તેમનો આ મીઠો સમભાવભર્યો સહકાર કદી ભુલાશે નહિ.

આ બે ઉપરાંત સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ, દી. બ. કેશવલાલ ધ્રુવ આદિ જેવા બીજા પણ કેટલાક વિદ્વાનોના પર્યાયો ગુજરાત સમક્ષ સૌથી પહેલી વાર મૂકવાનું સદ્‌ભાગ્ય આ કોશને મળ્યું છે એ હર્ષની વાત છે. સ્વ. મણિશંકર ભટ્ટનાં ન્યાયશાસ્ત્ર (Logic)ને અર્થશાસ્ત્ર વિષેનાં બે અપ્રકટ પુસ્તકો રા. મુનિકુમાર ભટ્ટ ને રા. રામનારાયણ પાઠકના સદ્‌ભાવથી મળી શકેલાં, તેમાંથી કેટલાક પર્યાયો આમાં પ્રકટ કર્યા છે. દી. બ. કેશવલાલ ધ્રુવે કેટલાંક વર્ષ પર માનસશાસ્ત્રના પારિભાષિક શબ્દ આશરે ચારસો જેટલા યોજીને અધ્યાપક બલવંતરાય ઠાકોરને મોકલેલા તે નોંધપોથી રા. ઠાકોરે તસ્દી લઇ મોકલેલી તેનો આંહીં ઉપયોગ કર્યો છે. એ સિવાય રા. વિઠ્ઠલદાસ કોઠારીએ ગૂજરાત વિદ્યાપીઠ માટે સંપત્તિશાસ્ત્ર (Economics)ની પરિભાષા તૈયાર કરેલી તેનો હસ્તલેખ એમણે આપતાં તેનો પણ આમાં લાભ લીધો છે. અને માનસપૃથક્કરણશાસ્ત્ર (psycho-analysis)ના આશરે બસો જેટલા શબ્દો આ કોશમાં આવ્યા છે તે પણ ભાવનગર મહિલાવિદ્યાલયવાળા રા. ભૂપતરાય મહેતા ને રા. ચુનીલાલ શાહની સંયુક્ત મહેનતનું ફળ છે. આ સૌ વિદ્વાનોનો એમના સહકાર બદલ અહેશાનમંદ છું.

અન્તમાં આ પ્રકારની સેવા કરવાની તક આપવા બદલ સોસાઇટીના કાર્યવાહક મંડળનો તેમ તેના ઉપમંત્રી રા. હીરાલાલ પારેખનો ઉપકાર માનવાની ફરજ સમજું છું.

જન્માષ્ટમી }
૧૯૮૬ }

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ



# સંજ્ઞાસૂચી

અ. ક......અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
- નિ. વિ......નિવૃત્તિવિનોદ
- ની. શા......નીતિશાસ્ત્ર

અ. ફ......અરદેશર ફરામજી ખબરદાર
- ક.........કલિકા
- મ. કા...મલબારીનાં કાવ્યરત્નો
- વિ.........વિલાસિકા

અં. બા......અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી
- પૂ. યો......પૂર્ણયોગ

અં. સા......અંબાલાલ સાકરલાલ દેસાઈ
- ભા. લે......ભાષણો અને લેખો

આ. બા......આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ
- આ. ધ......આપણો ધર્મ
- ધ. વ......ધર્મવર્ણન
- ની. શિ......નીતિશિક્ષણ
- વ. ......વસન્ત
- સુ. ગ......સુદર્શનગદ્યાવલિ-પ્રવેશક લેખ
- સ્મ. સં......સ્મરણસંહિતા—ઉપોદ્‌ઘાત
- હિં. ધ......હિંદુ (વેદ) ધર્મ

ઈ. ક......ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

ઉ. કે......ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી
- ટિ. ગી......ટિળકગીતા—બાળ ગંગાધર ટિળકકૃત શ્રી ભગવદ્‌ગીતા—રહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર—એનું ભાષાન્તર
- બ્રિ. આ. ઇ......બ્રિટિશ હિંદનો આર્થિક ઇતિહાસ

ક. પ્રા......કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી
- બૃ. વ્યા......બૃહદ્ વ્યાકરણ
- મ. વ્યા......મધ્ય વ્યાકરણ

ક. મા......કનૈયાલાલ માણેકલાલ મુનશી
- કે. લે......કેટલાક લેખો
- મા. ક......મારી કમળા અને બીજી વાતો
- વે. વ......વેરની વસૂલાત

કા. મા......કાવ્યમાધુર્ય

કાં. છ......કાંતિલાલ છગનલાલ પંડ્યા

શ્રી. ગો......શ્રીયુત ગોવર્ધનરામ

કાં. મા......કાંતમાલા

કિ. ઘ—...કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા

કે. પા... ..કેળવણીના પાયા

જી. શો......જીવનશોધન

કૃ. ભો......કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટિયા

ભો. જી......ભોળાનાથ સારાભાઇનું જીવનચરિત્ર

કૃ. મો......કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

કે. હ......કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

અ. નોં......અપ્રકટ નોંધ (માનસશાસ્ત્રની પરિભાષાની)

અ. શ......અમરુશતક

એ. હૂ......એશિયાઇ હૂણ

કા. પૂ......કાદંબરી (બાણકૃત) પૂર્વ ભાગ

પ. પ્ર......પરાક્રમની પ્રસાદી

મ. ના......મધ્યમ નાટક

મે. મુ......મેળની મુદ્રિકા

સા. સ્વ......સાચૂં સ્વપ્ન

કૌ..........કૌમુદી

ગ. અ......ગણપતરામ અનુપરામ ત્રવાડી

દ. દે. વા......દરિયાપારના દેશોની વાતો

ગ. ગો...—ગણપતરાવ ગોપાળરાવ બર્વે

ગા. વા. પા......ગાયન વાદન પાઠમાળા

ગ. લ......ગગનવિહારી લલ્લુભાઈ મહેતા

ગ. વિ......ગજાનન વિશ્વનાથ પાઠક

ગુ..........ગુજરાત

ગુ. શા......ગુજરાતશાળાપત્ર

ગુ. વિ ......ગુજરાત વિદ્યાપીઠ

વિ......વિજ્ઞાપક (ગુજરાત વિદ્યાપીઠનું

ગો. મા......ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

દ. અ......દયારામનો અક્ષરદેહ

ન. જી......નવલજીવન (નવલગ્રંથાવલિ ભા. ૨ ની સ. ૧૯૭૧ ની આવૃત્તિમાં આપેલા જીવનચરિત્ર પ્રમાણે પૃષ્ઠાંક)

લી. જી......લીલાવતી જીવનકલા

સ. ચં......સરસ્વતીચંદ્ર

સા. જી......સાક્ષરજીવન

સ્ને. મુ......સ્નેહમુદ્રા

ચં. ન......ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા

ગુ. જી......ગુરુદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર

સ.........સમાલોચક

છો. બા......છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી

જે. એ......જે. એ. સંજાણા

જ્ઞા. બા......જ્ઞાનબાલ

વ......વસન્ત

જ્ઞા. સુ......જ્ઞાનસુધા

ઝ કા......ઝવેરચંદ કાલિદાસ મેઘાણી

ર. રા......રઢિયાળી રાત

ત. મ......તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી

દ. બા......દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

કા. લે......કાલેલકરના લેખો

દ. મૂ......દક્ષિણામૂર્તિ

દુ. કે......દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

ન. દે......નર્મદાશંકર દેવશંકર મહેતા

હિ. ત. ઇ. પૂ......હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ-પૂર્વાર્ધ

" ઉ...... " ઉત્તરાર્ધ

ન. દ્વા......નરહરિ દ્વારકાદાસ પરીખ

ગો. વ્યા......ગોખલેનાં વ્યાખ્યાનો

ન. ભો......નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા

કુ. મા......કુસુમમાળા

નૂ. ઝં......નૂપુરઝંકાર

ભ. ની......ભક્તિ અને નીતિ

મ. મુ......મનોમુકુર

સ્મ. મુ......સ્મરણમુકુર
સ્મ. સં......સ્મરણસંહિતા
હૃ. વી......હૃદયવીણા

ન. લ......નવલરામ લક્ષ્મીરામ પંડિત
ઈં. ઈ......ઈંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ ( પૃષ્ઠાંક બીજી આવૃત્તિ પ્રમાણે )
ન. ગ્રં......નવલગ્રંથાવલિ ( ભા. ૧ લો. સં. ૧૯૭૭ ની આવૃત્તિ, ભા. ૨ જો. સં. ૧૯૭૧ ની આવૃત્તિ. )

ન. લા......નર્મદાશંકર લાલશંકર દવે
જૂ. ન. ગ......જૂનું નર્મગદ્ય
ન. ક.........નર્મકવિતા
ધ. વિ.........ધર્મવિચાર
સ. ન. ગ......સરકારી નર્મગદ્ય ( મહીપતરામસંપાદિત )

ન. સ......નવજીવન અને સત્ય

ના. હે......નારાયણ હેમચંદ્ર

ન્હા. દ......ન્હાનાલાલ દલપતરામ કવિ
ઇં. કુ......ઇંદુકુમાર
ઉ. ઝ......ઉત્ક્રાંતિનાં ઝરણાં
ચિ. દ......ચિત્રદર્શનો
શ. સં......શકુંતલાનું સંભારણું
સા. મં......સાહિત્યમંથન

પો. ગો......પોપટલાલ ગોવિંદલાલ શાહ
વિ. વિ......વિજ્ઞાનવિચાર

પ્ર...........પ્રસ્થાન

પ્રા. વિ..... પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

પ્રે. ભ......પ્રેમભક્તિ

બ. ક......બલવંતરાય કલ્યાણરાય ઠાકોર
અં..........અંબાલાલભાઇ
ઇ. દિ......ઇતિહાસદિગ્દર્શન
ઉ. જુ......ઉગતી જુવાની
ક. શિ......કવિતાશિક્ષણ
દ...........દર્શનિઉં
પ. પ્ર......પરિષત્પ્રવૃત્તિ
ભ......ભણકાર
ભા. લે......ભાષણો અને લેખો—અંબાલાલ સાકરલાલનાં—એનો પ્રવેશક

યુ. સ્ટે......યુનાઇટેડ સ્ટેટસ
સ. ફુ......સરસ્વતીચંદ્રમાં વસ્તુની ફુલગુંથણી
સા. જી......સાક્ષરજીવન—પ્રવેશક અને ટિપ્પણ

બુ. પ્ર......બુદ્ધિપ્રકાશ
ભૂ. ગો......ભૂપતરાય ગોપાળજી મહેતા
મ. છ......મણિલાલ છબારામ ભટ્ટ
મં. જ......મંજુલાલ જમનારામ દવે
મ. ન. ...મણિલાલ નભુભાઇ દ્વિવેદી
ચે. શા......ચેતનશાસ્ત્ર
ના. પ્ર......નારીપ્રતિષ્ઠા
ન્યા. શા......ન્યાયશાસ્ત્ર
સુ. ગ......સુદર્શનગદ્યાવલિ

મન. રવ......મનસુખલાલ રવજીભાઇ મહેતા
કૃ. ચ. કૃષ્ણચરિત્ર (કૃ. મો. ઝવેરી અનુવાદિત)માંનું ગવેષણ
મન. હરિ......મનહરરામ હરિહરરામ મહેતા
મ. ર......મણિશંકર રત્નજી ભટ્ટ
અ. અ......અપ્રકટ અર્થશાસ્ત્ર
અ. ન્યા......અપ્રકટ ન્યાયશાસ્ત્ર
ઇ............ઇજિપ્ટ
એ. ની......એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર
બ્રિ. હિં. વિ......બ્રિટિશ અને હિંદી વિક્રમ
લિં. ચ......પ્રેસિડેન્ટ લિંકનનું જીવનચરિત્ર
શિ. ઈ......શિક્ષણનો ઇતિહાસ
સિ. અ......સિદ્ધાંતસારનું અવલોકન

મ. રૂ......મહીપતરામ રૂપરામ નીલકંઠ
ઈં. મુ......ઇંગ્લંડની મુસાફરી
ચે. દ્રા. ચ......ચેમ્બરકૃત દ્રાષ્ટાંતિક ચરિત્રનિરૂપણ
મ. સૂ......મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી
અ............અસ્ત્રોદય
ગો. ઝા......સુજ્ઞ ગોકુળજી ઝાલા અને વેદાંત
ગૌ. ઓ......ગૌરીશંકર ઉદયશંકર ઓઝાનું જીવનચરિત્ર
ફા. ચ. ...ફાર્બસચરિત્ર (પૃષ્ઠાંક રાસમાળા ભા. ૧ ના છેલ્લી આવૃત્તિ-
માં આપ્યા પ્રમાણે)
વિ. સા......વિચારસાગર
હ. બા...... હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર

મ. હ......મહાદેવ હરિભાઇ દેસાઇ

સ. મ...સત્યગ્રહની મર્યાદા

મા, પી......માનશંકર પીતાંબરદાસ મહેતા

મો. ક......મોહનદાસ કરમચંદ ગાંધી

આ. ક......સત્યના પ્રયોગો અથવા આત્મકથા

ગાં. વિ......ગાંધીજીની વિચારસૃષ્ટિ

સ. ઇ......દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ

યુ..........યુગધર્મ

ર. ઉ......રણછોડભાઇ ઉદયરામ

ના. પ્ર......નાટ્યપ્રકાશ

ર. ક......રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

ર. મ......રમણભાઈ મહીપતરામ નીલકંઠ

ક. સા......કવિતા અને સાહિત્ય (જ્યાં ભાગોનો નિર્દેશ ન કર્યો હોય ત્યાં પહેલી આવૃત્તિ)

હા. મં......હાસ્યમંદિર

રં. હ......રંજિતલાલ હરિલાલ પંડયા

ર. વા......રણજિતરામ વાવાભાઇ મહેતા

નિ.........નિબંધો

ર. કૃ......રણજિતકૃતિસંગ્રહ

રા. વિ......રામનારાયણ વિશ્વનાથ પાઠક

પ્ર......પ્રસ્થાન

પ્ર. પ્ર......પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

વ. ઑ......વસન્ત ઑફિસ

વ......વસન્ત

વિ. ક. ...વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

કૌ......કૌમુદી

વિ. કો......વિઠ્ઠલદાસ કોઠારી

સં. પ......સંપત્તિશાસ્ત્રની પરિભાષા (અપ્રકટ)

વિ. ધ્રુ......વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ

વ......વસન્ત

વિ. મ......વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

કૌ......કૌમુદી

વ......વસન્ત

વિ. ર......વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

કૌ......કૌમુદી

વ...વસન્ત

વ્યો. જ......વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી

સ......સમાલોચક

સં. ઝ......સંસુખલાલ ઝવેરલાલ પંડ્યા

સા......સાહિત્ય

સુ......સુવર્ણમાળા (માસિક)

હ. દ્વા...હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

કે. શા. ક......કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા

હ. પ્રા......હરિહર પ્રાણશંકર ભટ્ટ

ગ. પ......ગણિતકી પરિભાષા

હ. મા......હરિલાલ માધવજી ભટ્ટ

હિં. રા......હિંદનું રાજ્યબંધારણ

હ. વ......હરસિદ્ધભાઇ વજુભાઈ દીવટિયા

મા. શા......માનસશાસ્ત્ર

હિં. ગ......હિંમતલાલ ગણેશજી અંજારિયા

કા. મા......કાવ્યમાધુર્ય

સં. મં......સંગીતમંજરી

હિં. હિ......હિંદહિતચિંતક

વ......વસન્ત

હી. ત્રિ......હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

હી. વ્ર......હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ

સ. મી. ....સત્યમીમાંસા

*Adj*......Adjective

*Adv*......Adverb

*Arch*......Architecture

*Econo*......Economics

*Metaph*......Metaphysics

*Philoso*......Philosophy

*Pol. eco* . ...Political Economy

*Psycho-ana*......Psycho-analysis

# મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | કૉલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૧ | ૨ | ૪ ને ૧૪ | Analitic | Analytic |
| ૧૧ | ૨ | ૨૫ | વ. ૨, ૧૬૪ | વ. ૨૦, ૧૬૪ |
| ૧૪ | ૧ | છેલ્લેથી ૧૦ | અનુભવઅજન્ય કોઇ | અનુભવઅજન્ય હોઇ |
| ૨૯ | ૨ | ૬ | જોનારાનો પક્ષ | જોનારાનો લક્ષ |
| ૩૧ | ૨ | છેલ્લેથી ૧૦ | Classisim | Classicism |
| ૩૫ | ૧ | ૯ | હરકત | હસ્તક |
| ૩૬ | ૧ | ૪ | keeness | keenness |
| ૪૧ | ૨ | ૪ | વિ. | વિ. ધ્રુ. |
| ૪૧ | ૨ | ૨૦ | ન. લા. | ન. લ. |
| ૪૪ | ૧ | ૧ | ecclectic | eclectic |
| ૪૪ | ૨ | ૩ | Contradition | Contradiction |
| ૪૮ | ૨ | ૧૬ | બ. કો. | બ. ક. |
| ૫૨ | ૨ | ૧૦ | સુમ્ય રચનાકાર | સુરમ્ય રચનાકાર |
| ૫૪ | ૧ | છેલ્લેથી ૬ | શિખામણીઓ | શિખામણીઉં |
| ૬૧ | ૧ | ૧૪ | જેને એ | જેને નિમિત્તે એ |
| ૬૩ | ૨ | છેલ્લેથી ૧૪ | દ. બા. | બ. ક. |
| ૬૪ | ૨ | ,, ૫ | દૂરઅદેશ | દૂરઅંદેશ |
| ૬૬ | ૨ | છેલ્લી | શૃગારગાત્ર | શૃંગારગાત્ર |
| ૬૮ | ૧ | ૨૨ | determind | determined |
| ૭૪ | ૨ | ૨૩ | નૈયાયિક | નૈયાયિક દોષ |
| ૯૬ | ૨ | ૧૫ | त्वद्भव | त्वद्भूव |
| ૯૯ | ૧ | ૧૩ | જરીર | શરીર |
| ૯૯ | ૨ | છેલ્લેથી ૬ | Implisit | Implicit |
| ૧૦૩ | ૧ | ,, ૮ | અધિદૈવત | આધિદૈવત |
| ૧૦૪ | ૧ | ૮ | (૨) કુસુમ | (૨) ૪, ૨૦: કુસુમ |

# પારિભાષિક શબ્દકોશ

## A

**Abasia,** ( *Psycho ana.* ) ગતિભ્રંશ [ભૂ.ગો.]

**Abbess,** વિહારપાલિની [મં. ર.]

શિ. ઇ. ૧૮૮: પોર્ટરૉયલ એ પારિસથી આઠેક માઈલને અંતરે એક મનોહર ખીણમાં રહેલો **વિહાર** ( બૌદ્ધ સંપ્રદાયવાળાઓ મઠને ' વિહાર ' એવી સંજ્ઞા આપે છે, અને આધુનિક બીજા સંપ્રદાયોના સાધારણ થઇ પડેલા મઠથી વિશિષ્ટ અર્થ સૂચિત કરવાને મઠ કરતાં હેતુમાં વિહાર શબ્દ વધારે સારો લાગ્યો માટે તે જ સ્વીકાર્યો છે. ) હતો. તેમાં વિહારપાલિની તરીકે **આનૉની** પુત્રીની નીમણુક કરવામાં આવેલી.

**Abbey,** વિહાર [ મ. ર. ]

શિ. ઇ. ૧૮૮: જુઓ Abbess.

**Abbreviation,** સંક્ષેપાક્ષર [ ગો. મા. ]

**Abiogenesis,** અજીવાત્જીવવાદ [ પ્રા. વિ. ]

વીણા, ૧૯૨૮, ૪૯: જડ દ્રવ્યોમાંથી જીવન- તત્ત્વની ઉત્પત્તિ કોઇ પણ રીતે સંભવે કે નહિ એ પ્રશ્ને જીવનશાસ્ત્રીઓના બે પક્ષમાં ભાગ કરી નાંખ્યા છે (Biogenesis: **જીવાત્-જીવવાદ,** A. અજીવાત્જીવવાદ )

**Ablaut,** સ્વરસંક્રમ [ કે. હ. ]

કા. પૂ. ૧૯૬ સં. **विहीनम्** ઉપરથી સ્વરસંક્રમ (a.) ના ધોરણ પ્રમાણે પ્રા. **विहूणं** રૂપ થયું ...

**Abnormal,** (*Phsycho ana.*) વિકૃત [ ભૂ. ગો. ]

**Abreaction,**( *phsycho ana.* ) અનનુભૂતાનુભવ, અનનુભૂત ઊર્મિમોક્ષ [ભૂ. ગો.]

**Absenteeism,** અનિવાસિત્વ [ વિ. કો. સં. ૫.]

**Absentminded,** ૧. શૂન્યમનસ્ક [ન. ભો.]

સ્મ. મુ. ૨૦૧: હેમની a. m. શૂન્યમનસ્ક ટેવનો એક બીજો દાખલો: એક વાર ઉનાળાની ઋતુમાં મ્હારા પિતા વગેરે ચીનાબાગમાં ઉતરેલાં; લાંબી મુદત રહેલાં; એક વાર ખરે બપ્પોરે શાલ નાખીને વીરચંદ શેઠ આવ્યા. મ્હારી બ્હેન કહે ' આ ઉનાળામાં શાલ ! '—' કાં સાલ હોડી છે ? ' એ ઉત્તર મળ્યો.

૨. **અન્યમનસ્ક** [ દ. બા. ]

**Absentmindedness,** અનવધાનતા [ મ. ન. ]

ચૈ. શા. ७१: ચેતનના સ્વવ્યાપારરૂપ અવધાનને માન્યું તો તેથી ઉલટી અવ્યાપારરૂપ સ્થિતિ તે અનવધાનતાની છે. એમાં કોઇ વાત ઉપર અવધાનને એકત્ર કરવાનો વ્યાપાર જ હોતો નથી. એને **વિકીર્ણ** ચેતન અથવા વિકીર્ણ પ્રતીતિ એ નામ આપી શકાય.

૨. **બેભાનપણું** [ ર. મ. ]

હા. મં. ૨७: આમ બધા હાસ્યપ્રસંગોમાં બેભાનપણું (a.) રહેલું હોય છે.

૩. **અનવધાનદશા** [ વ. ઑ. ]

વ. 13, ૧: વસન્તનું નવું વર્ષ જરા અમારી અનવધાનદશા (a.) માં આવી ગયું.

૪. **અન્યમનસ્કતા** [ દ. બા. ]

**Absolute,** ૧. **નિરપેક્ષ** [ મ. ન. ]

ચૈ. શા. ૬૨૪: **સાપેક્ષ** યોગ્યતા કરતાં નિરપેક્ષ યોગ્યતાને પારિતોષિક આપવાથી ઘણી થોડી અસર થાય છે.

૨. **નિર્વિકલ્પ** [ ન. ભો. ]

વ. ૨૦, ૨; આ આખા બ્રહ્માણ્ડમાં કશી પણ વસ્તુ a. નિર્વિકલ્પ નથી; relative **સવિકલ્પ** છે.

**Absolute idealism, અજાતિવાદ** [ મ. ન. ]

ચે. શા. ૧૯૩. આ બધા પ્રશ્નોનો નિશ્ચય કરવાનું કામ ચેતનશાસ્ત્રમાં દર્શનનો જે અર્થ કરવામાં આવે છે તે અર્થ જોતાં આ શાસ્ત્રનું નથી; પણ **પરમાર્થશાસ્ત્રનું** છે. બાહ્યાર્થ છે, બાહ્યાર્થ કેવળ ચેતનવ્યાપારનું જ માનવાપણું-અભ્યાસ-છે, એ આદિ જે **બાહ્યાર્થવિજ્ઞાનવાદ**, અજાતિવાદ, અને કેવલ **બાહ્યાર્થવાદ**, તે એ શાસ્ત્રના અંગમાં સમાય છે.

**Absolute government-monarchy, અશેષ-અમર્યાદિત-સત્તા.** [દ.બા.]

**The Absolute, સમસ્ત વસ્તુતત્ત્વ** [ હી. વ્ર. સ. મી. ૧૬૮ ]

**Absolutism, ૧. સમસ્તવિજ્ઞાનસત્તાવાદ, પરમાર્થસત્તાવાદ, સમષ્ટિસત્તાવાદ, અદ્વૈતવાદ** [ હી. વ્ર. ]

સ. મી. (૧) પ્રસ્તાવના, ૩ઃ મૂળ ગ્રંથકારે 'સત્ય'નું લક્ષણ, 'વસ્તુતત્ત્વનું જ્ઞાન તે સત્ય' આ પ્રમાણે બાંધ્યું છે; આથી સ્વાભાવિક રીતે આમાં ત્રણ પદાર્થોની મુખ્ય ચર્ચા પ્રાપ્ત થાય છે. એક વસ્તુતત્ત્વવિષયક, બીજી જ્ઞાનવિષયક, અને ત્રીજી સત્યના સ્વરૂપ અને પ્રામાણ્યવિષયક. આમાંથી પ્રથમ ચર્ચાને અંગે **સર્વાસ્તિત્વવાદ** (Realism), **બાહ્યાર્થાસ્તિત્વવાદ** ( Objective Realism ), અને **નાનાર્થવાદ** (Pluralism), વિજ્ઞાનવાદ ( Idealism ), સમસ્તવિજ્ઞાનસત્તાવાદ (A.) **સ્વસત્તાક** ( Noumenal ) **જ્ઞાનસત્તાક** (Subjective),**અજ્ઞાતસત્તાક**(Agnostic), ઈત્યાદિ વિષયક વાદચર્ચા જોવામાં આવશે.(૨) ૩૮ઃ આ સમષ્ટિ વા પારમાર્થિક સત્તાવાદ વા સમસ્તવિજ્ઞાનવાદ એક અતિ પ્રૌઢ અને સૂક્ષ્મ પ્રક્રિયામય વાદ છે.

**Absolutist, પરમાર્થસત્તાવાદી, સમસ્તવિજ્ઞાનવાદી, અદ્વૈતવાદી** [હી. વ્ર. સ. મી. ૧૬૮. ]

**Absorbing, ૧. મનોવ્યાપી** [ગો. મા.]

સ. ચં. ૧, ૨૪૮ઃ પણ સર્વવ્યાપારશોથી ચિત્તવિકાર મનોવ્યાપી (A.) થઇ જવાથી તે વીશે વિચાર ન કર્યો.

૨. **વિપ્લાવક** [ મ. ન. ]

ચે. શા. ૪૯૮ઃ જ્યાં વિપ્લાવક અને વિશાલ મર્યાદાવાળી અનુકમ્પા જણાય છે, ત્યાં ઊર્મિયોગ્યતા વિદ્યમાન હોય છે.

**Absorption, ૧. ચોષણ** [ ન. લ. ]

ગુ. શા. ૨૫, ૨૪૩ઃ ત્વચાચર્મનાં શરીરમાં ચાર કર્તવ્ય છેઃ ૧. પરિસ્વેદનરૂપે લોહીમાંથી બગડી ગએલા પદાર્થનો ઉત્સર્ગ ( Exhalation ) એટલે શરીરમાંથી તેને બહાર કાઢી નાખવો. ૨. શરીરના **ઉષ્ણતામાનનું** સમતોલન કરવું. ૩. બહારના પદાર્થોનું ચોષણ (*a.*) એટલે ચૂસીને શરીરમાં ગ્રહણ કરવું.

**Abstinence, અયોગ** [ ચં. ન. ]

સ. ૧૯, ૨૭૩ઃ સ્ત્રીજાતિ અને પુરુષ જાતિના સંબન્ધના શાસ્ત્રીય અભ્યાસીઓ એ પ્રશ્ન પૂછે છે કે કામવૃત્તિનો અતિયોગ (excess) જો પાપરૂપ હોય તો ત્હેનો અયોગ (*a.*) એ પણ શું પાપરૂપ નથી?

**Abstract, ૧. અગોચર** [ ન. લ. ]

ન. ગ્રં. ૩, ૧૪૧ઃ પહેલે પગથીએ અવલોકનશક્તિને, બીજે તોલન તથા કલ્પનાશક્તિને અને ત્રીજે અગોચર તથા **સામાન્યકરણ** શકિતને ( Abstraction and generalization ) અનુસરતા પ્રશ્નો વિશેષે કરીને પૂછવા.

૨. **અમૂર્ત** [ ર. મ. ]

ક. સા. ૫૧૫ઃ કવિતામાં અમૂર્ત (*a.*) વિચારોનું સ્થાન નથી, પણ કવિતામાં **મૂર્તિમન્ત** ( Concrete ) રૂપની રચના હોવી જોઇએ એમ કહેવાનું તાત્પર્ય ઉદાહરણોથી વધારે સ્પષ્ટ થશે.

૩. **સંવિક્ત** [ મ. ર. ]

શિ. ઇ. ૧૭૩ઃ સંવિક્તના પહેલાં **સંહત** બતાવવું; વિષમની પહેલાં સરલ; અને આઘેનાંની પહેલાં પાસેનું.

૪. **તાર્કિક** [ બ. ક. ]

વ. ૧, ૯૮ઃ માટે જ નવું અને શુદ્ધ પ્રારબ્ધ બાંધવું દરેકને શકય છે, તો એ

તાર્કિક (*a.*) શકયતા પોતાના જીવનમાં સાચી પડે એ માટે મથવાની દરેક મનુષ્યની ફરજ પણ છે. (૧૯૨૯ નો ગુજરાતીનો દીવાળી અંક, પૃ. ૧૪ પણ જુઓ.)

૫. **કેવલ** [ વિ. ધ્રુ. ]

બુ. પ્ર. ૭૧, ૧૩૯: તમામ વિજ્ઞાનનાં શાસ્ત્રો મનુષ્યના જીવનના નિત્યક્રમના અનુભવોના **સમવેત** ( concrete ) જ્ઞાનમાંથી ઉદ્‌ભવેલાં છે અને તેની કેવલ ( A. ) કલ્પનાઓ પરથી મનુષ્યજીવનમાં અનેક સુખસાધનોની શોધ થઇ રહે છે.

૬. **એકદેશી-લક્ષ્યી** [ પ્રા. વિ. ]

**વીણા**, ૧૯૨૭, (૧) ૧૭૯: દરેકે દરેક વિજ્ઞાન એકલક્ષ્યી (*a.*) હોય છે. (૨) ૧૮૯: ચિત્તશાસ્ત્રનું દૃષ્ટિબિંદુ આપણા અનુભવનું જ છે, અને એ રીતે એ શાસ્ત્ર સર્વદેશી છે, જ્યારે બીજાં બધાં શાસ્ત્રો બાહ્યદૃષ્ટિએ પોતાના વિષયનું નિરૂપણ કરતાં હોઇને એકદેશી (a.) છે.

૭. **નિર્વિશેષ** [ આ. બા. ]

વ. ૨૬, ૮૭: નિર્વિશેષ સામાન્ય ( *a* ) વિશેષ (concrete) ની અપેક્ષાએ દરિદ્ર છે.

**Abstractness, એકદેશીયત્વ** [પ્રા.વિ.]

**વીણા**, ૧૯૨૭, ૧૮૧: પછી આપણે જેમ જેમ ઉપર જઈએ તેમ તેમ વિજ્ઞાન આપણા અનુભવ પાસે આવતું જાય છે. એનું એકદેશીયત્વ (*a.*) ઘટતું જાય છે અને વ્યકિત તરફ એટલે કે આપણા જીવન્ત અનુભવ તરફ ઢળે છે.

**Abstract knowledge, ભાવનાજ્ઞાન** [ મ. ન. ચે. શા. ]

**Abstract notion, વસ્તુશૂન્ય વિકલ્પ** [ રા. વિ. ]

પ્ર. ૧; ૮૧: સમાજ એ વસ્તુ છે. રૂઢિ એ વિચારની સગવડ માટે કરેલ ' વસ્તુશૂન્ય વિકલ્પ ' a. n. છે.

**Abstraction,** ૧. ( representation ) **ભાવના** [ મ. ન. ]

ચે. શા. ૩૨૧: કલ્પનાની મર્યાદા પાર પણ સામાન્ય જાય છે એમ જે કહ્યું તેનું ઉદાહરણ મો'ટા પરિમાણવાળા પદાર્થો અને તે પરિમાણની ભાવના બાંધવામાંથી મળી આવે છે.

( abstract thinking ) **ભાવનાધિગમ** [ મ. ન. ચે. શા. ]

૩. **અમૂર્તવિચારણા** [ ર. વા. ]

સ. ૨૨, ૧૨૧: ભાષાના વિકાસ ઉપરથી તે પ્રજાની અવધારણાશક્તિ, અંતર્દૃષ્ટિ, કલ્પના, અમૂર્તવિચારણા (A.) **સામાન્યવિચારણા** ( Generalisation ) વગેરે કેટલાં ખીલ્યાં છે તે જણાય છે.

**Abstractionist, અનાકારભક્ત** [વિ.ક.]

કૌ. ૨, ૨, ૬: એ આખો જ પંડિતયુગ એટલે અનાકારભકતો 'એબ્સ્ટ્રેકશનીસ્ટસ'નો યુગ હતો.

**Abstraction, ખંડગ્રહ** [ આ. બા. ]

પહેલી પરિષદ્, " જોડણી, " ૧૪: ખરી વાત એવી છે કે ભાષા એ નિર્જીવ પદાર્થ નથી અને તેથી અનેક શક્તિઓની અસર તળે એનો દેહ બંધાતો જાય છે, અને એ સર્વ શક્તિઓને માનવાથી જ યથાર્થ વસ્તુગ્રહણ થાય છે. એમાંથી એકનો જ અંગીકાર કરવો, વા સર્વત્ર એકને જ પ્રધાનસ્થાને સ્થાપવી, એ તત્ત્વજ્ઞાનની પરિભાષામાં જેને '*a*'. (ખંડગ્રહ) કહે છે તે છે.

**Absurd, અયુક્ત** [ ર. મ. ]

હા. મં. ૬૧: પ્રો. બગસનના આ વિવેચનનો સાર એ છે કે હાસ્યરસમાં વર્ણવેલો અસંભવ પ્રથમ દૃષ્ટિએ અયુક્ત (a.) લાગે તો તે ભૂલ છે.

૨. **દુષ્ટ** [ બ. ક.]

ક. શિ. ૩૩: ઉપલા બંને તર્ક દુષ્ટ ( *a.* ) અગર **દૂરાકષ્ટ** ( far-fetched ) અને ફેંકી દેવાના, એવી સામી દલીલ પણ થઇ શકે છે.

**Absurdity, અયુક્તતા** [ ર. મ. ]

હા. મં. ૩૦: ઈસપનીતિ, પંચતંત્ર, અમુક સ્વભાવનાં માણસોની કે અમુક જાતના જીવાજોની મૂર્ખાઇ ચિતરનાર વાર્તાઓ, અમુક પ્રકારના વિલક્ષણ પ્રસંગોનું પૃથક્કરણ કરી તેઓની અયુકતતા (a.) સૂચવનાર વર્ણનોઃ એ સહુમાં ' હ્યુમર 'નો પ્રદેશ હોય છે.

**Academic,-al, ૧. વિદ્યાવિષયક** [મન.રવ.]

કૃ. ચ. ગવેષણ, ૧૧: બંકિમ બાબુએ

શ્રીકૃષ્ણનું ઐતિહાસિક જીવનચરિત્ર શોધવામાં વિદ્યાવિષયક (*a.*) હેતુ શિવાય અન્ય હેતુ એ ધ્યાનમાં રાખેલો કે હિંદની આધુનિક રાષ્ટ્રતા (modern nationalism) ઉત્પન્ન કરવામાં બહુ અંશે ઉપયોગી થાય એવાં તત્ત્વો, શ્રી કૃષ્ણના જીવન અને શિક્ષણમાં છે એમ બતાવી આપવું.

૨. **સિદ્ધાન્તલક્ષી** [ ગ. લ. ]

કૌ. ૧, ૧, ૧૫૫: આ પ્રશ્ન લાગે છે એવો નિરર્થક કે કેવળ સિદ્ધાન્તલક્ષી (એકેડેમીક) નથી.

**Academy, ૧ સંગમ** [પ્રાચીન–વિ. ક. ]

કૌ. ૩. ૩. ૩: દક્ષિણમાં આર્યસંસ્કારનો સંદેશ વહનાર ઋષિવર અગસ્ત્ય જેના આદ્ય સંસ્થાપક હતા, એવી તે એકેડેમીઓ ('સંગમ્' શબ્દ તેને માટે વાપરતા, જે સંઘ ઉપરથી આવ્યો હોવાની એક કલ્પના છે;) પોતાના યુરોપી અનુગામીની માફક જ, શબ્દકોષ ને વ્યાકરણો રચાવી ભાષાની શુદ્ધિ અને સુસ્થતા જાળવવાનું પોતાનું પ્રથમ કર્તવ્ય બજાવતી.

૨. **પંડિતોની અભ્યાસશાળા, શાળા** [ ન. લા. ]

સ. ન. ગ. (૧) ૪૦૩: એ ખટપટની સાથે તેણે આકેડેમી–પંડિતોની અભ્યાસ-શાળા સ્થાપી; (૨) ૨૪૮: આરિસ્ટોટલ સત્તર વર્ષની વયે પ્લેટોની આકેડેમી–શાળામાં દાખલ થયો.

૩. **વિદ્વન્મંડળી** [ ન. ભો. ]

પાંચમી પરિષદ્, ભાષણ, ૮: હાલ બંગાળામાં બંગપરિષદ્ છે તે સંસ્થાનું સ્વરૂપ કાંઈક જુદા પ્રકારનું છે; કાયમનાં સ્થાન, સભ્યવર્ગ, અધિકારીવર્ગ ઇત્યાદિથી બનેલી પાશ્ચાત્ય A. વિદ્વન્મંડળીના ધોરણે એ પરિષદ્ રચાયલી જણાય છે.

૪. **સાહિત્ય–વિજ્ઞાન–સભા** [ મ. હ. ]

સ. મ. ૮૫: સન ૧૭૫૪ માં પ્રશિયાની ઍકૅડૅમી (સાહિત્ય-વિજ્ઞાન-સભા) એ પોતાના વાર્ષિક ઇનામી નિબંધ માટે નીચેનો વિષય જાહેર કર્યો હતો...

૫. **સંસદ્** [ આ. બા. ]

વ. ૨૯, ૧૨૧: હાલમાં એ બંને પ્રાન્તોમાં હિન્દી અને ઉર્દૂભાષાના વિકાસ અર્થે 'હિન્દુસ્તાની ઍકેડેમિ' યાને હિન્દી અને ઉર્દૂભાષાની સંસદ્ સ્થાપવામાં આવી છે.

૬. **વિદ્યાશ્રમ, ગુરૂકુળ** [ દ. બા. ]

**Accent, સ્વરોચ્ચાર, સ્વરભાર** [ર. મ.]

(૧) ક. સા. ૨૭૮: ગુજરાતી ભાષામાં ઇંગ્રેજી જેવા સ્વરોચ્ચાર (*a.*) નથી; (૨) છઠ્ઠી પરિષદ, ભાષણ, ૧૫: ગુજરાતી ભાષાના ઉચ્ચારમાં સ્વરભાર (*a.*) ન હોવાથી ઇંગ્રેજી ભાષાના heroic metre (વીરરસોચિત છંદ) ની અનુકૂળતા ગુજરાતી ભાષામાં નથી.

૨. **પ્રયત્ન** [ કે. હ. ]

બીજી પરિષદ્, "પદ્ય રચનાના પ્રકાર," ૪૨: વેદવાણી હાલ આરોહ અવરોહાત્મક પ્રયત્ન (pitch *a.*) વાળી છે.

૩. **સ્વરિતત્વ** [ અ. ફ. ]

મ. કા. ઉપોદ્‌ઘાત, ૧૧૧: અંગ્રેજી ભાષાની પદ્યરચનામાં આ વાણીનું ડોલન-rhythm–લાવવા માટે દરેક શબ્દની એક એક વર્ણશ્રુતિ (syllable)ના સ્વરિતત્વ (*a.*) ઉપર આધાર રાખવો પડે છે.

૪. **રૂપસૂચક આઘાત** [ મન.હરિ. ]

વ. ૧૯, ૧૧૨: ત્યારે અંગ્રેજીમાં તે ભાષાના વિશિષ્ટ બંધારણાનુસાર શબ્દાંગ પર પડતા રૂપસૂચક આઘાત (*a.*) પ્રમાણે શબ્દાંગનું લઘુગુરૂત્વ નક્કી કરવામાં આવે છે; અને તે એટલે સુધી કે કેટલાક **એકાંગી શબ્દો** (monosyllables) તો લઘુ ગણવા હોય તો લઘુ પણ ગણાય છે અને ગુરૂ ગણવા હોય તો ગુરૂ પણ ગણાય છે.

૫. **ભાર** [ દ. બા. ]

**Accidence, પદવિચાર** [ ક. પ્રા. બૃ. વ્યા. પ્રસ્તાવના, ૭ ]

**Accident, ૧. ઉપાધિ** [ મ. ન. ]

ન્યા. શા. ૩૯: જે ધર્મ પણ ન હોય અને અસાધારણ ધર્મ પણ ન હોય, શબ્દની જાતિશક્તિમાં પણ ન હોય તેમ તે ઉપરથી ઉપજતો પણ ન હોય તે ઉપાધિ.

૨. **આકસ્મિક ધર્મ** [ રા. વિ. ]

પ્ર. પ્ર. **૧૩૧:** સોનાનો પીળો રંગ આપણે સ્વાભાવિક માન્યો અને કોઇ ગાયનો રંગ પીળો હોય તો તેને આપણે આકસ્મિક કહીશું તેનું કારણ એ છે કે રસાયનિક પદાર્થોનાં તત્ત્વોનો રંગ કોઈ જગાએ ફરી ગયો હોય એવું આપણે જોયું નથી તેથી તેવા પદાર્થોના રંગને બુદ્ધિ આવશ્યક ધર્મ તરીકે ગ્રહણ કરે છે પણ પ્રાણીઓના રંગો વારંવાર ફરતા જોયા છે માટે બુદ્ધિ તેને આવશ્યક તરીકે ગ્રહણ કરતી નથી. માટે કાળો રંગ એ કાગડાનો આકસ્મિક ધર્મ છે.

૩. **અનાવશ્યક ગુણ** [ મ. ૨. ]

અ. ન્યા: જે ગુણો વગર વસ્તુને ચાલે એમ આપણને લાગે તેને આપણે અનાવશ્યક ગુણ કહીએ છીએ. એવા ગુણોમાં કેટલાએક સર્વકાલિક અને કેટલાએક અલ્પકાલિક હોય છે, કૃષ્ણતા એ કાગડાઓનો **સર્વકાલિક પણ અનાવશ્યક ગુણ** છે, વળેલાં શીંગડાં એ ગાયોનો **અલ્પકાલિક ગુણ** છે.

૪. **નિમિત્ત** [ દ. બા. ]

**Inseparable accident, ૧. નિયત ઉપાધિ** [ મ. ન. ]

ન્યા. શા. ૪૦: સુવર્ણ **કાલીફોર્નીઆમાં** મળે છે એ **અનિયત ઉપાધિનું** વિધાન થયું; કેમકે **કાલીફોર્નીઆને** બદલે ગમે ત્યાં સુવર્ણ મળે તેથી સુવર્ણના સુવર્ણત્વમાં કાંઇ ફેર પડવાનો **નથી**. નિયત ઉપાધિનાં ઉદાહરણમાં કેટલાંક જનાવરોના રંગ જે કદાપિ કહીં પણ જુદા **નથી** એમ ધારવામાં આવે છે તેનું વિધાન બતાવવામાં આવે છે; હંસ ધોળા છે, કાગડા કાળા છે, ઇત્યાદિ.

૨ **નિત્ય આકસ્મિક ધર્મ** [ રા. વિ. ]

પ્ર. પ્ર. ૪૨: આકસ્મિક ધર્મોના નિત્ય અને અનિત્ય એવા બે ભાગો છે. જે ધર્મ આકસ્મિક હોવા છતાં પદના સ્વભાવધર્મો સાથે નિત્ય જોડાએલો માલુમ પડે તે નિત્ય અને કોઈક જ વાર જોડાએલો માલુમ પડે તે અનિત્ય.

૩. **સર્વકાલિક અનાવશ્યક ગુણ** [ મ. ૨. જુઓ Accident ૩.]

**Separable Accident, ૧. અનિયત ઉપાધિ** [ મ. ન. ]

૨. **અનિત્ય આકસ્મિક ધર્મ** [રા.વિ.]

૩. **અલ્પકાલિક અનાવશ્યક ગુણ** [ મ. ૨. ]

**Accidental, ઔપાધિક** [ મ. ન. ]

ચૈ. શા: ૩૮૩: અવલોકનથી ભેગાં **કરેલાં** દૃષ્ટાન્તોને પણ બાળક વધારે લક્ષી તપાસે છે, અને ખરા વસ્તુગત સાધર્મ્યને માત્ર ઔપાધિક સાધર્મ્યથી જુદું પાડવા યત્ન કરે છે.

**Accuracy, ૧. સુરેખતા** [ મ. ન. ]

ચૈ. શા. ૨૦૮: સ્પષ્ટ કલ્પન થઇ શકે તે પૂર્વે સંસ્કારમાં અમુક પ્રકારની સ્પષ્ટતા અને સુરેખતા જોઇએ.

૨. **અનશુદ્ધિ**

ત્રીજી પરિષદ્, **૧૪૫:** શાસ્ત્રીય અનશુદ્ધિ અને ચોકસાઈ (scientific accuracy and precision) તે શું એનો જેઓને ખયાલ છે, તે આ પ્રકરણોમાંની ભૂલોથી ચકિત થશે નહીં.

**Acoustics, નાદશાસ્ત્ર** [ મ. ન. ]

સુ. ગ. **૧૭૯:** નાદશાસ્ત્ર (*a.*) નો જે અર્વાચીન શોધ છે તેનો ઉદ્ભવ પણ એક ચમચા જેવા ધાતુના પદાર્થના રણકારાના અધ્યયનમાંથી થયો છે.

**Acquired, પ્રાપ્ત** [ આ. બા. ]

વ. ૧૨, ૧૮૧: **સહજ** ( inherited ) ગુણો સંતતિમાં સંક્રાન્ત થાય છે, તેમ જ પ્રાપ્ત ( *a.* ) ગુણો પણ થાય છે.

૨. **સંપાદિત** [ ન. ભો. ]

વ. ૨૩, ૬૬: અલબત્ત જેમ કારી, કોકો, વગેરે પદાર્થને Acqired taste સંપાદિત **રસશક્તિની** અપેક્ષા છે, તેમ આ પ્રકારની યમકયોજનાને માટે પણ સંપાદિત **રસશક્તિ** જોઇશે ખરી.

**Actability, તખ્તા-લાયકી** [ બ. ક. ]

ઉ. જુ. **૧૮૧:** તેમાં વિશેષમાં તખ્તાલાયકી (a.)નો અફલાતુની ગુણ પણ આણવા મથ્યો છું ખરો.

**Active, ૧. ચંચલ** [ મ. ન. ]

ના. પ્ર. ૩: પોષક શક્તિ **સ્થિર** (Passive) છે ને ઉત્પાદકશક્તિ ચંચલ (A.) છે.

૨. **કાર્યસાધક, સબલ, સવ્યાપાર** [ મ. ન. ]

ચે. શા. (૧) ૫૪૧: આટલે સુધી તો આપણે ઇચ્છાના મૂળભૂત સ્વરૂપનો વિચાર કર્યો. આપણે હવે તેનું પરિપૂર્ણ સ્વરૂપ જોવાનું છે. ઇચ્છાવ્યાપાર એટલે કે ઈચ્છાપૂર્વક કાર્યસાધક પ્રવૃત્તિ તે તેનું પરિપૂર્ણ સ્વરૂપ છે. (૨) ૫૪૦: પ્રબલ ઊર્મિવિક્ષોભની યોગ્યતા એ, **સબલ ચંચલતાનું** પૂર્વરૂપ છે; (૩) ૫૩૩: ઇચ્છાવ્યાપાર કરતી વખતે મન સવ્યાપાર પ્રતાનતા પામે છે.

૩. **સચેષ્ટ** [ ન. ભો. શૈવલિની, પુરસ્કરણ, ૩૯. ]

૪. **સામું** [ બ. ક. ]

સુ. ૧૯૮૩, માગસર, ૯૫: અત્યારે તો મુસ્લીમ ટોળું સામો ( *a.* એક્ટિવ ) જુલ્મ કરે છે, તો હિંદુ ટોળું બેઠો (passive પેસિવ) જુલ્મ કરી રહ્યું છે.

૫. **વિધાયક, તત્પર** [ કે. હ. અ. નો. ]

**Active vigour સબલ ચંચલતા** [ મ. ન. જુઓ Active. ]

**Activity, ક્રિયાશક્તિ** [ મ. ન. ]

ચે. શા. ૨૨: કોઇ નાનું બાળક કોઇ ઊર્મિના આવેશમાં રમતું હોય, કોઇ બાળક શાન્તપણે વિચાર કરતું હોય, અને કોઈ અમુક રીતે પોતાની ક્રિયાશક્તિનો ઉપયોગ કરતું હોય, એ ત્રણેનાં કાર્ય સ્પષ્ટ રીતે જુદાં જ છે.

**Adaptation, ૧. રસાનુસારી–દેશકાલાનુસારી–ભાષાન્તર** [ ન. લ. ]

ન. ગ્રં. ૨. ૨૯૨: ભાષાંતર ત્રણ પ્રકારનાં છે:—શબ્દાનુસારી, અર્થાનુસારી, અને રસાનુસારી. રસાનુસારી ભાષાંતરમાં શ્રોતાના દેશકાલને અનુસરવાની પ્રથમ જરૂર છે, કેમકે નહિ તો રસને સ્થળે વિરસ કે કુરસ થઈ જાય. રસાનુસારી ન કહેવું હોય તો એને દેશકાલાનુસારી (A.) કહો, પણ એમ કર્યા સિવાય એક દેશનું કે એક કાલનું કાવ્ય બીજા દેશકાલના લોકને કદી પણ ધારેલો રસ આપી શકશે નહિ.

૨. **રૂપાંતર** [ ગો. મા. ]

ન. જી. ૪૪: ભાષાંતર કરો, અથવા ભાટના ભોપાળા જેવું રૂપાંતર (*a.*) કરો, તે સર્વેમાં મૂળ લેખોનો આત્મા આવવો જોઇએ.

૩. **પ્રતિકૃતિ** [ ૨. મ. ]

વ. ૯, ૧૯૦: એને પરિણામે ઈંગ્રેજી નવલકથાઓનાં ગુજરાતીમાં ભાષાન્તર થયાં પ્રતિકૃતિઓ ( *a. s* ) થઇ...

૪. **અનુવાદ** [ ૨. વા. ]

નિ. ૧૦૧: કેટલીક વખત બે ત્રણ વાતોનો ખીચડો કરી નવી વાત ઉભી કરાય છે, અને ભાષાન્તર કે અનુવાદ (*a.*) કર્યું હોય તે છતાં તે ન કબુલ કરવાની ગુજરાતના લેખકોને કુટેવ પડી ગયેલ હોવાથી એ બધી વાર્તાઓ સ્વતંત્ર કૃતિઓ જ લેખાય.

૫. **સંયોજન.** [ ચં. ન. ]

૬. **અનુકૃતિ, ભાવાનુવાદ** [ દ.બા. ]

પ્ર. ૨, ૧૬૦: ભાવાનુવાદ (*a.*) નો સવાલ જરા અટપટો છે.

**Address, ૧. મંગળાચરણ** [ ૨. મ. ]

હા. મં. ૯૩: સને ૧૮૧૨ માં લન્ડનમાં 'ડ્રુરીલેન થીએટર' નામે નાટકગૃહનું વાસ્તુ કરવાનું હતું ત્યારે એ સંસ્થાના વ્યવસ્થાપકોએ જાહેરખબર છપાવી હતી કે એ પ્રસંગે વાંચવા માટે સહુથી સારૂં 'એડ્રેસ' ( મંગળાચરણ ) લખી મોકલનારને ઇનામ આપવામાં આવશે.

**Æsthetics, ૧. સૌન્દર્યશાસ્ત્ર, સૌન્દર્યચર્ચા** [ મ. ન. ચે. શા. ૧૭ જુઓ Legislation. ]

૨. **રસશાસ્ત્ર** [ ૨. મ. છઠ્ઠી પરિષદ્, ભાષણ, ૧૨ ]

૩. **આનન્દમીમાંસા** [ગૂ.વિ.વિ.૧૦૪]

૪. **સૌન્દર્યવિજ્ઞાન** [ મ. છ. જુઓ. Psychology. ]

૫. **કલાશાસ્ત્ર** [ ન. દે. ]

હિ. ત. ઇ. પૂ. ૧૪૮: ત્યારથી તે બૌદ્ધદર્શન તત્ત્વજ્ઞાનમાં જ અટકી ન રહ્યું, પરંતુ નીતિશાસ્ત્ર

(Ethics) કલાશાસ્ત્ર (A.)અને ન્યાય (Logic) એ પ્રદેશો ઉપર પ્રકાશો નાખવા લાગ્યું.

૬. **કલાફિલસુફી** [ બ. ક. ]

“ સરસ્વતીચંદ્રમાં સ્ત્રીરત્નો”: યૂરપીય કલાફિલસુફી ( A. ઈસ્થેટિક્સ ) માં વાસ્તવિક કૃતિઓ તરફ પક્ષપાત છે.

૭. **સુરુચિશાસ્ત્ર** [ બ. ક. ]

**નાગાનન્દનો પ્રવેશક:** કિન્તુ નાટયશાસ્ત્રે નિષિદ્ધ ગણેલું અને આપણને જરા વિચાર કરતાં જ સમઝાય કે જોતામાં ચિતરી ચ્હડે એવું દૃશ્ય ગરુડની ચાંચ વડે ઘવાયલો, લોહીલુવાણ, મરણતોલ, નાયક, જે રંગભૂમિ ઉપર જ મરી જાય છે અને પાછો ગૌરીના ચમત્કાર વડે સજીવન થાય છે, એવું દૃશ્ય કોઈ પણ સુરુચિશાસ્ત્ર (*a.*) ને અભિમત કે સહ્ય કે અનિંદ્ય હોય જ નહિ.

૮. **સૌભાગ્ય—લાલિત્ય—મીમાંસા** [ દ. બા. ]

**Æsthetic,** ૧. **કલોપકારક** [ મ. ન. ]

ચે. શા. ૫૦૦: કલોપકારક વેગને વિવિધ પ્રકારના કાર્યરૂપે પરિણમાવવામાંથી જુદી જુદી **સાહિત્યકલાઓનો** ઉદ્ભવ અને વિકાસ થયલો છે.

૨. **રસલક્ષી** [ન. ભો.]

વ. ૧૮, ૩: જીવનની ભાવનાઓમાં મુખ્ય બે હેમણે બતાવી: ( ૧ ) culture **સંસ્કાર** અને Social efficiency--સામાજિક કર્તવ્યમાં સામર્થ્ય. પ્રથમ ભાવનાના ત્રણ વિભાગ એઓએ પાડયા. (*a*) Intellectual **બુદ્ધિલક્ષિણી ભાવના,** (*b*) A. રસલક્ષિણી ભાવના અને (*c*) Moral and Religious ધર્મલક્ષિણી ભાવના.

**Æsthetic ideal,રસલક્ષિણી ભાવના** [ ન. ભો. સદર. ]

**Æsthetic motor, વેદનાકર્મ** [ કે. હ. અ. નો. ]

**Æsthetic reason, કલાદૃષ્ટિ** [બ.ક.]

સા. જી. પ્રવેશક, ૩૪૭: લાક્ષણિક લક્ષણદૃષ્ટિ તે ડીડકિટવ કે ડાયાલેકિટકલ રીઝન ( deductinc or dialectical Reason ) એ ઉપર કહેવાઇ ગયું છે. આ ઉપરાંત પાશ્ચાત્ય ફીલસુફીમાં કલાદૃષ્ટિ ( ઇસ્થેટિક રીઝન A. R. ) અને **લક્ષ્યદૃષ્ટિ** ( પ્રેકિટકલ રીઝન Practical Reason) ગણવામાં આવે છે.

**Æsthetic sentiment,**૧: **રસૈકાયની વૃત્તિ.** [ કે. હ. અ. નો. ]

૨. **સૌન્દર્યાભિરુચિ** [ મરાઠી, વા.ગો. આપ્ટે ]

**સૌન્દર્ય અને લલિતકળા,** ૪૮: સૌન્દર્યાભિરુચિ A. S.—એ એક સ્વતંત્ર વૃત્તિ છે.

**Affect,**( *psycho-ana.*)**ઊર્મિ,અનુભૂતિ** [ ભૂ. ગો. ]

**Affiliated, માન્ય** [ ગૂ. વિ. ]

વિ. ૧: માન્ય એટલે **વિદ્યાપીઠે સ્વીકારેલું.**

**Affiliating, સંબંધક** [ વિ. ક. ]

કૌ. ૨, ૩, ૨૩૫: **મહારાષ્ટ્ર યુનીવર્સીટી** ( સંબંધક અને પરીક્ષક ) પુનામાં **મરાઠી** માધ્યમ સાથે કાઢવાનો ઠરાવ **નાશીકમાં જાહેર** સભાએ કર્યો.

૨. **સંયોજક, અનેકસંસર્ગી** [ જ.ભ. દૂરકાળ ]

**થોડાંક છુટ્ટાં ફૂલ,**૯૧: બે પ્રકારની વિદ્યાપીઠમાંથી કેવા પ્રકારની વિદ્યાપીઠ આપણે જોઇએ: અનેક શહેરની કોલેજોને સાંધતી, સંરક્ષતી, ને તેની સમીક્ષા કરતી સંયોજક (એફિલિયેટીંગ) અનેકસંસર્ગી યુનિવર્સિટી કે એક કેન્દ્રમાં બંધાઇ તેને જ સંપૂર્ણતાએ વિકસાવી ત્યાં જ વિરાજતી **એકસ્થાની** (યુનિટરી) યુનિવર્સિટી ?

**Affirmative,** ૧. **વિધિરૂપ** [ મ. ન.]

ચે. શા. ૫૯૫: આગ્રહના વિધિરૂપનું ( અમુક કરવું ) આપણે અવલોકન કર્યું તે જ પ્રકારે તેના **નિષેધરૂપનું** ( અમુક ન કરવું ) પણ અવલોકન કરીએ.

૨. **ભાવદર્શક** [ હ. વ. ]

મા. શા. ૯૬: આ **ઉપરથી** જણાશે કે કોઇ પણ વિષયમાં **અર્થસૂચનની** પ્રતીતિ ભાવદર્શક ( *a.* ) નહિ **પરન્તુ અભાવદર્શક** (negative) છે **અર્થાત્** તે વિષયની કિરણમાળાના વિચારો વચ્ચે વિરોધનો અભાવ તે જ તે પ્રતીતિનું કારણ છે.

**Affirmative proposition**,-૧. **વિધિમુખ નિર્દેશ, વિધિનિર્દેશ** [ મ. ન. ન્યા. શા. ૧૫૪]

૨. **વિધિવાક્ય** [ ક. પ્રા. ]

ગુ. શા. ૪૪, ૭૫: સંયોજક સાથે નકાર જોડાયલો હોય કે ન જોડાયલો હોય, જો જોડાયલો હોય તો વાક્ય **નિષેધવાક્ય** અને ન જોડાયલો હોય તો વિધિવાક્ય કહેવાય છે.

૩. **ભાવાત્મક–અસ્તિરૂપ–અસ્તિવાચી–વાક્ય** [ રા. વિ. ]

પ્ર. પ્ર. ૯૩: જેમાં ભાવરૂપ કથન હોય તે ભાવાત્મક અને અભાવરૂપ કથન હોય તે **અભાવાત્મક.** આ વાક્યોને આપણે અસ્તિરૂપ અને **નાસ્તિરૂપ** અથવા અસ્તિવાચી અને **નાસ્તિવાચી** પણ કહી શકીએ.

૪. **અસ્તિવાક્ય** [ બ.ક. ]

યુ. આસો, ૧૯૮૦,૪૧: એક ને એક વિષય અસ્તિવાક્યે (affirmation) તેમ નાસ્તિવાક્યે ( negation ) ઉચ્ચારી શકાય છે.

૫. **અસ્તિત્વવાચક નિર્દેશ** [ મ. ર. અ. ન્યા. ]

**Affirmation**, ૧. **વિધિ** [ મ. ન. ]

ચે. શા. ૩૬૧: **નિષેધ** પૂર્વે વિધિ હોવો જોઇએ. "વરસાદ આવવાનો નથી" એમ કહેવાથી એવું નીકળે છે કે એથી ઉલટું વચન "વરસાદ આવવાનો છે" કોઈએ કહેલું છે અથવા કોઈ રીતે મનમાં આવેલું છે.

૨. **પ્રતિજ્ઞા** [ મ. ર. અ. ન્યા. જુઓ Negation. ]

૩. **વિધાન** [ દ. બા. ]

**Agenda**, **કાર્યક્રમ** [ અજ્ઞાત ]

૨ **કાર્યસૂચિ, કાર્યાનુક્રમ** [ દ. બા. ]

**Agglutinative** (Language), **સંલગ્નાવસ્થાવિશિષ્ટ** [ન. ભો.]

મ. મુ. ૧, ૫૧૦: ભાષાઓના ચાર પ્રકારના વિકાસક્રમ રા. બ. રમણભાઇયે **બીમ્સના** પુસ્તકને આધારે ગણાવ્યા છે, જેમાંના પ્રથમના બે Syntactical ( અન્વયાધાર ) અને *a.* ( સંલગ્નાવસ્થાવિશિષ્ટ )-આપણે સાક્ષાત્ ઉપયોગના નથી તે છોડી દઈશું........

૨. **સમાસાત્મિકા, સંયોગાત્મિકા** [ ક. પ્રા. ]

ગૂ. વ્યા. ૧૨: જુઓ Inflectional.

**Aggressiveness**, **આભયોગ** [વ.ઑ.]

વ. ૧. ૨૧૯: પરિણામ એ આવે છે કે મનુષ્ય પશુપક્ષીના માંસનું ભક્ષણ કરે છે એટલું જ નહિ પણ એક બીજાને પોતાના સુખ અને ભોગનું સાધન કરે છે. આને પશ્ચિમની ભાષામાં રાજકીય અને આર્થિક 'કોમ્પિટિશન'–હરિફાઇ, અભિયોગ (*a.*)કહે છે.

**Agitation**, ૧ **વિક્ષોભ** [ મ. ન. ]

ચે. શા. ૩૬૫: ઊર્મિક્ષોભથી કલ્પનાચિત્રો ઘણાં તાદશ થાય છે. અને તે વિક્ષોભના પ્રમાણમાં કલ્પનાચિત્રોના ક્રમનું નિર્માણ થાય છે.

૨. **પ્રક્ષોભણ** [ વ. ઑ. ]

વ. ૬, ૫૧: 'બંગભંગ' સ્હામે બંગાલીઓએ કરેલા પ્રક્ષોભણ (a.)ની પ્રશંસા કરી.

૩. **સંચલન** [ ન. ભો. ]

ત્રીજી પરિષદ્ ક ૧: આ બેમાંથી એક ઉદ્દેશ આ નવીન સંચલનનો સંભવી શકે છે.

૪. **ચળવળ** [ અજ્ઞાત. ]

૫. **ઉત્તેજના, હીલચાલ** [ દ. બા. ]

**Agitator**, **ચળવળીઓ** [ મો. ક. સ. હિં. ૨, ૧૬: કેટલાક ચળવળીઆઓ ( એજીટેટર ) ગરીબ હિન્દીઓને ઉશ્કેરે છે, અને ગરીબ લોકોમાં તેઆનું જોર હશે તો તે ખુવાર થશે.

**Agnostic**, ૧. **અજ્ઞેયવાદી** [ અજ્ઞાત ]

૨. **અજ્ઞાતસત્તાક** [ હી. વ. ]

સ. મી. જુઓ Absolutism.

**Agnosticism**, ૧. **અજ્ઞેયવાદ** [મ. ન.]

સુ. ગ. ૧૧૦: જડવાદાનુસારી પરિણામવાદવાળા જીવ અને જ્ઞાનનો ખુલાસો કરવા માટે વળી એક તત્ત્વદર્શન પણ સ્વીકારવા લાગ્યા. અને આપણી પાઠશાળામાંથી તાજેતાજા બહાર આવેલા જુવાનો જેના નામથી મોહ પામે છે તે હર્બર્ટ સ્પેન્સરે ઉઠાવેલા તત્ત્વનો તેમણે સ્વીકાર કરવા માંડ્યો છે. જે વાતનો ખુલાસો થતો નથી તેને 'અજ્ઞાત' કે 'અજ્ઞેય' એવું નામ આપી, તે 'અજ્ઞેય'

ને ઈશ્વર તુલ્ય માની, સૃષ્ટિનું નિદાન માની પોતાના અજ્ઞાનની પૂજા કરવી એ જ એ તત્ત્વજ્ઞાનનો સાર છે...પોતાના વાદને 'અજ્ઞેયવાદ' એવું નામ આપે છે.

૨. **અજ્ઞાનવાદ** [ ન. ભો. ]

મ. મુ. ૧, ૩૫૨, અને સ્મ. મુ. ૧૫૩: હેમના ધાર્મિક વિકાસનો ક્રમ: અજ્ઞાનવાદ [agnostic] ની સમીપ, પછી સહસા theistic (**એકેશ્વરવાદ**), પછી સ્વીડનબોર્ગના સિદ્ધાન્તો દ્વારા ક્રિશ્ચન ધર્મ, પછી વળી **આર્યસમાજ**...

૩. **અજ્ઞેયતા–અજ્ઞાતતા–વાદ** [હી.ત્ર. સ. મી. ૧૯૮ ]

**Agoraphobia,** (*psycho-ana.*) **અપાવરણભીતિ** [ ભૂ. ગો. ]

**Aided, આશ્રિત** [ આ. બા. ]

વ. ૫, ૨૦૯: ઘણે ભાગે ખાનગી વ્યવસ્થાવાળી સંસ્થાઓ 'આશ્રિત' (a.) તરીકે ઓળખાય છે.

**Air-tight, ૧ વાતાગમ્ય** [ મ. રૂ. ]

ચે. દ્રા. ચ. ૧૧૨: દાંડાને વાતાગમ્ય કરવા માટે પહેલા પાણી લગાડતા હતા, તેને બદલે હમણાં તેને લીસું કરવાને એણે મીણ અને ચરબી લગાડી.

**Album, ચિત્રપોથી** [મ. ન. ]

ચે. શા. ૧૯૭: નવાં નવાં રમકડાં રૂપે કે નવી ચિત્રપોથીઓ રૂપે બાળકને ઘણીક સારી વસ્તુઓ આપી શકાય એમ છે.

૨. **ચિત્રસંગ્રહ** [ ગ. વિ. ]

પ્ર, ૧, ૨૯૭: આવી જાતનો ચિત્રસંગ્રહ 'મોડર્ન રિવ્યુ' વાળાઓ બહાર પાડે છે.

**All**

**All-engrossing, સર્વગ્રાહી** [ મ. ન. ચે. શા. ]

**All-subduing- સર્વંકશ** [ મ. ન. ]

ચે. શા. ૬૦૧: બાળકની વૃત્તિઓ પ્રોદ્ધત અને સ્વકાળે સર્વંકશ હોય છે.

**Allegory, ૧. દૃષ્ટાંતરૂપક** [ ન. લા. ]

ન. ક. ૮૯૪: અંગ્રેજીમાં દૃષ્ટાંતરૂપકને (A.) કેટલાક ગ્રંથકારો (extended metaphor) રૂપકમાં મૂકે છે ને કેટલાક એને જુદો જ અલંકાર ગણે છે.

૨. **રૂપકગ્રંથિ, મહારૂપક** [ ન. લ. ]

ન. ગ્રં. ૨,૨૪૦; રૂપકગ્રંથિ અથવા મહારૂપક એ શબ્દ જ અમારી તર્કનો નવો છે.

૩. **રૂપકમય દૃષ્ટાંત** [ ર. મ. ]

ક. સા. ૪૮૨: ઈન્દ્રનાં સહસ્ર ચક્ષુની કલ્પના, રાવણનાં દસ મુખની કલ્પના, ફિરસ્તાઓની પાંખની કલ્પના, આ સર્વમાં રૂપકમય દૃષ્ટાંત (A.)થી અમુક ભાવ દર્શાવવાની જે પદ્ધતિ છે તે કૃત્રિમતાભરેલી છે.

૪. **રૂપક** [ ર. મ. ]

વ. ૮, ૧૯૧: સમસ્ત નાટક નીતિબોધક અને તત્ત્વની મૂર્તિઓરૂપ પાત્રોવાળું રૂપક (*a.*) છે.

૫. **અન્યોક્તિ** [ ન. ભો. ]

સ્મ. મુ. ૭૬: 'વનચરનો વિવાહ' નામના લેખમાં વાનરવર્ગમાં લગ્ન વિશેનું વૃત્તાન્ત વર્ણન કરનારી A. (અન્યોક્તિ) વાળા રમૂજી લેખમાં હાસ્યકટાક્ષમય રસવૃત્તિ ઊભરાવનારા નવલરામની છબી અત્યારે પ્રત્યક્ષ જોઉં છું.

૬. **રૂપકમાલા** [ બ. ક. ]

લિ. ૧૩૩: એ ઓઠાં, બે ટૂંકા દૃષ્ટાંત (parable પેરેબલ્) અને લાંબી રૂપકમાલાઓ (*a.* એલિગરી) વડે જ વક્તવ્ય વદી શકાય એમ છે.

**Alma Mater, ૧ વિદ્યાસ્થાન** [આ બા.]

વ. ૧૮, ૪૫૬: વળી શંકરાચાર્યાદિકનું જન્મસ્થાન બલ્કે અડધું વિદ્યાસ્થાન (*a. m.*) કદાચ દ્રવિડદેશ, પણ એમનું પરીક્ષાસ્થાન (Examination Hall) નો કાશીમાં જ.

૨. **સાવિત્રી માતા** (મનુસ્મૃતિ), **જ્ઞાનમાતા** [ દ. બા. ]

**Altruism, ૧. સર્વભાવ** [ મ. ન. ]

ચે. શા. ૫૯૯: સ્વાર્થ અને સ્વકર્તવ્ય, અહંભાવ, અને સર્વભાવ, એમના વિરોધમાંથી જ સ્વસંયમની કળાના રહસ્યોપદેશ અધિગત થાય છે.

૨. **પરોપકારવૃત્તિ** [ ઉ. કે. ]

વ, ૪, ૧૮૪: ક્રિશ્ચિયન સુધારામાં જે પરો-

પકારવૃત્તિ (*a.*) ક્રિડને ઓગણીસેં વર્ષથી જગત્‌માં સામ્રાજ્ય ભોગવતી જણાય છે તે આપણને તો બહુ જ જૂજ જણાય છે.

૩. **શુદ્ધ પરાર્થ** [ બ. ક. ].

ઈ. હિ. ૪૪: આને શુદ્ધ પરાર્થ (*a.*) કહો કે **દૂરઅંદેશ સ્વાર્થ** ( enlightened egoism ) કહો, બંનેની સરવાળે એકતા છે.

૪. **પરાર્થ, સ્વસુખનિરભિલાષ** [ દ. બા. ]

**Altruistic, સ્વપરભાવરૂપ** [ મ. ન. ]

ચે. શા. ૪૫૯: મિ. સ્પેન્સરના વચનથી બોલીએ તો આ ( સ્તુતિપ્રિયતાની ] વૃત્તિ **સ્વપરભાવરૂપ** છે; એથકી બાળકનો પર સાથે સંબંધ થાય છે; અને શુદ્ધ પરમાર્થ-વૃત્તિનો બીજારોપ થાય છે.

**Amateur, ૧. જ્ઞાનકૌતુકી** [ ન. દે. ]

વ. ૧૦, ૧૧૮: બ્રહ્માત્માભેદની જિજ્ઞાસા જેમનામાં તીવ્ર વેગથી ઉદય થઇ છે તેમને જ શ્રીશંકરે બ્રહ્મવિદ્યાના ઉત્તમાધિકારી માન્યા છે, અને તેમને જ મુમુક્ષુ સંજ્ઞા આપી છે, બીજાઓને તેઓ માત્ર જ્ઞાનકૌતુકી ( *a.* )જ માને છે.

૨. **રસિક પુરુષ** [ મો. પા. ]

વ. ૧૯, ૨૫૩: એ પ્રસ્તાવનાના આરંભમાં રસિક પુરૂષ (*a*), તત્ત્વચિંતક (philosopher) અને વિવેચક (critic) એ ત્રણનો ભેદ ગ્રંથકારે દર્શાવ્યો છે.

૩. **શોખિન, શોખપ્રેરિત** (વ્યક્તિ) [ બ. ક. ];

ગાંડિવ,દિવાળી ૧૯૮૨,૧૬:હાઈસ્કુલોમાં અને કોલેજોમાં અને અન્ય સ્નેહસંમેલનોમાં નાટકો ભજવાવા લાગ્યાં છે. આ નાટકો શોખપ્રેરિત (A.) કિશોરો અને યુવાનો ભજવે છે.

**Amateur actors, સ્વયંનટ**[બાબુરાવ ગણપતરામ ઠાકોર].

પ્ર. ર. ૩૪૯: એ ત્રણ સંસ્થાઓ સ્વયંનટો ( a. a.s. ) ની મદદથી ખાસ નવા લખાયલાં નાટકો ભજવતી.

**Ambiguity, દ્વયર્થત્વ** [ મ. ન. ]

ચે.શા.૩૯૯: પરામર્શમાં જે ઘણા દોષ સંભવે છે તેમાંનો મુખ્ય તો શબ્દોના દ્વયર્થત્વમાંથી જ ઉપજી આવે છે.

**Ambivalence,** ( *psycho-ana* ) **વિરૂદ્ધોર્મિમયતા, દ્વિભાવ** [ભૂ.ગો.]

**Amnesia,** ( *psycho-ana* ) ૧. **સ્મૃતિભ્રંશ** [ ભૂ. ગો ].

**Amphi-theatre, ૧. રમતશાળા** [ ક. મા. ].

ગુ.૧૯૮૩, ચૈત્ર, ૮૬: ત્યાંથી અમે એમ્ફીથીએટર (રમતશાળા) જોવા ગયા.

**Ampliative, વિસ્તૃત** (વાકય) [ક.પ્રા.]

ગુ.શા. ૪૪, ૮૩: છેલ્લા બે પ્રકારનાં વિધેયમાં ઉદ્દેશ્ય કરતાં વિધેયથી જુદું જ્ઞાન મળે છે, ઉદ્દેશ્ય અને વિધેય પર્યાય શબ્દ નથી. જેમકે 'એક ત્રિકોણની બાજુઓ ત્રણ ફૂટ લાંબી છે' એ વાકયમાં વિધેય ઉદ્દેશ્યનો પર્યાય નથી, પણ વિશેષ અર્થવાચક છે. આવાં વાક્ય વિસ્તૃત વાકય (*a*). કહેવાય છે.

**Anachronism, ૧.કાળવ્યુત્ક્રમ** [ન.લ.]

ન. ૭, ૭૫: સરકારી મદદ માગશો તો લોકનો મ્હોટો સમુદાય સામો થશે અને કેટલાકને તો એવી મદદ કાળવ્યુત્ક્રમ (*a.*)જેવી જ લાગશે. કારણ એ સ્વતંત્ર સ્વરાજ્યના સમયમાં ખાનગી કુટુંબમાં જ એ સ્વતંત્રતામાં સરકારને હાથ ઘાલવાનું કહિયે તો પોતાના જ પગ ઉપર કહોવાડા મારવાનું થશે.

૨. **કાળદોષ** [ ન. લ. ]

ન.ગ્રં.ર.૧૬૦:આવો ગુણ હોવાને લીધે જ અમે એમાં કાળદોષ થઈ ગયો છે તે સમજાવવાને માટે ઉપર કાંઇ મહેનત લીધી છે .

૩. **કાળવિરોધ** [ ન. ભો. ]

પ્રે.ના.૪૪: એ ખરું છે કે સંવરણના સમયના વૃત્તાન્તમાં મહારાષ્ટ્રને વિશે પાત્ર કને બોલાવે છે તે કાળવિરોધ (*a.*) છે.

૪. **ઇતિહાસવિરોધ** [ ચં. ન. ]

સ.૧૯: જુલાઇ:૨. ન્હાનાલાલે કરેલી કાળની પસંદગી ત્હેમને ઈતિહાસવિરોધના અપરાધી બનાવે છે.

૫. **અનૈતિહાસિકતાદોષ** [ બ. ક. ]

કા. મા.૩૨૭: આ કાવ્ય હું કોઇ કાળે પણ પૂરું કરી શકીશ, તો એ વસ્તુનું જે **નિર્વહણ** એમાં આવશે, તે કોઈ કલ્પે પણ નહીં એવા

મોટા અનૈતિહાસિકતા દોષવાળું જ, મ્હને ભય રહે છે કે, આવશે.

૬. **કાલવિપર્યાસ** [ દ. બા. ]

**Anæsthesia,** ( *psycho–ana* ) **સંવેદનાભાવ, સંવેદનાશક્તિ, સંવેદનાક્ષમતા** [ ભૂ. ગો. ]

**Analogy** ૧. **સાદૃશ્ય** [ મ. ન. ]

ચે.શા. ૩૭૭: નિગમન સર્વથી પે'લું મનમાં સ્ફુરેછે, અને અવયવ અથવા કારણ પછવાડેથી, એટલે કે નવા અને જૂના પ્રસંગના સાદૃશ્યના બળે કરીને સ્ફુરી આવે છે.

૨. **ઉપમાન** [ રા. વિ. ]

પ્ર.પ્ર. ૨૩૪:સાહચર્યવ્યાપ્તિઓમાં એક બીજા પ્રકારની વ્યાપ્તિઓનો સમાવેશ થાય છે, તેને આપણે ઉપમાનવ્યાપ્તિ કહીશું. આ વ્યાપ્તિમાં અનેક દાખલા લેવાના હોતા નથી પણ એક જ્ઞાત પદાર્થમાં જે અમુક અમુક ધર્મો છે તે બીજા અજ્ઞાત એટલે અધૂરા જાણેલા પદાર્થોમાંછે માટે જ્ઞાત પદાર્થના બાકીના ધર્મો અજ્ઞાત પદાર્થમાંછે એવું નિરૂપણ કરવાનું હોય છે. ઉપમાનનું લક્ષણ એવું અપાય છે કે સાધનના સાધર્મ્યથી સાધ્યનું સાધર્મ્ય સ્થાપવું તે.

**Analogical, સાદૃશ્યાત્મક** [ બ. ક. ]

ભ.૩૦: તેમ ઈંગ્રેજી બ્લેન્ક વર્સ ઉપરથી જે સાદૃશ્યાત્મક (*a.* એનેલોજિકલ) દલીલ ઉપર કરી છે, તેમાં પ્રયત્નના તત્ત્વને સ્પર્શ પણ કર્યો નથી.

૨. **સાદૃશ્યસંપન્ન** [ દ. બા. ]

**Analytical** ૧. **વ્યાકૃત** [ કે. હ. બુ. પ્ર. ૧૮૯૨: ઓગસ્ટ ]

૨. **વ્યસ્ત** [ કે. હ. ]

બીજી પરિષદ,૩: જેને analytical stage એટલે વ્યસ્ત દશા કહે છે તેમાં **અપભ્રંશ** ભાષાને પ્રવેશ કરતી આપણે જોઇએ છીયે.

૩. **પ્રત્યયલુપ્તા, વિભાગાત્મિકા** [ ક. પ્રા. ]

બૃ. વ્યા.૧૩: ભાષાના વિકાસક્રમમાં નિપાતો પ્રત્યયો તરીકે ઓળખાતા પણ નથી.આથી શબ્દ પ્રથમ ક્રમમાં હોય છે તેમ પ્રત્યયરહિત દેખાય છે અને પ્રત્યયની ગરજ સરવા નવીન, સાહાય્યકારક શબ્દ વાપરવા પડે છે. આ સ્થિતિને પ્રત્યયલુપ્તા કે વિભાગાત્મિકા કહી શકાય.

**Analitic judjment વિકલ્પનિર્દેશ** [ મ. ન. ]

ચે. શા. ૩૫૭: ઉદ્દેશપદમાં કોઈ નવો ધર્મ ઉમેરનારા અને ઉદ્દેશપદનો સ્વગતધર્મ સ્પષ્ટ કરી બતાવનારા, એવા નિર્દેશો વચ્ચે નૈયાયિકો ભેદ માને છે. પ્રથમ પ્રકારના નિર્દેશોને **સંકલ્પનિર્દેશ** અથવા **વસ્તુનિર્દેશ** કહેવામાં આવે છે, બીજા પ્રકારના નિર્દેશોને વિકલ્પનિર્દેશ અથવા **શબ્દનિર્દેશ** કહેવામાં આવે છે.

**Analitic proposition શબ્દનિર્દેશ** [ મ. ન. ન્યા શા. ૩૨. ]

**Anarchy** ૧. **શાસનસંહાર** [ મ. ર. ]

શિ.ઇ.૫૩૯:**ગ્રીસ**ના સોફિસ્ટોના જેવો એક **લોકાનુચર**(demagogue) વર્ગ હાલ ઉત્પન્ન થયો છે,જેનો ઉદ્દેશ માત્ર લોકોને પ્રસન્ન [illegible] અને તેમને રુચે તેવા વિચારો પ્ર[illegible] કરવાનો છે. **સામાન્યસ્વા**[illegible] વગેરે બધા પ્રકારની [illegible] હીલચાલો એ જ [illegible] વર્ગમાંથી [illegible]

૨.**અરાજકતા** [ ર. મ. [illegible]

વ. ર, ૧૬૪: " રાજ જેમ ઓછું [illegible] એવા અરાજકતા (*a.*) ના લક્ષ્ય તરફ [illegible] ચિત્ત ઘસડાય છે.

૩. **શાસનાભાવ** [ દ. બા. ]

**Anarchism સ્વૈરવાદ** [વિ. કો. સં. પ.]

**Anarchist** ૧. **અરાજક** [ દ. બા. ]

કા. લે. ૧, ૬૪: સરકારે લો. **તિલક**ને બંગાળની અરાજક હીલચાલ સાથે સહાનુભૂતિ બતાવવાના આરોપસર છ વરસની સજા કરી **બ્રહ્મદેશ**માં મોકલી દીધા.

૨. **આકાનદ્રોહી** [ બ. ક. ]

વીણા, ૧૯૨૭, ૩૨–૧: એ સમય દરમિયાન જે નિરંકુશ આઇનદ્રોહી (*a.* એનાર્કિસ્ટ) પાકયા હતા, જેમણે નિર્દોષોનાં ખૂન પણ કર્યાં હતાં, તે દૌરાત્મ્ય ઉપજાવવાનો પોટલો આ ચોપડીને માથે આવે ખરો?

**Anatomy,** ૧. **શારીરવિદ્યા** [ ન. લ. ]

ન. ગ્રં. ૩, ૧૯૫: એ માટે તો માબાપે

તથા મહેતાજીઓએ શરીરવિદ્યા (A.) તથા **અંગવિજ્ઞાન** (physiology) નાં કેટલાંક મૂળતત્ત્વોનો દાક્તરની યથાર્થતાની સાથે નહિ તો પણ સામાન્યપણે અભ્યાસ જ કરવો જોઈએ.

**૨. શારીર** [ દુ. કે. ]

ગુ. ૧૯૭૯, ૧૭૯: વૈદ્યોમાંથી જેની પરંપરા ઘણા કાળથી નીકળી ગઈ છે એવા શારીર (*a*)-નાં અને શસ્ત્રચિકિત્સાના શબ્દો તથા વાક્યો હજાર વર્ષ પહેલાંના ટીકાકારને એ સમજાયાં નહોતાં તો આજે તો ક્યાંથી સમજાય?

**Antecedent,** ૧. **પૂર્વગામી**, **પૂર્વાંગ** મ. ન. ]

ચે.શા.૮૧: કોઇ પણ પ્રોત્સાહનથી જે પરિવર્ત બની આવે તેનું પ્રમાણ તત્પૂર્વગામી પ્રોત્સાહન સાથે તેની તુલના કરવાથી જ નહીં પણ ભૂતકાળમાં થઇ ગએલા અનેક સંસ્કાર સાથે તુલના કરવાથી પણ થઇ શકે.

**૨. પૂર્વચર** [ રા. વિ. ]

પ.૧૬૮: ' સર્પદંશથી મોત નીપજે છે ' માં સર્પદંશ એ પૂર્વચર છે.

**[illegible]ogy** ૧. **માનુષશાસ્ત્ર** [illegible] ન. ]

[illegible]. **માનવશાસ્ત્ર** [ ર. વા. ]

[illegible]ને. ૧૧: તેની અંદર સમાયલા માનવશાસ્ત્ર (*a*.), **નૃવંશવિદ્યા** (ethnology), માનસશાસ્ત્ર (psychology) **નીતિતત્ત્વચિંતન** (ethics) તે તત્ત્વચિંતન ( philosophy ) સંબંધી જુદા જુદા દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરાવવા.

**૩. માનવવંશશાસ્ત્ર** [ દ. બા. ]

કા. લે. ૧,૨૦૦: હાલમાં યૂરોપમાં **એન્થ્રોપોલોજી** (A.) અથવા માનવવંશશાસ્ત્ર તરફ સંસ્કારી લોકોનું લક્ષ વધારે છે.

**૪. મનુષ્યવિદ્યા** [ કા. ૭. ]

વ. ૨૫, ૩૩૩: વિભાગ " એચ " પ્રાચીન મનુષ્યવિદ્યા (એન્થ્રોપોલોજી)નો છે.

**૫. માનતત્ત્વવિદ્યા** [ મા. પી. ]

છઠ્ઠી પરિષદ્, " નાગરોત્પત્તિ ",૭૨: માનવતત્ત્વવિદ્યા (A.)નુસાર શારીરિક (somotic) અને આવયવિક ( morphological ) ગુણો ઉપરથી નાગરો શક અને દ્રાવિડ જાતિઓની સંકર જાતિના છે.

૬. **મનુષ્યશાસ્ત્ર** [આ.બા.જુઓ politics]:

૭. **માનવવિજ્ઞાન** [ કે. હ. અ.નો. ]

૮. **નૃવંશવિદ્યા** [ દ. બા. ]

**Anthropometry**, ૧. **માનવાંગપરિમિતિ** [મા.પી.]

છઠ્ઠી પરિષદ્, "નાગરોત્પત્તિ" ૭૩; પરંતુ ફ્રેંચ પંડિત **ટોપીનાર્ડે** માનવાંગપારમિતિ (*a*) માં જે કાંઇ અપૂર્ણતા હતી, તે સુધારીને વિશ્વસનીય પરિણામ આપે એવા નિયમો સ્થાપ્યા.

**Anthropomorphism,** ૧. **માનવગુણારોપણ** [ન. ભો.]

વ. ૧૩, ૧૪: આ દર્શનમાં *a*. ( માનવગુણારોપણ)ની છાયા કાંઇક મ્હને તો જણાય છે.

૨. **પુરુષભાવારોપ** [ દ. બા. ].

**Anthropomorphist, માનવધર્મારોપક** [ન. ભો.]

વ. ૧૩, ૧૬: માનવના દયાક્ષમાદિક ગુણો પરમાત્મામાંથી પ્રાપ્ત થયેલ છે એટલે એ ગુણો પરમાત્મામાં માનવ આરોપી *a* ( માનવધર્મારોપક ) થતો નથી, પણ પરમાત્મામાંથી એ ગુણો લઇ પોતે Deomorphic (**ઈશ્વરગુણધારી**) થાય છે.

**Antipathy**, **વિરોધ,વિરૂદ્ધભાવ** [દ.બા.]

**Antiquarian,** ૧. **પુરાવિદ્** [કે. હ. ]

મે. મુ. કવિ અને કાવ્ય, ૨૧:પ્રાચીન કાળમાં અહીં ઐતિહાસિક સાધનો કેવા ખંતથી સંઘરી રાખવામાં આવતાં હતાં, તે ઇસવી સાતમા શતકના હર્ષની તવારિખ પુરાવિદ્ ( જૂની વાતની શોધ ખોળ કરનાર) **સ્મિથે જે** આપી છે તે ઉપરથી સમજાય છે.

૨. **પુરાતત્ત્વવિદ્** [ દ.બા. ]

કા. લે. ૧,૫૨૭: યુરોપમાં **ઈજિપ્ટોલોજિસ્ટ** અથવા ઈન્ડોલોજિસ્ટ નામે ઓળખાતા કેટલાક પુરાતત્ત્વવિદ હોય છે. તેઓ **ભરતભૂમિ અથવા મિસર** દેશની પ્રાચીન સંસ્કૃતિના **અવશેષ** ઐતિહાસિક અધ્યયન માટે સુરક્ષિત **રાખવાનો** પ્રયત્ન કરે છે.

**Antiquated**, ૧. **કાલાતીત** [આ. બા.]

વ. ૧૩, ૧૨૭: આ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો

અત્યારે જ 'a.' યાને કાલાતીત ગણાય છે તેમની ફરી બૂઝ થવાનો વારો આવે એ પાશ્ચાત્ય તત્ત્વમતની ફરતા તડકા-છાંયડાની રીત જોતાં અશક્ય નથી.

૨. **કાલગ્રસ્ત, ગતકાલિક** [દ.બા.].

૩. **જૂનું ખખ, અતિજીર્ણ** [ બ. ક. ખાનગી પત્ર, તા. ૩૦-૭-૨૫. ]

**Antiquity,** ૧. **પુરાતનશાસ્ત્ર** [ચં.ન.]

સ. ૨૭, ૨૨૮: પુરાતનશાસ્ત્ર (A). ના. તેઓ એક અનુરાગી હતા.

૨. **પુરાતત્ત્વ.** [ મુનિ જિનવિજય ]

આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા. ૧: "પુરાતત્ત્વ" એ એક સંસ્કૃત શબ્દ છે. સામાન્ય રીતે ઇંગ્રેજીમાં જેને 'એન્ટીક્વીટીઝ' (a). કહે છે તે અર્થમાં આ શબ્દ યોજવામાં આવ્યો છે.

**Antithesis,** ૧. **વિરોધ** [અ. ક.]

ત્રીજી પરિષદ, ભાષાશૈલી, છ. ૧૪: મેકૉલેનાં લખાણોમાં તુલના, વિરોધ (Balance & A.) ને સુંદર શબ્દોથી વાક્યો એવાં મધુર લાગે છે કે તેની સબળ અસર થાય છે.

૨. **વિરોધસંવિધાન** [ન. ભો.].

વ. ૨૦, ૩૬૫: પ્રથમના ઉદાહરણ-વિચારની પરસ્પર તુલનાને અનુરૂપ શબ્દયોજના, a. અર્થાત્ વિરોધસંવિધાન, ઈત્યાદિને બળે impassioned prose **ભાવમયગદ્ય** પ્રગટ થયું છે.

૩. **પ્રતિનિવેશ, પક્ષવિપક્ષસમન્વય** [દ. બા.],

**Anxiety neurosis,** (*psycho-ana.*) **ચિન્તાજન્ય ચિત્તભ્રમ** [ભૂ. ગો.]

**Apathy, ઔદાસીન્ય, તાટસ્થ્ય** [દ.બા.].

**Aphonia,** (*psycho-ana.*) **વાગ્ભ્રંશ** [ભૂ. ગો.]

**Aposteriori science, વ્યવહારાધિગમશાસ્ત્ર** [મ. ન. ન્યા. શા. ૧૫૫].

**Apostle, મહાત્મા** [ ક. મા. ]

કે.લે. ૧, ૭૨: **વોલ્ટેરે** એમ કહેલું મનાય છે કે "બાર મહાત્માઓએ (a.s) ખ્રીસ્તી ધર્મ યુરોપમાં આણ્યો, હું એકલો તેને કાઢી મુકીશ."

**Apotheosis, દેવપ્રતિષ્ઠા** [ ગો. મા. ]

સા.જી.૨૧૪: જ્યારે કોઇ મહાપુરુષ ગુજરી જાય ત્યારે તે દેવપિતૃલોકમાં ભળ્યો એવી ભાવના ઉત્પન્ન કરવા તેની પ્રતિમાની દેવપ્રતિષ્ઠા (A., deification) કરવાની પદ્ધતિ રોમમાં હતી.

૨. **દેવીકરણ** [ચુનીલાલ પુરુષોત્તમ બારોટ, પુરાતત્ત્વ ૪, ૪૧૯].

**Appearance,** ૧ **અતત્ત્વ** [આ.બા.]

આ.ધ.૨૬૬:પરમાત્મા જીવાત્માના અન્તર્માં રહેલો છે એમ દ્વૈતવાદીઓ કહે છે: પણ અત્રે 'અન્તર્' શબ્દનો શો અર્થ સંભવે છે એ વિષે વિચાર કરતા નથી; ત્યાં અદ્વૈતવાદી એટલું જ કહે છે કે જો વિચાર કરશો તો જણાશે કે અત્રે 'અન્તર્'શબ્દના અર્થમાં તાદાત્મ્ય જ આવવું ઘટે છે. એક ચૈતન્ય બીજા ચૈતન્યના અન્તર્માં શી રીતે રહી શકે? 'અન્તર્' એવો શબ્દ જડ અને સાવયવ પદાર્થ પરત્વે જ એના વાચ્ય અર્થમાં વાપરી શકાય. ચૈતન્ય પરત્વે જ્યાં 'અન્તર્' અને 'બહિર્' શબ્દ વપરાય છે ત્યાં એ શબ્દોનો અર્થ **તત્ત્વ** (Reality) અને **અતત્વ** (દેખાવ A.) થતો આપણે જોઇએ છીએ.

૨. **દૃશ્ય, આભાસ** [ હી. વ્ર. ]

સ.મી. ૧૯ સત્યના સ્વરૂપનો જે ખાસ વિશિષ્ટ વાદ છે તેનો વિષય દૃશ્યથી આભાસથી ભિન્ન એ દૃશ્યાતીત તત્ત્વ છે, જે માત્ર શ્રુત જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે.

**Apperceptual mass—જ્ઞાનના સંસ્કાર** [ પ્રા. વિ. ]

**Applicable, પ્રયોજ્ય.** [ ગો. મા. ]

સા.જી.૮૨: એ શક્તિને ઉદ્દેશી લખેલાં વાક્ય આ જીવનને પણ આ સ્વધર્મતાને લીધે પ્રયોજ્ય-a.-છે.

**Application,** ૧. **આવિષ્કરણ** [મ. ન.]

ચે. શા. ૩૮૮: આવિષ્કરણ અને સમર્થન-પરામર્શવ્યાપાર બેમાંથી એક રીતે આરંભાય. આપણને એકાદ સિદ્ધાન્ત આપવામાં આવે અને તે ઉપરથી કોઇ નિગમન ઊપજાવવાનું હોય, આનું નામ સિદ્ધાન્તનો આવિષ્કાર કરી, તેને લાગૂ કરી નવાં દૃષ્ટાંત શોધવાં કહેવાય.

૨. **ઉપનયન** [ મ. સૂ. ]

હ. બા. જી. ૩૬: **ન્યાય** ( syllosism)ના પંચ અવયવ : છેઃ ( ૧ ) પ્રતિજ્ઞા ( The proposition); (૨) હેતુ (The reason given ); (૩) ઉદાહરણ (The example or illustration) (૪) ઉપનયન (The *a.*) તથા, ( ૫ ) નિગમન (The conslusion).

૩. **વિનિયોગ, ઉપયોગ, પ્રયોગ** [હ. પ્રા. ગ. પ. ૨ ]

**Applied**, ૧. **વ્યાવહારિક** [ મ. ન. જુઓ Mathematics. ]

૨. **કાર્યોપયોગી,** [ ક. પ્રા. ]

ગુ. શા. ૪૫, ૩૧૫: તેઓ કાર્યોપયોગી (*a.*) વિદ્યામાં પણ ઘણા જ બાહોશ છે.

**Applied music, વિનિયુક્ત સંગીત,** [ કૃ. ભો. ]

વ. ૬. ૫૬૬: સંગીતનાં આ પરિણામ ઉપરથી તેના બે વિભાગ થઇ સકે છે એક Pure music ( શુદ્ધ સંગીત ) અને બીજો *a. m.* ( વિનિયુક્ત સંગીત ).

**Applied science, વિનિયુક્તવિજ્ઞાન** [પો. ગો. ];

૨. **વ્યવહારશાસ્ત્ર** [ કા. છ. સ. ૩, ૪૮૨ ].

**Apprehension, ગ્રહણ** [ મ. ન. ]

ચે. શા. ૪૧: દર્શનથી જેનું ગ્રહણ થાય છે તેનું મનમાં એક કલ્પિત ચિત્ર પડે છે તેને સંકલ્પ કહીયે છીએ.

**A priori**, *adj.* ૧. **સહજોપલબ્ધ, સહજોપલબ્ધિજન્ય,** [મ. ન. ન્યા. શા. ૧૩૯ ];

૨. **સ્વતઃસિદ્ધ, અનુભવઅજન્ય કોઇ અનુભવજનક** [ હી. ધ્ર. ]

સ. મી. ૩૨: તાત્પર્ય એ છે કે એ સ્વતઃસિદ્ધ ઘટક અંશો વા સંકેતો માન્યા સિવાય કોઇ પણ પ્રકારના અનુભવનો વા કાંઇ પણ પ્રકારના જ્ઞાનનો સંભવ જ નથી, અર્થાત્ એ પણ સ્વીકારવું જોઇએ કે એ ઘટક અંશો અનુભવઅજન્ય હોઇ અનુભવજનક છે, તેથી એ સદા અનુભવજનક હોવા છતાં અનુભવાતીત વા દૃષ્ટિઅગોચર જ રહેવાના.

*adv.* **રૂપતઃ, સ્વરૂપતઃ** [દ. બા.]

**A priori science, સહજોપલબ્ધિપ્રધાનશાસ્ત્ર,** [ મ. ન.]

ન્યા. શા. ૭: ન્યાયને સહજોપલબ્ધિપ્રધાન શાસ્ત્ર ગણવામાં આવે છે.

**Apriori પદ્ધતિ, સાધ્યસ્વીકારની પદ્ધતિ.** [ ન. ભો. ]

ત્રીજી પરિષદ્ પ્રે. ના. ૧૪: હાલી પરીક્ષામાં *a. p.* પદ્ધતિ ( સાધ્યસ્વીકારની પદ્ધતિ) વાજબી નહિં ગણાય. ઉદાહરણ–આ નાટકમાં ભાષા હાલના જેવી કેમ છે ? ઉત્તર–પ્રેમાનન્દના વખતમાં હેવી જ ભાષા હતી–કેમકે આ નાટકમાં એ ભાષા છે તેથી જ સાબીત થાય છે,–કેમકે એ નાટક પ્રેમાનન્દનાં છે !

**Aptitude, ૧. આનુગુણ્ય, યોગ્યતા** [ કે. હ. અ. નોં. ]

૨. **ખાસિયત** [ કે. હ. અ. નોં. ]

**Archeology, પ્રાચીનવસ્તુશોધ** [ આ. બા. ]

વ. ૨૪, ૪૭૯: આર્કિઓલોજી યાને પ્રાચીનવસ્તુશોધ ખાતાને મદદ આપવા માટે પચાસ લાખની થાપણ બાજુપર મૂકી.

૨. **પુરાણવસ્તુશાસ્ત્ર** [દ. બા.]

કા. લે. ૧, ૧૨૬ પુરાણવસ્તુશાસ્ત્રમાં માથું ન મારતાં (ઇતિહાસના પુસ્તકમાં) સ્થાપત્ય વર્ણવી શકાય.

**Archeologist, ૧. પૌરાતનિક** [ કે. હ. ]

૨. **પ્રાચીનવસ્તુશાસ્ત્રી** [ આ. બા. ]

વ.પ.૧૯૭: થોડાક દિવસ ઉપર આપણા એક સુવિદિત વિદ્વાન રા.રા. રતિરામ દુર્ગારામ આ લોક છોડી ગયા. ગુજરાતને એક સારા પ્રાચીનવસ્તુશાસ્ત્રીની ખોટ પડી છે.

૩. **પુરાજીવનશોધક, પુરાવિદ્** [ દ. બા, ]

**Archaic, ૧. પ્રાચીન, અરૂઢ** [ન. ભો.];

૨. **આર્ષ** [દ. બા.]

**Architect, શિલ્પશાસ્ત્રી** [મ. સૂ. ]

ફા. ચ. ૧,૩: એ સમયે એની વૃત્તિ શિલ્પશાસ્ત્રી (A.) થવાની થઈ હતી.

**Architicture, સ્થપત્ય** [મ.ન.ચે.શા. જુઓ *Art*]

૨. **સ્થાપત્ય** [અજ્ઞાત]

૩. **વાસ્તુવિદ્યા** [જિનવિજય].

આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા: ૨૨: ફર્ગ્યુસન સાહેબે પુરાતનવાસ્તુવિદ્યા (*a.*) નું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણી મહેનત લીધી હતી.

**Architrave,** (Arch) **ફરતી કિનારી** [ગ. વિ.]

**Argument,**

**Argument in a circle, ચક્રક** [મ.ન.]

ન્યા. શા. ૧૪૬: ચક્રક એ નામના દોષનો પણ આમાં જ સમાસ થાય છે. જ્યારે એક વાતનું કારણ એક માનીએ અને તેનું કારણ એવી વાતને માનીએ કે જે પુનઃ પ્રથમ વાતનું પણ કારણ હોય ત્યારે આ દોષ થાયછે.

**Argnmentum,**

*Argumentum ad hominum* **જલ્પ** [રા. વિ.]

પ્ર.પ્ર. ૩૧૩: જલ્પમાં માત્ર પ્રતિપક્ષના ખંડનથી પોતાના મતની સ્થાપના કરવામાં આવે છે. ઘણીવાર પક્ષકારો એકબીજાનું ખંડન કરવાને બદલે એકબીજા પર અંગત ટીકા કે આક્ષેપો કરે છે તે પણ જલ્પ જ છે.

**Aristocracy,** ૧. ૧. **શિષ્ટશાસન** [મ.ર.]

શિ. ઇ. ૪૦: શિક્ષણમાં પણ સ્પાર્ટા પ્રાચીન સંપ્રદાય અને શિષ્ટશાસન તરફ રહેલું; **એથન્સ** ધીમે ધીમે નવીન સંપ્રદાય અને **બહુશાસન** તરફ વળેલું.

૨. **અમીરશાસન, અબહુશાસન** [બ. ક.]

યુ.સ્ટે.૭૮: કેટલેક અંશે રેફર્મેશનના અગ્રણીઓના બોધથી ને કેટલેક અંશે વિચારના પોતાના નિરંકુશ વિસ્તારથી રાજ્યસંસ્થા વિશે ધીમે ધીમે એવું મત બંધાતું ગયું, કે શાસનનાં **એકશાસન** વા **રાજાશાસન** (Monarchy-મોનર્કી) અબહુશાસન વા અમીરશાસન (A. એરિસ્ટૉક્રસી), બહુશાસન વા પ્રજાશાસન (Democracy ડિમાક્રસી) વગેરે રૂપોમાંથી પ્રજાશાસન જ ઉત્તમ છે.

૩. **કુલીનસત્તાક રાજ્યતન્ત્ર,** [ક.પ્રા.]

ગુ. શા. ૪૭, ૩૪: કાળક્રમે ઘણાંખરાં શહેરોમાંથી રાજપદવી કાઢી નાખવામાં આવી અને પ્રથમ કુલીનસત્તાક રાજ્યતન્ત્ર સ્થપાયું.

૩. **અમીરસત્તા,** [સૌ. શારદા મ્હેતા, [પુ. પ્ર.]

૬૪, ૩૪૮, A. (અમીરસત્તા)ની ભાવના એક વાર નષ્ટ થઇ કે વ્યકિતત્વ ખીલી નીકળ્યા વગર રહેશે નહિ.

૨. ૧. **ઉદાત્તવર્ગ,** [ગો. મા.]

સ. ચં. ૪,૫૨: રાજા અને સામાન્ય પ્રજાની વચ્ચે સૂક્ષ્મ પ્રસંગોએ કામ લાગવા અને એ ઉભય પક્ષની વચ્ચે મધ્યસ્થ થવા દ્રવ્યવાન્ અને સત્તાવાન્ એક ઉદાત્ત વર્ગ એટલે *a.* ની અમારે જરૂર છે.

૨. **શિષ્ટસમૂહ-વર્ગ** [દ. બા.]

**Arris,** (*Arch*) **કોર** [ગ. વિ.]

**Art,**

**Fine art** ૧. **સાહિત્યકલા,** [મ. ન.]

ચે. શા. ૫૦૦: કલોપકારક વેગને વિવિધ પ્રકારના કાર્યરૂપે પરિણમાવવામાંથી જુદી જુદી સાહિત્યકલાઓનો ઉદ્ભવ અને વિકાસ થયલો છે. એના સર્વત્ર પ્રસિદ્ધ પ્રકાર પાંચ છે; સ્થપત્ય, શિલ્પ, ચિત્ર, સંગીત, કાવ્ય. એ પાંચેને વિવિધ પ્રકારે વર્ણવી શકાય. એના બે વિભાગ કરી શકાય; (૧) **દશ્યકલાઓ** (જેમકે ચિત્ર, શિલ્પ, સ્થપત્ય; (૨) **શ્રવ્યકલાઓ** (જેમકે સંગીત અને કાવ્ય). અથવા બીજી રીતે પણ વિભાગ કરી શકાય, જેમકે (૧) **અનુકરણ કલા** એટલે કે જે કલાઓ વિશ્વલીલાનું અનુકરણ કરે છે અને યાથાર્થ્ય સાધવા ઉપર દૃષ્ટિ રાખે છે (ચિત્ર શિલ્પ કાવ્ય) અને (૨) **અનનુકરણ કલા** એટલે કે જે પ્રથમ વર્ગ કરતાં વધારે સ્વતંત્ર હોઈ કાંઈક સૃજી શકે છે. (સંગીત અને સ્થપત્ય).

૨ **લલિતકલા,** [અજ્ઞાત]

૩. **રસિકકલા,** [મો. પા.]

વ. ૭,૧૯૬: કવિતાને કેટલાક રસિકકલા (*f. a.*) ગણે છે.

**Auditory Art શ્રવ્યકલા** [મ.ન.ચે. શા. જુએ Fine art]

**Imitative art અનુકરણકલા** [મ. ન. સદર ]

**Non-imitative art, અનનુકરણ-કલા** [ મ. ન. સદર ]

**Visual art, દશ્યકલા,** [ મ. ન. સદર ]

**Asceticism, ૧. વૈરાગ્ય** [ન. ભો.]

ભ.ની. ૨૧; સંકટ વગેરે પ્રસંગોથી કંટાળીને વિરક્તિ પામીને માત્ર **ભક્તિ** જ કરિયે, જગત્‌થી દૂર રહીને ભજનમાં રત થઇયે, તો Action, કૃતિ, જીવનમાં ધર્મકૃતિનો અનાદર થવાનો અને અનિષ્ટ વૈરાગ્ય (A). માં પરિણામ થવાનો.

૨. **તપસ્વિતા** [ઉ. કે.]

વ.૬, ૨૨૩: અર્વાચીન પશ્ચિમની પેઠે આપણે *a*. તપસ્વિતા (A) ને ધિક્કારતા નથી.

૩. **સંયમવૃત્તિ** [દ. બા.]

કા. લે. ૧,૪૧૬: ધર્મમાંથી,શિક્ષણમાંથી અને તેને જ પરિણામે જીવનમાંથી સંયમવૃત્તિ (A) ને હમેશને માટે રજા મળી.

૪. **ત્યાગપરાયણતા** [ દ. બા.]

**Aspiration, પ્રાણવિધાન** [ કે. હ. ]

વા. વ્યા. ૨૦: આ વિવેચન ઉપરથી **ઘોષવિધાન પ્રાણવિધાન** અને **નાસિકયવિધાનથી** ઉચ્ચારની અધિકાધિક સ્થિરતા કેવી સિદ્ધ થાય છે તે સમજવામાં આવશે.

**Asset, પૂંજી** [વિ. કો.]

સં. ૫: માણસની સ્થાવર જંગમ મિલકતની એકંદર જે કિંમત થાય તે તેની 'પૂંજી' અગર 'લેણું' કહેવાય. આમાંથી જે તરત વટાવી શકાય એવું હોય અને હાથ ઉપર જે સિલક હોય તેને 'હાજર ધન' (liquid assets) ગણી શકાય.

**Liquid asset,** હાજર ધન [વિ.કો.સદર].

**Assigned, ઉપચયકૃત, સૌપચયિક,** [ કે. હ. અ. નો. ]

**Assimilation, ૧. સાધર્મ્યગ્રહ** [મ. ન.]

ચે. શા.૪૮૦: **વૈધર્મ્ય ગ્રહ**માંથી સાધર્મ્યગ્રહ થઇ આવે છે, તેમ આશ્ચર્યના આનંદજનક આવેગમાંથી જ્ઞાનાધિગમનો આનંદ થઇ આવે છે.

૨. **સાધર્મ્યપરીક્ષા** [મ. ન.]

ચે.શા. ૨૯૯: વ્યક્તિ વ્યક્તિમાં રહેલા સામાન્યને શોધી કાઢવું, ઘણીક વ્યક્તિને એક સામાન્યમાં લાવવી, એનું નામ સાધર્મ્યપરીક્ષા કહેવાય.

૩. **એકીકરણ** [પ્રા. વિ.]

**Assimilation and differentiation-સમન્વય કિંવા અન્વય અને વ્યતિરેક** [કે. હ. અ. નો.]

**Associated, સહાધ્યાસી** [ગો. મા.]

સ. ચં. ૧, ૧૫: 'ન્હાની શી નાર ને નાકે રે મોતી' એ વર્ણનના સહાધ્યાસી સંસ્કારો તેનામાં મૂર્તિમાન થતા હતા.

**Association, ૧.સાહચર્ય** [મ.ન.]

ચે. શા. ૫૧૧: ઉષ્ણતાની ઇચ્છાથી અગ્નિ પાસે જવાનો વ્યાપાર થાય છે, તેનું કારણ એ જ છે કે આપણા અનુભવથી આપણા મનમાં એ વ્યાપાર અને ઉષ્ણતાલાભ એ બેની વચ્ચે સાહચર્ય બંધાઇ ગયું છે.

૨. **સંસ્કાર,** [ ગો **મા. જુઓ.** Impression. ]

૩. **વળગણ** [ અં. સા. ]

" સ્વ. દી. બ. **અંબાલાલભાઇ** ગુજરાતી શબ્દોને પસંદ કરતા એટલું જ નહીં, પણ તેવા શબ્દોની લક્ષણાશક્તિને પોતાના ઉપયોગમાં લેવાને માટે વધારે સ્થિતિસ્થાપક બનાવતા; જેમકે **અંગ્રેજી** ' એસોસીએશન ' શબ્દ છે, તેનો અર્થ એ થાય છે કે અમુક પદાર્થ કે બનાવની આસપાસ વીંટળાયલા સંસ્કારો, અગર વિચારો, અગર પરિસ્થિતિ. આ સમજાવવા માટે તેમણે **સંસ્કૃત**ને પોતાની વહારે બોલાવી નહીં, પરંતુ ગુજરાતી શબ્દ 'વળગણ'ને કામમાં લીધો, ખરેખર, 'વળગણ' શબ્દથી ' **એસોસીએશન** 'નો અર્થ બરોબર થઈ જાય છે" **સાહિત્ય**, ૭, ૪૦૮.

**Association of ideas—૧. વિચારસંગતિ** [ મ. સૂ. ]

અ. ૧૧૭: એ આદિ અનેક દષ્ટાન્ત વિચાર સંગતિ ( Association of thoughts )થી અવે આપણને સૂઝી આવશે.

૨. **પ્રતિભાસની સંગતિ** [ કે. હ. અ. નો. ]

**Association by contiguity**—**સામીપ્યનિબંધન સાહચર્ય** [મ. ન.]

ચે.શા.૨૧૩ઃબધાં સાહચર્યોમાં સુવિજ્ઞાત એવું મુખ્ય સાહચર્ય સામીપ્યનિબંધન સાહચર્ય એટલે સમીપ્યના કારણથી થયેલું સાહચર્ય છે.

**Association of contiguity**—**સાહચર્યસંગતિ** [કે. હ. અ. નાં.]

**Association of contrast**—**વિરોધનિબંધન સાહચર્ય** [મ. ન.]

ચે. શા. ૨૪૩: વિરોધનિબંધન સાહચર્ય-સાદશ્ય ઉપરાંત એક વૈધર્મ્ય, વૈસાદશ્ય—અથવા વિરોધનો નિયમ પણ સાહચર્યજનક મનાય છે, એનું તાત્પર્ય એમ છે કે કોઇ પણ અનુભવ પોતાનાથી વિરૂદ્ધ એવા અનુભવાદિની ભાવના પેદા કરી શકે છે.

**Association of similarity**—**સાદશ્યસંગતિ** [કે. હ. અ. નાં.]

**Free association** (*Psycho-ana.*) **અતંત્ર સાહચર્ય** [ભૂ. ગો.]

**Law of associatiou**, ૧. **સાહચર્ય-નિયમ** [મ. ન. ચે. શા. ૬૦૨]

૨. **સ્કંધ** [ન. દે.]

હિં. ત. ઈ. પૂ. ૧૪૬: ઈન્દ્રિયો અને અર્થના "સ્પર્શ" વડે "વેદના" થાય અને તે **ઇન્દ્રિયવિજ્ઞાન** (Sensations) વડે સ્પષ્ટ સંજ્ઞા (Ideas) થાય અને તે સંસ્કારો (Impressions) અને તેનો સ્કંધ (*L. o.* A. of ideas) ઘડાય, અને છેવટે **વિજ્ઞાન** (consciousness) પ્રકટ થાય આ વિવેકમાં માનસશાસ્ત્રનો પાયો છે, અને તેના ઉપર **વિજ્ઞાનવાદી બૌદ્ધોની** ઈમારત છે.

૩. **સાહચર્યધર્મ** [દ. બા.]

**Obstructive Association**—**પ્રતિરોધસાહચર્ય** [મ. ન.]

ચે. શા. ૨૪૬: એકાદ કાવ્ય બોલવામાં કે કોઇ રાગની ચીજ ગાવામાં ઘણીવાર કોઇ આડા જ શબ્દો ભળી જાય છે તેનું કારણ એ જ છે કે એ કાવ્ય અથવા ચીજના શબ્દોને અનેકાનેક અન્ય પરંપરાઓ સાથે સાહચર્ય છે. સાહચર્યના આ સ્વરૂપને પ્રતિરોધસાહચર્ય કહેવાય છે.

**Associational, અનુષંગી** [પ્રા.વિ.]

**Assumption, સ્વેચ્છાસ્વીકાર** [ન.ભો.]

વ. ૪,૩૦૧: પ્રો. આણંદશંકર કહે છેઃ-'"આઢ્ય" "લખ્ય" એમ યકાર લખતે અડચણ આવે છે એ વસ્તુસ્થિતિ છે. જો કે "આઢ્યો" "લખ્યું" હેમાં કોઇને નથી આવતી.' આ વાકયમાં સ્વેચ્છાસ્વીકાર (*a.*) ઉપરાંત વિશેષ હું જોઇ સકતો નથી.

**Astasia,** (*psycho-ana.*) **ઉત્થાનભ્રંશ, સ્થિતિભ્રંશ, સ્થિત્યશક્તિ** [ભૂ. ગો.]

**Astragle,** (or Bead) (*Arch.*) **કણી** [ગ. વિ.]

**Astrolabe, અક્ષમાપક** [બ. ક.]

યુ. સ્ટે. ૧૬: "હોકાયંત્ર ને અક્ષમાપક (a.) ની શોધ થઇ હતી.

**Atheism,** ૧. **અનીશ્વરવાદ** [હી. વ્ર. સ. મી. ૧૬૮];

૨. **નિરીશ્વરવાદ** [દ. બા.]

**Atrophy, ગાત્ર—શોષણ—કર્ષણ—ભંગ** [દ. બા.]

**Attention,** ૧. **અવધાન** [મ. ન.]

ચે. શા. ૫૮૦: વ્યાપારમાત્રમાં તે વ્યાપારના **અવ્યવહિત** ફળ ઉપર અવધાન રાખવું પડે છે.

૨. **ધ્યાન** [હ. દ્વા.]

કે. શા. ક. ૧,૧૧૬, બાલ્દવિને ધ્યાનની ગણના બુદ્ધિની શક્તિઓમાં કરી નથી.

૩. **સમાધિ** [પ્રા. વિ.]

યુ. ૧૯૮૧, ૪૧: સમાધિ કે લક્ષ એ ચિત્ત અને એનો વિષય એ બે વચ્ચેનો સંબંધ છે.

૪. **લક્ષ** [કે. હ. અ. નાં.];

**Expectant attention,** ૧.—**પૂર્વસિધ્ધ અવધાન** [મ. ન.]

ચે.શા.૮૪: પ્રથમથી જ અવધાન કવચિત્ થઇ આવે છે,અવધાનને આકર્ષનાર સંસ્કાર પૂર્વે પણ અવધાનનો અનુગ્રહ સંપૂર્ણ થઈ રહે છે. આવા અવધાનને પૂર્વસિદ્ધ (E-preadjusted) અવધાન કહેવું જોઇએ.

૨. **સોત્કંઠલક્ષ, ઉત્પ્રેક્ષક-ઉત્પ્રેક્ષી-લક્ષ** [કે. હ. અ. નાં.]

**Passive attention**-**ઉદાસીનલક્ષ, શૂન્યવત્ લક્ષ** [ કે. હ. અ. નોં. ].

**Augment, અભ્યાસભૂત** [ કે. હ. ]

વા. વ્યા. ૫-૬: મૂલપ્રકૃતિરૂપ કંઠયસ્વર અને વિકૃતિરૂપ તાલવ્ય તથા ઓષ્ઠયસ્વરમાંથી એકાર ઓકાર અનુક્રમે ઉદ્‌ભવે છે. એ પ્રત્યેકના પ્રાકટયમાં પરભાગસ્થ વિકૃતિસ્વરૂપનું પ્રાધાન્ય છે. અભ્યાસભૂત (A.) કંઠયસ્વર પ્રધાનભૂત તાલવ્ય ને ઓષ્ઠ્ય સ્વરોની અપેક્ષાએ ગુણીભૂત છે. ગૌણ અભ્યાસના ઉમેરણને લીધે આ નવા વ્યાપારને ગુણવિધાન નામ આપિયે છિયે. તાલવ્ય ને ઓષ્ઠ્ય સ્વરમાં કંઠયસ્વર એકવાર **અભ્યસ્ત** (Augmented) થવા ઉપરાત બીજીવાર અભ્યસ્ત થયાથી બીજું જોડકું એકાર ઓકારનું પ્રગટે છે. એના આવિર્ભાવમાં કંઠયસ્વરનો અભ્યાસરૂપે ફરી વધારો થાય તે કારણથી વાગ્વ્યાપાર **વૃદ્ધિવિધાન** સંજ્ઞાને પાત્ર થાય છે.

**Augmented, અભ્યસ્ત** [કે. હ. વા. વ્યા. જુઓ. Augment.]

**Aurora borealis**, ૧. **અરુણપ્રકાશ** [ ન. લ. ગુ. શા. ૧૮૭૬. જાન્યુઆરીના અંકનું સાંકળિયું].

**Authority**, ૧. **ગુરુમત** [મ. ન.]

ચે. શા. ૪૦૧: નિર્દેશશક્તિની કેળવણીમાં, સ્વમતનું સ્વાતંત્ર્ય અને ગુરુમતનો **અનુરોધ** એ બે વચ્ચેના પ્રમાણનો નિયમ કરવો એ બહુ કઠિન કામ છે.

૨. **શબ્દ** [ રા. વિ. ]

પ્ર. પ્ર. ૬૩: શબ્દજ્ઞાનનું સાધન એટલે કે પ્રમાણભૂત માણસનું વાકય તેને શબ્દ કહે છે.

૩. **શબ્દપ્રમાણ** [ પાન્થ. ]

વ. ૧, ૧૩૫: શબ્દપ્રમાણ (A.) **આંતર પ્રેરણા** ( Intuition ) અને ઉપયોગીપણું (Utility) એ ત્રણમાંથી એકના ધોરણે દરેક અર્થપૂર્ણ નીતિશાસ્ત્રની પદ્ધતિઓ રચાયલી હોય છે.

૪. **શાસ્ત્રપ્રમાણ** [ મ. હ. ]

સ. મ. ૩: શાસ્ત્રપ્રમાણના અપરિમિત ભયથી ન દબાઇ સ્વતંત્ર બુદ્ધિ વાપરવાનો અને રૂઢિના અન્ધ અનુરોધ વિના આપણા જીવનક્રમ ઘડવાનો આપણને હક છે.

૫. **પ્રમાણ, શબ્દપ્રામાણ્ય** [દ. બા.]

**Authority complex**, (*Psycho ana.*, **અંકુશગ્રન્થિ** [ભૂ. ગો.]

**Auto-biography**, ૧. **સ્વજીવન** [ ન. લ. ]

ન. ગ્રં. ૧,૨૧૧: લખાણમાં આવેલી હકીકતોનો લગભગ બધો આધાર કવિએ પોતે જ "મારી હકીકત" એ નામે સ્વજીવન (A. b.) લખીને છપાવી ખાનગી રાખી મૂકયું હતું તે ઉપર રાખવામાં આવ્યો છે.

૩. **આત્મચરિત્ર** [અજ્ઞાત].

૩. **આત્મકથા** [ મો. ક. ]

આ. ક. ૧. ૧: ચાર અથવા પાંચ વર્ષ પૂર્વે નિકટના સાથીઓના આગ્રહથી મેં આત્મકથા લખવાનો વિચાર કર્યો હતો.

**Autocracy**, ૧. **અધિરાજત્વ** [બન્ધુસમાજ]

વ. ૬, ૧૮૫: ગોવર્ધનરામનું દૃષ્ટિબિન્દુ ગમે તે હોય પણ ત્હેમના લેખનું પરિણામ Benevolent Autocracy—ઉપકારક અધિરાજત્વ છે, પ્રતિનિધિત્વ નથી.

૨. ૧. **આપઅખત્યાર,-રી** [ન. લ.]

ઈ. ઈ. ૨૪૮: રાજાનો આપઅખત્યાર રોકવા જતાં આ તો આપણે કેવળ આપખુદીભરેલા લશ્કરના જ હાથમાં ફસાઇ પડયા. એના કરતાં તો ચાર્લ્સ જેવાની આપઅખત્યારી પણ સારી એમ ઘણાને લાગવા માંડયું.

૨. **જોહુકમી, અહંસત્તાવાદ** [ દ. બા. ]

**Autocrat**, ૧. **એકચક્રસત્તાધારી**, [ ન્હા. દ ]

ચિ. દ. ૪૩: મહારાજ સયાજીરાવ ગાયકવાડના જીવનનો નિકટથી અભ્યાસ કરનાર સન્ત નિહાલસિંહ મહારાજને વડોદરાના A. એકચક્રસત્તાધારી અને Dictator-**સર્વસત્તાધીશ** કહે છે.

૨. **સુલતાન અહંસત્તાવાદી** [ દ. બા. ]

**Auto-erotism,** (*psycho-ana.*) **સ્વ-દેહ-કામુકતા-આકર્ષણ** [ ભૂ. ગો. ]

**Automatic** **૧. ૧. આત્મવેગી** [હ. દ્વા. કે. શ્રા. ક. ૧ ];

**૨. સ્વયંચાલક** [ ન. ભો. ]

મ. મુ. ૧,૨૩૧; પાપથી અતિતૃપ્તિ, કંટાળો અને પછી સત્યદર્શન થઇ પશ્ચાત્તાપાદિક દ્વારા વિશુદ્ધિ અને પુણ્યમાં સંચાર આ ક્રમ ઈશ્વરની યોજનામાં સ્વતઃસિદ્ધ હોઇને એ યોજના *a.* (સ્વયંચાલક) બને છે.

**૩. સ્વતઃપ્રવૃત્તિમાન્** [મા. પી.]

વ. ૧૭,૧૦૨: બાષ્પયંત્ર સર્વાંશે સ્વતઃપ્રવૃત્તિમાન્ *a.* હોય છે.

**૪. આત્મનિયામક** [ કિ. ઘ. ]

કે. પા. ૨૪૯: જેમ યંત્ર વધારે આત્મ-નિયામક ( *a.* ) તેમ યંત્રકલાની દૃષ્ટિએ એ વધારે વિકસિત.

**૨. પ્રવાહ-સ્વભાવ-પ્રાપ્ત** [દ. બા.]

**Automatism,** **સ્વયંચર્યા, સ્વયંચાર** [ કે. હ. ].

**Autonomy,** **૧. સ્વરાજ્ય** [ ઉ. કે. ]

સ. ૨૦,૪૯૪: દૃઢ અને વેગભરી હીલચાલ કરીને "*a.*" (સ્વરાજ્ય) મેળવવાનો આપણા દેશનો નિશ્ચય વધતું જોર પકડતો જાય છે.

**૨. આત્મશાસન** [ ચં. ન. ]

વ. ૧૭,૧૧૯: પ્રત્યેક પ્રજા પોતાના હિતનો નિર્ણય પોતે જ કરવાનો હક ધરાવે છે એ વિચાર લોકશાસનની કલ્પનાનો આત્મા છે, પછી એ વિચારને ભિન્ન ભિન્ન દૃષ્ટિઓથી જોઈ એને **લોકશાસન** ( Democracy ) કહો કે "પ્રજાકીય શાસન" (National government) કહો કે "આત્મશાસન (A)" કહો.

**૩. સ્વયંશાસન** [ દ. બા. ]

**Auto-suggestion,** (*psycho-ana.*) **સ્વયંસૂચન** [ભૂ. ગો.]

**Axiom,** **૧. પ્રત્યક્ષ પ્રમાણ** [ મ. ન. ચે. શા. ]

**૨. સ્વીકૃત પક્ષ** [મ. ન.]

સુ. ગ. ૪૧૭: અમે એટલું જ સૂચવવા ઈચ્છીએ છીએ કે વિશ્વરચના અને સુખ તે બે બાબતનો અમુક સિદ્ધાન્ત માન્યા વિના બીજી કશી બાબત વિચાર આપી શકાતો નથી, ને તેથી જ અમારે વાત કરતી વખતે કેટલાક સિદ્ધાન્તો સ્વીકૃત પક્ષ ( *a.* ) તરીકે આગળ કરવા પડે છે.

**૩. સ્વતઃસિદ્ધ સત્ય** [આ. બા.]

વ. ૨, ૩૬૫: જો બધાં શાસ્ત્રો અમુક સ્વતઃ-સિદ્ધ (*a. s.*) યા જેને સિદ્ધવત્ માનવાની જરૂર પડે છે તેવાં ( postulates ) સત્યો પૂર્વક ચાલે છે એમ માનતા હો તો નીતિ-શાસ્ત્રનું આ એક સિદ્ધવત્ માની લીધેલું સત્ય છે એમ સમજજો.

**૪. મંત્ર** [હ. પ્રા. ગ. પ્ર. ૨.]

**૫. સ્વયંસિદ્ધ વસ્તુ, સ્પષ્ટરૂપ** [ દ. બા. ]

---

# B

**Background,** **૧. પશ્ચાદ્ભૂમિ** [ ન.ભો.]

મ. મુ.૧,૨૩૨: એ જ કાવ્યમાં આરમ્ભના ત્રીજા શ્લોકનું પુનર્યોજન વચમાં કર્યું છે, ત્હેનું સ્વરૂપ પણ આ પ્રકારની ભાવચ્છાયાનું દૃષ્ટાન્ત બને છે. "જો પાપ ! જોતુ તુજને રહ્યું અટ્ટહાસે" એમ કવિ અથવા કોઈ અદૃશ્ય વાણી વિધવાને ચેતવે છે, અને તરત એ સંવાદ ઉપરથી અને વિધવાની ઉપરથી દૃષ્ટિ ખસેડી, આસપાસની સૃષ્ટિની સ્થિતિ ઉપર ધ્યાન ખેંચીને કવિ વર્ણવે છે:-

"તીણે સ્વરે તમતમે તમરાં અસંખ્ય,
ઊંડા વને ઘુઘવતાં ઘુવડો અશંક,
ને દર્દુરો વિરલ કર્કશનાદ ગાય,
ને ફૂકવાટ કરી ઘોર સમીર વાય."

તે જેમ મુખ્ય ચિત્રના આલમ્બન તરીકે પશ્ચાદ્ભૂમિ તરીકે કામ કરે છે, તેમ જ પા-

પના અટ્ટહાસનું ઈન્દ્રિયગમ્ય રૂપ જ ખડું કરવાનું કાર્ય સારે છે.

૨. **પશ્ચાદ્‌ભૂ** [બ. ક]

૬. નિવેદન ૭: નાયક નાયિકાનું એક જ જોડું મુખ્યત્વે ચિતરે, પશ્ચાદ્‌ભૂમાં આજુબાજુએ અને તળે ઉપર બીજાં પાત્રો હોય જે વળી સામે મોંએ અગર દૃષ્ટિના કોઈ એક ખૂણાથી ઠીક ચિતર્યાં હોય, પણ આખું ચિત્ર એક હોય, ઐકયગુણાન્વિત હોય, અને તેના મધ્યમાં, પ્રકાશકેન્દ્રમાં, સિંહાસને એક નાયક નાયિકા વા એક જ યુગલ હોય તે **નવલ.**

૩. **ધ્રુવતી** [દ. બા.]

**Balanced,** ૧. **સમતુલિત** [ઉ. કે.]

વ. ૬. ૨૨૯: જીવનનાં લક્ષ્ય વિવિધ છતાં સમતુલિત (*b.*) અને **અન્યોન્યસંશ્લષ્ટ** (harmonious), દૃઢવ્રત, સંયમી...આવું કાંઇક **ગોવર્ધન**ભાઇના અંતરાત્માનું ચિત્ર નીકળે છે.

૨. **પ્રમાણયુક્ત, સમભાર, સંયમયુક્ત, ન્યાયગંભીર** [દ. બા.]

**Balance**

**Balance of power,** ૧. **બળતુલા** [ન. લ.]

ઈ. ઇ. ૩૨૮: બળતુલા (B. P.) નો સિદ્ધાન્ત આ સમે તો **વિલિયમના જ** સમજવામાં હતો. આ સિદ્ધાન્તનું લક્ષ્ય એ હતું કે જૂદાં જૂદાં રાજ્યો સંધિઓમાં એ પ્રમાણે ગોઠવાઇ રહે કે તેમની શક્તિઓનું સામસામું સમતોલન થતાં કોઈ એકની તર્ફથી બીજાને દહેશત રહે નહિ.

૨. **બલસામ્ય** [ન. ભો.]

નવો:—બલતુલામાં સમતોલતાનો અર્થ, જે balance of power માં જીવતત્ત્વ જેવો છે તે, નથી આવતો. તુલા—એ અર્થમાં balance શબ્દ અહિં નથી; equi-balance કહેવાનું તાત્પર્ય છે, માટે—બલસામ્ય શબ્દ હું સૂચવુંછું.

૩. **પક્ષસામ્ય** [દ. બા.]

**Balance of trade; વ્યાપારસમતા** [ગૂ. વિ. વિ. ૧૧૩.]

**Bald,** ૧. **અનલંકૃત** [અ. દ.]

કાં. મા. ૩૧૯: કવિતા સંબંધી તમારી ટીકા ખરી હતી. expressions (શબ્દો) બે ચાર ઠેકાણે સારાં છે, પણ કેટલેક ઠેકાણે *b.* (અનલંકૃત) છે.

**Bald-style, ક્ષપણકશૈલી, કોરીશૈલી, અનલંકૃતિ, નીરસશૈલી** [દ. બા.]

**Ballad,** ૧. **લાવણી** [ર. મ.]

પહેલી પરિષદ્, ૮: ગુજરાત **વર્નાક્યુલર સોસાઇટી**ને પેટ્રન થતી વખતે લોર્ડ **રે**એ લોકપ્રિય લાવણીઓ (popular-ballads) નો સંગ્રહ કરવાની સૂચના કરેલી તેનો પણ આ જ હેતુ હતો.

૨. **ચારણકાવ્ય** [દ. બા.]

કા. લે. ૧,૫૦૫: લોકવાર્તા જેમ ઇતિહાસ, પુરાણ, અને નવલકથા ઇત્યાદિ અભિનત સાહિત્યનો ઉગમ છે તેમ લોકગીતો, ખંડકાવ્ય અને મહાકાવ્ય, **વીણાકાવ્ય અને** ચારણકાવ્ય, નાટક અને ચમ્પૂ દરેક રસાત્મક કૃતિનું મૂળ છે.

૩. **કથાગીત** [અ. ફ.]

સાતમી પરિષદ્, ૨૯: આપણા સાહિત્યમાં એ સર્વમાંથી સુંદર કથાગીતો—બૅલેડ—થઇ શકે એમ છે.

૪. **લોકગીત.** [મંજુલાલ રણછોડદાસ મજમુંદાર.]

**સ્તવનમંજરી,** પરિચય, ૧૦: લોકગીત (B.) ને મળતી રચના આમાં છે.

૫. **ગીતકથા** [ઝ. કા.]

૨. રા. ૩, ૭; **B.** એટલે ગીતકથા a tale telling itself in verse: ગીત વાટે પોતાને વર્ણવતી કોઇ લોકકથા.

૬. **રાસ** [રા. વિ.]

પ્ર. ૧૯૮૩: **આશ્વિન,** ૫૫૨: સાહિત્યનું તેમ જ નૃત્ય અને સંગીતનું મૂળ બીજ *b.* એટલે રાસ છે એમ **પશ્ચિમના** શોધકોએ નક્કી કર્યું.

**Baluster,**(*Arch.*)ગરાદ (મુબઇસંપ્રદાય) [ગ. વિ.]

**Barometer,** ૧. **વાયુમાપક યંત્ર** [ન. લા. ન. ક. ૧૪૩.]

૨. **વાયુમાપદર્શક યંત્ર** [ન. લા.]

સ. ન. ગ. ૪૦૮: ટોરીસેલ્લા બારોમીટર-વાયુમાપદર્શક યંત્ર-બનાવનારો એ નામાંક્તિ હતો.

૩. **પારદયંત્ર** [ન. લ.]

ન. ગ્રં. ૧, ૪૧૩; આજકાલ જે આખા ભરતખંડમાં સર્વ ઠેકાણે ઝમાનાની ઝોક ધર્મ-સંરક્ષણ તરફ દેખાય છે તેની અસર પણ ગુજરાત ખાતે પેહેલવહેલી નાજુક પારદયંત્રની (B) પેઠે નર્મદાશંકરના જ અંતઃકરણ ઉપર થઇ.

૪. **ભેજમાપક યંત્ર** [ગૂ. વિ. વિ. ૮૫.]

૫. **વાતસ્થિતિમાપક** [ દ. બા. ]

**Basement Floor**—( *Arch.* ) **ભોંયરૂં** [ ગ. વિ. ]

**Bathos**, ૧. **અધઃપાત** [ન. ભો.]

મ. મુ. ૧, ૧૪૯: 'ભર્યા આનન્દોએ અનુપમ સુખો રહે જહિં જડયાં' એમ શિખરિણીનું ગમ્ભીર રસિક આન્દોલન પૂરું થતાં એકદમ 'ત્યાં જઇ રજત વાલુમાં વિરામી' એ કેવલ ગદ્યરચનામાં કાવ્યકલા લથડી નીચે પડે છે તેથી અંગ્રેજીમાં જેને *b.* (અધઃપાત) કહે છે ત્હેવું પરિણામ થાય છે.

૨. **વ્યાઘ્રમૂષક—પદ્ધતિ—ન્યાય, અવરોહપદ્ધતિ, અવરોહાલંકાર** [દ. બા.]

ખાનગી કાગળ, તા. ૨૧—૧૦—૨૭: "ઋષિએ લાડકા ઉંદરને ક્રમે ક્રમે બિલાડી કુતરો, વાઘ બનાવ્યો. પણ એ તો ઋષિને જ ખાવા તૈયાર થયો, ત્યારે ઋષિએ એનો ફરી મૂષક બનાવ્યો. મૂષક ચઢતો ચઢતો વ્યાઘ્ર બન્યો પછી ઉતરીને વ્યાઘ્રનો મૂષક બન્યો તે ઉપરથી વ્યાઘ્રમૂષકન્યાય ગણાય છે"

**Beau-ideal**, **મનોરથ પ્રિયતમ પ્રતિમા** [મ. સૂ.]

ગૌ. એ. ઉદ્‌ઘાટન, ૪: મનોરથ પ્રિયતમ (B. I.) પ્રતિમાઓ જે પુરાણ-ઇતિહાસાદિઓ-માં જટિત ગ્રથિત છે, તેઓ ઉપરથી પોતાના ચારિત્રનો-વિચાર-ઉચ્ચાર-આચારનો-આકાર કરવા પૂર્વે આ દેશમાં પ્રયત્ન થતો. (અ. પૃ. ૧૦૫ પણ જુઓ.)

**Bed joints** (*Arch.*) **થર** [ગ. વિ.]

**Begging the quetiosn**, **આત્માશ્રય** [રા. વિ.]

પ્ર. પ્ર. ૨૯૩: આત્માશ્રયમાં સાધ્યને પક્ષનો જ આશ્રય આપવામાં આવે છે. જેમકે 'આ માણસ લુચ્ચો છે કારણ કે તે હરામખોર છે' આમાં લુચ્ચો અને હરામખોર એક જ અર્થના શબ્દો છે. અર્થાત્ આનાં સાધન જ નથી.

**Behaviour**, ( *pyschology* ) **ચેષ્ટા** [ પ્રા. વિ.]

**Belles-lettres**, ૧. **મોહન જાતિનું પુસ્તક, મોહન ગ્રંથિનું પુસ્તક**[1] [ન. લ.]

ન. ગ્રં, ૨ (૧) ૭૫: યોજના કરવામાં બે વાત ઉપર લક્ષ આપવું પડે છે—વસ્તુ અને સંકળના, વસ્તુ એ ગ્રંથનો સૂક્ષ્મ દેહ છે. જે નાની ટુંકી વાત, જે રસ, જે બોધને માટે એ ગ્રંથ બનવાનો છે તેનું નામ વસ્તુ. શકુંતલા નાટકની વસ્તુ શકુંતલા આખ્યાન અને સંપૂર્ણ લાલિત્ય. વિપ્રલંભ શૃંગાર અને સૃષ્ટિસૌંદર્ય એ ઉત્તરરામચરિતની પ્રાધાન્ય વસ્તુ છે, અને રામકથા એ વસ્તુનું પાત્ર છે. મોહન જાતિનાં પુસ્તકોનું દૃષ્ટાંત આપ્યું માટે એમ નહિ સમજવું કે એ વર્ગમાં જ વસ્તુ અને સંકલના હોય

૧. આ પરિભાષા સૌથી પહેલી કોણે યોજી? ૧૮૬૯ ના જાન્યુઆરીના બુદ્ધિવર્ધકગ્રંથમાં પણ કોઈ લેખકે-કદાચ મનઃસુખરામ સૂર્યરામે -આમ લખ્યું છેઃ "જગતમાં આજ સુધી લખાયલાં સર્વ લખાણનો સંગ્રહ કરી તેના વર્ગ કરીએ તો ત્રણ વર્ગ થાય-શોધન, બોધન અને મોહન." નવલરામનું શ્રવણાખ્યાનનું અવલોકન, જેમાંથી કોશમાંનું અવતરણ આપેલું છે તે, ક્યાં અને ક્યારે પ્રકટ થયેલું તે નક્કી થઇ શકતું નથી. ગુજરાતશાળાપત્રમાં તો તે નથી જ. એ પત્રમાં નવલરામે શ્રવણાખ્યાન વિશે ઇ.સ. ૧૮૭૦ માં લખેલું ખરૂં, પણ તે લેખ આનાથી જુદો છે. તે ટૂંકો અને સંપૂર્ણ છે, આ કંઇક લાંબો પણ અપૂર્ણ છે. ગોવર્ધનરામ નવલજીવનમાં (પૃ. ૨૫) આ લેખ વિશે થોડી નોંધ કરે છે ત્યાં "૧૮૬૯-૧૮૭૦ માં" લખાયેલ એમ જણાવે છે, પણ ચોક્કસ માસ જાણ્યા વિના ઉપલા પ્રશ્નનું નિરાકરણ થઇ શકતું નથી.

છે, પણ તેમાં એ સંપૂર્ણ સ્થિતિમાં હોવાને લીધે ઝટ ઓળખાઇ આવે છે. બાકી સઘળામાં પછી તે મોહન, બોધન કે શોધન વર્ગનાં હોયોજના તથા કૃતિ હોવી જ જોઇએ. (૨) ૧૫૬: નાટક, કાવ્ય, વગેરે મોહન ગ્રંથિનાં પુસ્તકોની તુલના કરવામાં ત્રણ વાતનો વિચાર રહેલો છે; —વસ્તુસંકળના, પાત્રભેદ, અને રસ.

૨. **સાહિત્ય** [બ. ક.]

વ. ૧, ૧૯૮: 'વાઙ્મય' શબ્દને કેટલાક લેખકો સાહિત્યના જ અર્થમાં વાપરે છે, પણ કાવ્ય અને કાવ્ય જેવી રસાલંકારાદિ વાણી અને કલાપ્રધાન શિષ્ટકૃતિઓને માટે જ સાહિત્ય શબ્દ વાપરવાનું રાખી, ભાષામાંના તમામ ગ્રંથસમૂહને માટે '**વાઙ્મય**' શબ્દનો પ્રયોગ કરવો વધારે યોગ્ય જણાય છે,

૩. **નિરપેક્ષ—કેવળ—સાહિત્ય** [ગો. મા.]

પહેલી પરિષદ્,વ. ૪,૨૦૩: ધર્મવિષય, રસવિષય, સંસારસુધારાનો વિષય, ઇત્યાદિ સર્વ વિષયોની ચર્ચા સાક્ષરવર્ગમાં સમુદ્રમન્થન જેવું મન્થન પામે છે અને દેવદાનવો જેવા હૃદયભેદ ઉત્પન્ન કરે છે. આ છેલ્લા વિષયો એક રીતે સાહિત્યના વિષયો છે ને બીજી રીતે નથી. રાજકીય સાહિત્ય, ધર્મવિષય સાહિત્ય, ઈત્યાદિ નામો જોઇએ તો વિષય માત્ર સાહિત્યગમ્ય છે. આવા બાહ્ય વિષયોની અપેક્ષા રાખનાર સાહિત્યને બાદ કરી તેના શીવાયના સાહિત્યને જ સાહિત્ય કહીયે તો ઉક્ત વિષયો સાહિત્ય નથી. આમને સાહિત્ય કહેવું કે ન કહેવું એ ચર્ચામાં ન પડતાં આવા બાહ્ય વિષયોની અપેક્ષા રાખનાર સાહિત્યને આપણે સાપેક્ષ સાહિત્ય કહીશું અને તે વિનાના શુદ્ધ કેવળ સાહિત્યને નિરપેક્ષ સાહિત્ય કહીશું. આ સભાનાં કાર્યની યાદી જોતાં શાસ્ત્રસાહિત્ય અને કાવ્યાદિક કેવળ સાહિત્ય એવા બે ભેદ સ્વીકારતાં ઘણી અનુકૂળતા થશે. આટલા ચાર શબ્દોની પરિભાષા શુદ્ધ જ છે એમ હું કહેતો નથી. માત્ર મને આ પ્રસંગે તે સ્ફુરી આવે છે અને એ તમારાથી સમજાય એવા શબ્દો છે એમ ગણીને અનુકૂળતાનો વિચાર કરી એ શબ્દો હું વાપરૂં છું. આટલો મ્હારો આશય ધ્યાનમાં રાખશે તેને મ્હારી સાથે તાલભંગની વાસના નહી થાય.

૪. **શુદ્ધસાહિત્ય** [ન. ભો.]

પાંચમી પરિષદ્,વ.૧૪,૨૯૦:સાહિત્યના વિભાગો અંગ્રેજી ઇત્યાદિમાં કરીશું તો તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વિજ્ઞાન, નીતિ, તત્ત્વશાસ્ત્ર, ઇત્યાદિ અનેક વિભાગમાં સંખ્યાબન્ધ પુસ્તકો જડશે, અનેક વિદ્વાનો તે તે વિષયના ખાસ અભ્યાસકો બની કર્તવ્યમાં પ્રવૃત્ત થયેલા જોઈશું; શુદ્ધ સાહિત્યમાં કવિતા, વાર્તા, નાટક, બાલસાહિત્ય, લોકગીત, ઇત્યાદિ, ઈત્યાદિ,અનેક શાખાઓમાં તે જ પ્રમાણે સમૃદ્ધ અવસ્થા નજરે પડશે.

૫. **લલિત વાઙ્મય** [વિ. ક.]

કૌ. ૧૯૮૨, ખાસ સાહિત્ય અંક, ૭: "સાહિત્યનાં જે ગુણ લક્ષણો સમજાવવાનો પ્રયાસ ઉપર કર્યો છે તે લલિત વાઙ્મયમાં જ આપણને જડે છે, કોઈ પણ શાસ્ત્ર કે કથનમાં—પાંડિત્યના કે બોધનના વાઙ્મયમાં—નથી જડતાં.

**Bias, પક્ષપાત** [મ. ન.]

ચે. શા. ૩૬૫: જુઓ Prejudice.

**Bibliography, ૧. સંદર્ભગ્રન્થ** [ન.દે.]

હિં. ત. ઇ. પૂ. પ્રસ્તાવના, ૧૮: ઉત્તરાર્ધની અવધિએ સંદર્ભગ્રન્થ ( B. ) તે તે પ્રકરણોને લગતો આપવામાં આવશે; જેથી આંધક અભ્યાસકને સ્વતંત્ર અધ્યયનનાં દ્વાર ઉઘાડાં થશે.

૨. **ગ્રંથસૂચી** [વિ. ક]

યુ. ૧૯૮૧, ૪૫૯: જિજ્ઞાસુઓ અલબત આ લેખમાળાને છેડે અપાયલી ગ્રંથસૂચી ઉપયોગમાં લઇને એ અને બીજા રસભર મુદ્દાઓ વીશે વધુ જાણી લેશે.

૩. **તદ્ગ્રંથસૂચિ** [દ. બા.]

**Bimetallism, દ્વિધાતુવાદ, દ્વિધાતુમત** [ મ. ર. ]

અ. અ: દ્વિધાતુમત સમજાય ત્યાર પહેલાં નાણાંની ખરી કલ્પના હોવી જોઈએ. નાણું એ દ્રવ્યનું કારણ હોવાને બદલે પરિણામ હોય તો દ્વિધાતુવાદ સમજી શકાય તેમ નથી. નાણું એ માલ હોય અને તેનું મૂલ્ય ઉત્પાદનશ્રમથી નિર્ણીત થતું હોય તો દ્વિધાતુવાદ જુઠો છે પણ નાણું જો જરૂરનું વાહક હોય તો તે એકદમ સિદ્ધ થઇ જાય છે.

**Bimetallist—દ્વિધાતુવાદી** [મ. ર.]

અ. અ. પુષ્કળ નાણાંને મહત્ત્વ આપવાથી દ્વિધાતુવાદીઓ મોટી ભૂલ કરે છે.

**Binocular movement, નેત્રની સંભૂય-જોડિયા-ગતિ** [ કે. હ. અ. નાં. ]

**Biogenesis, જીવાત્જીવવાદ** [પ્રા. વિ.]

જુઓ Abiogenesis.

**Bird's-eyeview, ૧. ખેચરદૃષ્ટિ** [ન. લ.]

ન. ગ્રં. ૨, ૨૨૭: હવે આ પ્રત્યેક ભાગમાં શું છે તે આપણે ઉપરઉપરથી કાંઇ ખેચરદૃષ્ટિએ જોઇ લઈએ.

**૨. વિહંગદૃષ્ટિ** [ન્હા. દ.]

વસન્તોત્સવમાં ભાષણ, ૧૯૮૨, ૨૬: આઘે નહીં મુંબઇથી માંડી ગુજરાત ઉપર જ વિહંગદૃષ્ટિ નાંખી વળિયે.

**૩. વિહગાવલોકન** [દ. બા.]

**Bisexual,** ( *psycho-ana.* ) **૧. દ્વિજાતીય** [ભૂ. ગો.]

**૨. દ્વિકામુક** [ભૂ. ગો.]

**Blank verse, ૧. પ્રાસરહિત વૃત્તરચના** [ર. મ.]

ક. સા. ૩૨૫: ઘણાં ઉપવાકયો અને લાંબાં વાકયોનો ઉચ્ચય ન હોય ત્યાં પણ વીરરસની અને Epic કવિતામાં પ્રાસરહિત વૃત્તરચના (B. V.) વિશેષ અનુકૂલ થાય છે.

**૨. નિરનુપ્રાસ કવિતા**

સ.૩, ૧૦: તે ઉપરાંત તેઓનું એવું પણ કહેવું છે કે નિરનુપ્રાસ (B.) કવિતા રસ આણવાને માટે સારી છે.

**૩. પ્રાસમુક્ત પદ્ય** [મન. હરિ.]

વ. ૧૬, ૧૧૨: આવા ચરણાંગ અંગ્રેજીમાં ઘણા છે પણ પ્રાસમુક્ત પદ્યમાં વિશેષે કરી ત્રણ આવતા હોવાથી આપણે તેનો વિચાર કરીશું-એટલે કે આયંબ ( iamb ), ટ્રોકી (trochee) અને એનાપીસ્ટ (anapeast). આયંબમાં બે શબ્દાંગ (syllable) એટલે પહેલો લઘુ અને બીજો ગુરુ....

**૪. શુદ્ધ (અગેય) પદ્ય** [બ. ક.]

લ. ૨૯: ' બ્લેંક વર્સ 'નો આપણો ખરો પર્યાય અછાન્દસ રચના નહીં, અપ્રાસ છન્દરચના નહીં, પણ અગેય અથવા તો યતિસ્વાતન્ત્ર્ય-વિશિષ્ટ છન્દરચના એવો હોવો જોઇએ એ સ્પષ્ટ છે.

**૫. અખંડ પદ્ય** [અ. ફ.]

સાતમી પરિષદ્, ૩૨: અંગ્રેજી 'બ્લેંક વર્સ' એટલે અખંડ પદ્ય જેવું ગુજરાતી પદ્યરચનામાં પણ લાવવા ઘણા કવિઓએ અને રસિકોએ જૂદી જૂદી રીતે પ્રયત્ન કીધો છે.

**Board-drawing,** (*Arch.*) **ચિત્રપાટી** [ગ. વિ.]

**Bodily development or bodily resonance,** ( *psychology* ) **અંગવિકાર, અનુભાવ** [ કે.હ.અ.નાં. ]

**Bolshevism, ૧. મજૂરશાહી** [દ.બા.]

કા. લે. ૧, ૪૨૬: જો લશ્કર મજૂરો સામે લડવાની ના પાડીને મજૂરો સાથે મળી જાય તો દેશમાં મજૂરશાહી અથવા બૉલ્શેવિઝમ દાખલ થાય.

**૨. ૧. રંકવાદ** [દ. બા.]

કા. લે. ૧, ૨૮૧: સામ્રાજ્યવાદ પછી રંકવાદ (બૉલ્શેવિઝમ) આવી પહોંચ્યો. ધર્મ કહેતો, જ્યાં સુધી એક ભાઇને પેટપૂરતો રોટલો મળતો ન હોય ત્યાં સુધી આપણાથી રોટલી કે પુરી કેમ ખવાય? પણ રંકવાદે દલીલ શરૂ કરી છે કે જ્યાં સુધી મને આખો રોટલો ખાવાને ન મળે ત્યાં સુધી બીજાને હું શાની રોટલી કે પુરી ખાવા દઉં ?

**૨. ધનમત્સર** [ દ. બા.—નવો ]

**Bonafide,** *adj* **૧. ખરેખરૂં** [ ગુ. શા. ૪૭, ૨૬: ]

*adv.* **૧. પ્રતિજ્ઞાપૂર્વક**

ત્રીજી પરિષદ્, ૧૮૫: મોકલેલો નિબંધ પ્રતિજ્ઞાપૂર્વક (*b.*) પોતાનો જ રચેલો છે એવું ખાત્રીપત્ર (declaration) મોકલવું જોઇએ.

**Boudir,** (*Arch.*) **જોડ** [ગ. વિ.]

**Book-illustration, પોથીચિત્ર** [ગ. વિ. ]

પ્ર. ૧, ૨૬૭: એમની સૌથી પહેલી ઉમેદ તો મોટાં તૈલ ચિત્રોની મનઃકલ્પિત કૃતિઓ લોક સમક્ષ ધરીને લોકરુચિ કેળવવાની હતી.

પણ ગુજરાત તેવાં ચિત્રોની કદર કરવા તૈયાર નહિ જણાવાથી તેમણે નાનાં નાનાં ચિત્રો–પોથીચિત્રો–"બૂક ઈલસ્ટ્રેશન્સ"—કરવાનું શરૂ કર્યું.

**Boss,** (*Arch.*) ઢૂંટો [ગ. વિ.]

**Bounty,** **અનુગ્રહ** [મ. પુ. ગાંધી]

હિન્દના કરનું આધુનિક અર્થશાસ્ત્ર, ૧૩૮: અનુગ્રહ (બાઉન્ટિઝ ઓર સબસિડીઝ) આપવાથી ઉદ્યોગોને ઉત્તેજન મળવાનો સંભવછે.

**Bowler,** દડાબાજ [બ. ક.]

ઉ. જુ. ૩૭: કોલેજની ક્રિકેટ **ચમૂનો** તેમ પારસી જિમખાનાની ઉત્તમ ચમૂનો દડાબાજ (બોલર).

**Box gutter,** ( *Arch.* ) **ધોરીઓ** [ગ. વિ.]

**Boyscout,** **બાલસૈનિક** [ઉ. કે.]

વ. ૧૫, ૫૯૫: શાળાઓમાં જ બાલસૈનિક (B. s. s.) તરીકેની તાલીમ આપી અમુક વયે બે ત્રણ વર્ષ લશ્કરી જીવનનો ખ્યાલ આપવાની સગવડ કરવી જોઇએ.

**Brassage,** **ટંકણમૂલ્ય** [વિ.કો.સં.પ.]

**Bread-labour,** ઉત્પાદકશ્રમ [કિ. ઘ.]

કે.પા. ૧૦૫:મારી તર્કશક્તિ ગમે તેટલી ઝીણી હોય, પણ મને જો શ્રીમંતાઇમાં જ અતિશય શ્રદ્ધા હોય તો મારાથી ટૉલ્સ્ટૉયનું ઉત્પાદક શ્રમ (*b.* l.)થી જ જીવવાનું શાસ્ત્ર નહિ સ્વીકારી શકાય.

**Brick-nogged,** (*Arch.*) **અવાઢપાટલીવાળી** [ગ. વિ.]

**Broach,** (*Arch.*) **શિખર** [ગ. વિ.]

**Buffoonery** ૧. **ઠઠ્ઠાબાજી** [ર. મ.]

હા. મં. ૧૦૯: હલકી ઠઠ્ઠાબાજી (*b.*) થી પણ હાસ્યરસ જામતો નથી.

૨. **વિદૂષકવૃત્તિ** [દ. બા.]

**Bureau,** ૧. **મંડળ** [આ. બા.]

૨. **દફતરી ટેબલ, ખાતું. દફતર** [દ. બા.]

**Bureaucracy,** **વિભાગશાસન** [ર.વા.]

સ. ૨૨, ૨૦૩: દરેક વિભાગ સ્પષ્ટ રીતે નોંખો પડી જાય છે અને ચઢતા ઉતરી દરજ્જાના વિભાગોવાળો વહીવટ થાય છે ત્યારે તેને વિભાગશાસન (*b.*) કહે છે.

૨. **અધિકારીમંડળ** [ચં. ન.]

સ. ૨૬, ૨૦૯: જેઓ હિન્દની સ્થિતિ બરાબર સમજે છે તેઓ અંગ્રેજ અધિકારી–મંડળ–બ્યૂરોક્રસી–સ્વચ્છંદથી, નિરંકુશતાથી, આપખુદીથી, બીન–જવાબદારીથી વર્તે છે તેથી નવાઇ પામતા નથી.

૩. **અધિકારીતંત્ર–નોકરશાહી**[ચં.ન.]

સ, ૨૭, ૧૨૪: હિન્દનું બ્રિટીશ રાજ્ય એ મર્યાદિત રાજ્યતંત્રનો પણ વિશિષ્ટ પ્રયોગ હોઈ અધિકારીતંત્ર–નોકરશાહી–કહેવાય છે.

**Bust,** ૧. **અર્ધમૂર્તિ** [સં. ઝ.]

સ. ૨૭, ૬૮૩: એક પાસના સંગ્રહમાં જ્યુલિયસ **સીઝરની** ભવ્યમૂર્તિ અને બીજા રાજવંશીઓની અર્ધમૂર્તિઓ–B. s.–છે.

૨. **અરુણચિત્ર, અરુણમૂર્તિ** [દ.બા.]

# C

**Cabinet,** ૧. ચોકઠું [દ. બા.]

૨. ૧. **શિષ્ટાધિકારીમંડળ** [ગો. મા.]

સ. ચં. ૧, ૨૯૩: બુદ્ધિધને નવા "કૅબિનેટ" ની (શિષ્ટાધિકારીમંડલની) સંઘટના કરવાનો આરંભ કર્યો.

૨. **પ્રધાનમંડલ** [બ. ક.]

યુ. ૧૯૮૦, ૩૪: ગમે તેવા વિરોધોમાં ય તે રાષ્ટ્રસંઘ (state), તેના અમલદારો અને કાયદાઓ અને કાયદા બાંધનાર પ્રતિનિધિમંડળ (representetive assembly) અને પ્રધાનમંડળ (*c.*) દ્વારા, મધ્યસ્થપણું કરે છે, ચુકાદા આપે છે, અને તે બેય કને પળાવે છે.

૩. **મંત્રીમંડળ, મસલતમંડળ, અંતરંગસભા** [દ. બા.]

**Cadence**, ૧. **સ્વરાવરોહ** [ર. મ.]

ક. સા. ૨૮૩: મિલ્ટનના જે સ્વરાવરોહ (c. s) ને એ લખનાર અતિમનોહર (exquisite) કહે છે તે શું કોઈ પણ નિયમોની રચના વગર આવ્યા છે, તે શું છંદવિના કદિ જોવામાં આવ્યા છે?

૨. **રણકાર** [દ. બા.]

**Calender**, as university Calender, **વિજ્ઞાપક** [ગૂ. વિ. વિ.]

**Cannibal**, ૧. **ક્રવ્યાદ** [દ. બા.]

**Cannibalism, માનવાહાર** [બ.ક.]

યુ. ૧૯૮૦, ૩૫: માનવાહાર (c.) અને આવા સંસ્કાર બંધ પડયા, તે પછી પણ નરમેધની ક્રિયા ધર્મક્રિયા લેખે કે વામમાર્ગ અને અલૌકિક શક્તિ મેળવવા માટે મંત્રજંત્રની ગુપ્તક્રિયા તરીકે સૈકાઓ સુધી ચાલી છે.

**Capital**, (*Arch.*) **શરૂ** [ગ. વિ.]

**Capitalism**, ૧. **મૂડીવાદ** [ન્હા. દ.]

ઉ. ઞ. ૧૩: પરિણામે ધાર્મિક બળવા પછી વહી હતી તેમ, મૂડીવાદ (C.), **ઉદ્યોગધૂન** (Industrialism), **ધનધ્વજ** (Plutocracy), અને **ખેડૂતવાદીઓ** (Physiocrats) **સંઘમાલિકીવાદીઓ** (Communists), **ધનસમાનતાવાદીઓ** (Sociolists), છેલ્લા બે વાદના સંમિશ્રણરૂપ **સંઘમાલિકી-ધન સમાનતાવાદીઓ** (Soviets) એમની વચ્ચે ધનવહેંચણીને કાજ મહાયુદ્ધો મંડાણાં, યૂરોપમાં વારંવાર શોણિતસરિતાઓ વહી રહી, ને હજી યે વહે છે.

૨. **ધાનકતંત્ર** [સૌ. સરોજીની મહેતા].

ગુ. ૧૮૮૦, ૨૪: સામાન્ય મનુષ્યો વર્તમાન સમયમાં અધોગતિમાં અને ગુલામગીરીમાં જ છે. અને આવી સ્થિતિનું મુળ કારણ ધનિકતંત્ર (C.) ને નામે ઓળખાતી રાક્ષસી સંસ્થા, જેણે માણસનું સર્વ ઉંચું ખમીર ચુસી લઇ તેને જંગલી પશુ જેવો કરી મુકયો છે, તે જ છે.

૩. **વૈશ્યપ્રકોપ** [દ. બા.]

**Capitalist, ધનાધિપ** [આ. બા.]

વ, ૧૨, ૩૯૮: જ્યાં ધનાધિપો (C. s ધનાઢય, કારખાનાના માલિકો) મજૂરોની તન્દુરસ્તી ગૃહસુખ કે આર્થિક શ્રેયની દરકાર કર્યા વગર તેઓની પાસેથી ગુલામ જેવું કામ લે છે ત્યાં પરિણામે એ ધનિક વર્ગને જ ખમવું પડેછે.

૨. **મૂડીવાન** [બ. ક.]

સુ. ૧૯૮૨, કાર્તિક ૧૦૧: ઉદ્યોગોમાં જ્યારે ને ત્યારે હડતાળો પાડવી અને મૂડીવાનોને હેરાન હેરાન કરી નાખવા એવી એવી તેમની યુદ્ધનીતિ છે.

**Cardinal, મૂળભૂત, સ્વાભાવિક, આધારભૂત** (as Cardinal virtues) [દ. બા.]

**Caricature**, ૧. **અતિકથા, અતિચિત્ર, અતિરેખવર્ણન, ઢોંગસોંગ** [ર. મ.]

હા. મં. ૮૬: આ ઉપપ્રકારને ઇંગ્રેજીમાં c. કહે છે. આપણી ભાષામાં તેને માટે યથાર્થ શબ્દ યોજવો કઠણ છે. કદાચ 'અતિકથા', 'અતિચિત્ર', 'અતિરેખ વર્ણન' કે એવો કોઇ શબ્દ ખાસ લક્ષણા કરીને યોજી શકાય. 'ઢોંગ-સોંગ' શબ્દ આવી નવી લક્ષણાથી વાપરવો એ વધારે ઘટતું લાગે છે, અને, એમાં શબ્દાર્થ નથી. વ્યાકરણનો અનાદર થતો હોય તો બીજો એવો કોઈ સૂચક શબ્દ નક્કી કરવો જોઈએ કે જેથી અર્થનો પ્રકાશ સારો થાય.

૨. **ઉપહાસવિકૃતિ, વ્યુપહાસક** [બ. ક.]

લિ. ૧૧૮: વર્ણનમાં અતિશયોક્તિ છે તેની ના નહીં, પણ તે ઉપહાસને આબાદ પોષે છે, અને નવજુવાની તથા વાર્ધક્ય વચ્ચેના સ્થાયી વિરોધનું નિરૂપણ, કેટલીકવાર તો, આવા ઉપસવિકૃત (ઉપહાસ માટે વિકૃત. C.=ઉપહાસ-વિકૃતિ, વ્યુપહાસક) ચિત્રો વડે જ થઈ શકે.આવાં વ્યુપહાસક નિર્દોષ હોય તો જ આનંદક ગણવા યોગ્ય....

૩. **ઠઠ્ઠાચિત્ર** [મુ. મ.]

કૌ. ૨, ૧, ૨૨૨: નાટકમાં હાસ્યરસ છે જ નહીં. કવિ, વકીલ, ડોકટરનાં ઠઠ્ઠાચિત્રો (c. s.) પણ સફળ નથી.

૪. **વિકૃતિચિત્ર** [દ. બા.]

**Cartoon**, ૧. **ઠઠ્ઠાચિત્ર** [ગુ. ?]

૨. **રમૂજીચિત્ર** [ગ. લ.]

**સુ. ૧૯૮૨, આશ્વિન, ૧૯:** 'પંચ'માં એક રમૂજી ચિત્ર (C.) નો ભોગ થઈ એણે કીર્તિ મેળવી.

૩. **વિરૂપ છબિ** [દ. બા.]

**Casting vote,** ૧. **જયાદામત** [ગૂ.વિ.]

૧૯૮૩ની નિયામક સભાની પહેલી બેઠકનો અહેવાલ, ૩૨: ૧૧ મા સ્થાન માટે શ્રી બાબુરાવ ગ. ઠાકોર અને શ્રી પ. લ. મજમુદાર અને શ્રી ડી. ર. દેસાઈને સરખા મત મળતા હોવાથી શ્રી પ્રમુખે પોતાનો જયાદામત ઠાકોરને આપ્યો હતો.

૨. **ભેદક મત, તાટસ્થ્યનાશક મત** [દ. બા.]

**Casuistry,** ૧. **ધર્મવિચિકિત્સા, ધર્મનિર્ણય** [દ. બા.]

૨. **મિથ્યાવાદ** [ર. મ.]

હા. મં, ૮૬: રોમન કૅથોલિક પંથમાં જેસ્યુઇટ મંડળે અસદાચારનો બચાવ કરનારા મિથ્યાવાદ (c.) બહુ ફેલાવ્યાથી અને તે ઉપર લોકોની શ્રદ્ધા બેઠેલી હોવાથી પાસ્કલે 'પ્રોવિન્શિયલલેટર્સ' લખી એ મિથ્યાવાદના કલ્પિત નમુના રચી કટાક્ષકથનની પદ્ધતિએ એ વાદનો ઉપહાસ કર્યો હતો.

**Catastrophe,** ૧. ૧. **નિર્વહણ** [બ.ક.]

કાં. મ. ૩૨૭: જુઓ Anachronism.

૨. ૧. **ઉત્પાત, મહોત્પાત** [ન.ભો.]

૨. **મહત સંકટ, સર્વનાશ** [દ.બા.]

**Categorematic, નિરન્વય** [મ. ન.]

જુઓ Syncategorematic.

**Categorical proposition,** ૧. **નિરન્વય નિર્દેશ** [મ. ન. ન્યા. શા. ૫૧]

૨. **નિરપેક્ષવાકય** [રા. વિ.]

પ્ર. પ્ર. ૯૬: નિરપેક્ષ વાકયોમાં જે હકીકત નિર્દેશ કરી છે તેને બીજા કશાની અપેક્ષા નથી. એ હકીકત પોતાની મેળે જ એમ છે, પણ સાપેક્ષ વાકયોની હકીકત એમ હોવી કે ન હોવી તેને બીજી કોઇ હકીકતની અપેક્ષા છે.

૩. **શુદ્ધવિધાન** [દ. બા.]

**Category,** ૧. **પદાર્થ** [મ. ન]

ન્યા. શા. ૩૬: જેમ આપણા ન્યાયશાસ્ત્રનો આરંભ પદાર્થગણનાથી થાય છે, તેમ ગ્રીક ન્યાયપદ્ધતિમાં પણ અમુક પદાર્થ ( જેને કેટેગરી કહેતા ) ની ગણનાથી એરિસ્ટોટલે આરંભ કરેલો છે.

૨. **નામરૂપ** [અ. ક.]

વ. ૧૦, ૧૪૧: વેદાન્ત સાથે સરખાવતાં અહીં એમ માલૂમ પડશે કે જેમ વેદાન્તમાં જગત્‌ને અવિદ્યા અથવા માયાનું આવરણ છે તેમ આ તત્ત્વજ્ઞાનમાં નામરૂપોનું (c. s) આવરણ દર્શાવવામાં આવ્યું છે.

**Cathedral, મહામન્દિર** [મ. ર.]

બ્રિ. હિં. વિ. ૧, ૧૪૬: તેરમી સદીમાં બનાવેલું એ ભવ્ય કેથીડ્રલ અથવા મહામંદિર તેના પ્રખ્યાત મિનારા સહિત લગભગ પૂરેપૂરું નાશ પામ્યું.

**Catholic, સર્વદેશીય** [ચં. ન. સ. ૩૧, ૫૭૯.]

**Catholicity, સર્વગ્રાહીપણું** [મ. ન.]

ચે. શા. ૪૯૯: સર્વ પાસથી વિચાર કરી જોતાં સર્વના ધોરણરૂપે માની શકાય તેવી સ્વતંત્ર ભાવમય રસિકતામાં સાદા સાધારણ (જેવા કે ભવ્ય પ્રકાશ, ભભકતો રંગ ઈત્યાદિ) આનન્દોનું, વધારે બુદ્ધિગમ્ય અને ઝીણા ( જેવા કે રાગ–તાલ, યોગ્ય છાયા, ઇત્યાદિ ) આનન્દો સાથે યોગ્ય મિશ્રણ હોવું જોઇએ. બીજી રીતે કહીએ તો એવા ધોરણમાં અમુક મર્યાદા સાથે સર્વગ્રાહીપણું અને ઝીણવટ–સંસ્કાર–સાથે યોગ્યાયોગ્ય ગૃહવાની શક્તિ, એ સર્વનું મિશ્રણ હોવું જોઈએ.

**Causation, કાર્યકારણભાવ, કારણતા** [મ. ન.]

ન્યા. શા. ૧૩૮: વ્યવહાર અને અનુભવથી જ માણસને અમુક વિચારો પ્રાપ્ત થાય છે અને અમુક પ્રતિજ્ઞા અમુક અર્થ જણાવે એવો બે અર્થ વચ્ચેનો સંબંધ કલ્પવાની જે કાર્યકારણની ભાવના તે પણ અનુભવથી જ ઉત્પન્ન થાય છે. કાર્યકારણ અથવા કારણતાનો જે નિયમ છે તે પણ અનુભવ વિના ઉત્પન્ન થતો નથી; અને કારણતા ઉપર જ સ્વતઃસિદ્ધ લાગતાં એવાં સન્યોનો પણ આધાર છે.

**Cement mortar**, (*Arch.*) **ચણતરનો મસાલો** [ગ. વિ.]

**Censor**, ૧. **છાપખાનાનો નિરીક્ષક** [ન. લ.]

ઈ. ઈ. ૩૩૬: આ વખતે ઈંગ્લાંડમાં એવો ધારો હતો કે કોઈ કાંઇ પણ પુસ્તક બનાવેતો તેણે એક સરકારી અમલદાર જેને છાપખાનાનો નિરીક્ષક કરીને કહેતા તેને બતાવવું, અને તે જો રજા આપે તો જ તે છપાય.

૨. **સરકારી ગ્રન્થપરીક્ષક** [ન.ભો.]

પ્રે. ના. ૪૬: કર્નલ લોકવુડે એમ શઙ્કા ઉત્પન્ન કરી હશે કે વાર્તાના ગ્રન્થો ઉપર c. (સરકારી ગ્રન્થપરીક્ષક) નો અધિકાર નથી, તો પછી નાટક ઉપર શા માટે જોઇએ ?

૨. ( *Psycho-ana.* ) **નિયામક** [ભૂ. ગો.]

**Centenary**, ૧. **શતસંવત્સરી** [મ. ર.]

શિ. ઇ. ૨૬૫: તેના મૃત્યુની દ્વિતીય શતસંવત્સરીને પ્રસંગે આખા યૂરપ અને અમેરિકામાં ઉત્સવ પળાયો છે.

૨. **શતવર્ષી** [વિ. ક.]

કૌ. ૧, ૨, ૨૪-૩: અને ૧૯૨૪ ના હમણાં જ પુરા થયલા વરસ દરમીઆન ઈંગ્લંડે પોતાના એક મહાકવિ બાયરનના અવસાનનું પહેલું શતવર્ષી ઉજવ્યું.

**Centrifugal**, ૧. **મધ્યોત્સારિ** (બળ) [ન. ભો.]

"સૂર્યમાળાઓ" નામે ૧૮૯૧ માં આપેલું વ્યાખ્યાન.

૨. **દૂરપાતુક** [મ. સૂ.]

અ. ૧૭૭: જેની પાસે કોઇ પણ ગુણના અંશો નથી હોતા તે તો એ અસ્તોદયના ચક્ર આગળ આવી ચડતાં જ તેના દૂરપાતુક (c.) વેગથી દૂર ઉથલી પડે છે.

૩. **કેન્દ્રોત્સારી** [ક. પ્રા.]

ગુ. શા. ૪૬, ૨૯૫: ન્યુઝીલાંડના ટાપુ હાલ છે ત્યાં આગળનું પૃથ્વીનું પડ પૃથ્વીના ફરવાથી કેન્દ્રોત્સારી ('સેન્ટ્રિફ્યુગલ') બળની વૃદ્ધિ થવાથી ઉપસવા માંડયું તેમ તેમ સામી બાજુનું પડ ફાટવા માંડયું.

૪. **કેન્દ્રાપગામી** [ન્હા. દ.]

ઉષા, ૧૩૭; બ્રહ્માંડમાં બે વિધનાં મહાબળો છે: **કેન્દ્રગામી** અને કેન્દ્રાપગામી.

૫. **કેન્દ્રાતિદૂરસારી** [અ. ક.]

વ. ૨૫, ૩૮૪: પ્રયત્નોને કેન્દ્રાતિદૂરસારી કરવા એટલે નિષ્ફળતાને આવાહન કરવા બરાબર છે; જ્યારે પ્રયત્નને **કેન્દ્રાભિમુખસારી** કરવા એટલે સફળતાની મુખ્ય ચાવી હાથમાં લીધા બરાબર છે.

૬. **કેન્દ્રોત્સર્ગી** [દ. બા.]

**Centripetal**, ૧. **મધ્યાકર્ષિ** (બળ)[ન.ભો.]

"સૂર્યમાળાઓ" નામે પ્રાર્થનાસમાજમાં ૧૮૯૧ માં આપેલું વ્યાખ્યાન, પાક્ષિક **જ્ઞાનસુધામાં** છપાયેલું.

૨. **કેન્દ્રગામી** [ન્હા. દ. ઉષા ૧૩૭.]

૩, **કેન્દ્રાભિમુખસારી,કેન્દ્રાભિસારી** [અ. ક. વ. ૧૫, ૩૮૪.]

૪. **કેન્દ્રાનુપાતી** [દ. બા.]

અવતરણો માટે જુઓ Centrifugal.

**Cerebellum**, ૧. **અધરાંશ** [મ. ન.]

ચે. શા. ૫૧: મગજના જુદા જુદા વિભાગના અથવા અવયવોના વિકાસમાં એક બીજો પણ ક્રમ જણાય છે, જે વધારે ઉત્કૃષ્ટ વિભાગ છે, જેને મગજનો **ઉત્તમાંશ** કહેવામાં આવે છે, તે જે અધરાંશ છે તેના કરતાં વહેલો વિકાસ પામતો જણાય છે.

**Cerebrum**, ૧. **ઉત્તમાંશ** [મ. ન.]

ચે. શા. ૫૨: જુઓ Cerebellum.

૨. **શીર્ષણ્ય** [હ. દા.]

કે. શા. ક. ૯૮: ચેતનાશયથી ઉપરનો ભાગ જે ખોપરીની બખોલથી છેક ભવાંની સફાઇ સુધી આવેલો છે તેને શિર્ષણ્ય અથવા ખરૂં મગજ કહે છે કેમકે મન આ ભાગમાં વસે છે.

**Certificate**, ૧. **આબરૂપત્ર** [મ. રૂ.]

ચે. દ્રા. ચ. ૧૪૫: ત્રણ ચાર ઉમેદવારોમાં ફાલનારાના ખેતરનો કાળો ચાકર સિપાઇના જેવો ડગલો પહેરીને ત્યાં આવ્યો. એ જોઇને સભા તો આશ્ચર્ય પામી; પણ તેની પાસે આબરૂપત્રો હતાં તે વાંચવાની તથા તેની પરીક્ષા લેવાની તેઓથી ના કહેવાઈ નહીં.

૨. ઉપાધિપત્ર [આર્યપ્રકાશ]

૧૨, ૧૦: પૂર્ણ અભ્યાસ કરીને આવી રીતે વર્તતાં જે પછી ઉત્તમ મધ્યમ નીકળે તેને ઉત્તમ મધ્યમ રીતે પરીક્ષા-પૂર્વક પ્રસિદ્ધિમાં ઉપાધિપત્ર (સર્ટિફિકેટો) આપવાં.

૩. ગુણમાનપત્ર [મ. સૂ.]

ગૌ. ઓ. ઉદ્‌ઘાટન, ૧૪: સહકારી મિ. પર્સિવલ એ સંબંધમાં લખે છે કે:-'રાજકાર્ય નિમિત્ત આપના અને મારા સંયોગાદિથી વિયોગાવધિ કોઇ દિવસ કોઇ કાર્યમાં આપણો મતભેદ થયો નથી, તેથી આપને વિષે મને પૂરો સન્તોષ થયો છે.' એ ગુણમાનપત્ર રા. રા. ગૌરીશંકરની રાજ્યનીતિજ્ઞતાના સૂચિપત્ર સમાન છે.

૪. પ્રમાણપત્ર [ચં. ન.]

ગુ. જી. ૪૭: એકસ્ટ્રા એસિસ્ટંટની માનનીય પદવી ભોગવનાર એક પ્રખ્યાત ગ્રેજ્યુએટને પંડિત ગુરુદત્તની પાસે સંસ્કૃતનો અભ્યાસ કરવા માટે ત્રણ મહિનાની રજા લેવાનું મન થાય એ હકીકત પંડિતજીની શક્તિને માટે તથા વર્ગની ઉત્તમત્તા માટે ન્હાનુંસૂનું પ્રમાણપત્ર નથી.

૫. ગુણપત્ર [ન્હા. દ.]

ગુજરાતી તા. ૧-૫-૨૭,, ૬૮૯: આજથી એક માસ પૂર્વે આપે મ્હારી પાસે સર્ટિફીકેટ-ગુણપત્ર-જોવા માગ્યું હોત તો એકાદું ય ભાગ્યે નિકળત.

**Chaos** ૧. અભાવ, અભાવોદધિ [બ.ક.]

સા. જી. ટિપ્પણ, ૨૫૪: ખરે જ તે પલ દેવદત્ત છે, જેમાં ઝંઝાક્ષુબ્ધ આત્મોદધિ ઉપર શબ્દ થાય છે, જેવો ઉત્પત્તિ ક્ષણમાં અ-રૂપ અવર્ણ્ય અભાવોદધિ (c.) ઉપર શબ્દ થયો હતો;......અને વ્યર્થ અંધ અભાવ (c.) ની જગાએ ખીલતી, ફલરૂપ, ગગન-વેષ્ટિત પૃથ્વી ઉપસે છે.

૨ દુર્વ્યવસ્થા, આન્ધ્ય [ હી. વ્ર. સ. મા. ૧૭૧]

**Chaotic**, અવ્યવસ્થિત, દુર્વ્યવસ્થ [હી. વ્ર. સદર]

**Character**, ૧. મનુષ્યલક્ષણ [ર. મ.]

વ. ૬,૨૮૦: મનુષ્યલક્ષણ (c.)જ માણસોના વ્યવહાર પર કાબુ ચલાવે છે. ભરવાડ ઉપર ઘેટાં કાબુ ચલાવે એ જેમ શકય નથી તેમ મનુષ્યલક્ષણનો આ કાબુ નષ્ટ થાય અને દુનિયામાંનાં કાર્યોમાં મનુષ્યલક્ષણ પ્રલોભનોને વશ થાય એ પણ શકય નથી.

૨ ચારિત્ર [મ. ન. ચારિત્ર.]

૨. શીલ [આ. બા.]

**Characteristic**, *adj.*૧. લાક્ષણિક [ગો. મા.]

એશિયા, યુરોપ વગેરે ખંડોમાંની મહા પ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાન્ત.

૨. લક્ષણસૂચક [ન. ભો.]

નવો—"લક્ષણસૂચક—શબ્દ મ્હને ગમે છે; 'લાક્ષણિક' શબ્દ કાવ્યશાસ્ત્રમાં કહેલી 'લક્ષણા' થી પ્રતિપાદિત અર્થ તે લાક્ષણિક એ પરિચયથી ભ્રમ ઉત્પન્ન કરે છે."

*noun*, ૧. વિશેષ લક્ષણ [મ. સૂ.]

અ. ૬૩: આપણા રાજ્યકર્તાઓની ઉન્નતિનું મુખ્ય વિશેષ લક્ષણ ( C.—અસાધારણ કારણ, અગાડી પડતો ગુણ) વ્યાપાર ધનદો જ છે.

૨. ભૂતપ્રકૃતિ [દ. બા.]

**Chivalry**, ૧. ઘોડેસવારપણું [ન. લા.]

સ. ન. ગ. ૩૫૪: શિવલરી-ઘોડેસવારપણું.

૨. પ્રેમશૌર્યભક્તિ [ન. લ.]

ઈ. ઇ. ૧૮: આ વેળા યૂરોપમાં પ્રેમશૌર્ય-ભક્તિ (શિવલ્રી-c.) એ નામની જે સુઘડ રાજપૂતાઇ ચાલુ થઈ હતી તેમાં નૉર્મનો સૌથી આગળ પડતા હતા.

૩. દાક્ષિણ્ય, સ્ત્રીબહુમાન [ગો. મા.]

સ. ચં. ૨,(૧) ૩૨ : આપણા વિદ્યાનિષ્ઠ સમાજે આપણા જુવાનીયાઓના હાથમાં શૃંગારાદિથી ભરેલાં પુસ્તકો મુકેલાં છે તેનું ફળ એક એ થાય છે કે તેઓમાં એક જાતનું કૃત્રિમ દાક્ષિણ્ય ઉત્પન્ન થાય છે. આ દાક્ષિણ્ય ન્હાનપણથી સહચારિણી બનેલી ઉપર સ્વાભાવિક રીતે ઢોળાય છે. (૨) ૭૦: સ્ત્રી-બહુમાન (c.) પુરુષના ચિત્તમાં ઉદય પામે તો પુરુષ અને સ્ત્રી ઉભયની વિશુદ્ધિ સ્વાભાવિક રીતે વજ્રલેપ થવા પામે અને સ્ત્રી નિર્ભય થાય.

૪. **વીરવૃત્તિ** [ર. મ.]

ક. સા. ૧૯૩: દિલ્હી અને અજમેરના રજપૂત રાજા પૃથુરાજ ચહુઆણનું વૃત્તાન્ત હિન્દુસ્તાનના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. તેના અદ્ભુત શૌર્યથી મોહિત થઈને ઇતિહાસકોયે તેને 'The flower of Rajput Chivalry' 'રજપૂત વીરવૃત્તિનું પુષ્પ' એ ઉપપદ આપ્યુંછે.

૫. **વીરતા** [ર. મ.]

હા. મં. ૩૮: કદિ ખોટી બાબતની મગરૂરીના આવેશથી તણાઈ જઇ મનુષ્યો કલ્પનાવિહીન બની જે હસવા સરખી મૂર્ખાઇઓ કરે છે તે ડૉન કિવઝૉટનું ચરિત્ર દર્શાવે છે. કલ્પનાની અશક્તિથી તે અવસ્થાને ' શિવલરી ' (વીરતા) દર્શાવવા જાય છે, અને તેમાં ગંભીરતા માની લે છે, તેથી, તેના તરંગો હાસ્યજનક થાય છે.

૬. **નારીપૂજા** [આ. બા.]

વ, ૧૩, ૮૫: હું નથી ધારતો કે 'C.' યાને નારીપૂજાની ભાવના પશ્ચિમમાં પણ આથી વધીને હોય.

૭. **સ્ત્રીદાક્ષિણ્ય** [દ. બા.]

કા. લે. ૨, ૧૬૮: અજ્ઞાન સ્ત્રીનો ત્યાગ કરનાર વીર અન્ત્યજ–સેવક જો ફરી પરણે નહિ અને સ્ત્રીદાક્ષિણ્ય બતાવી સ્ત્રીયોની સોબત શોધે નહિ તો હું માનું કે હા, એનો આપભોગ સાચો હતો; (કા. લે. ૧ માં પણ કોઈક સ્થળે છે, અને તે વધારે સારા અર્થમાં, પણ ત શોધવાનો અવકાશ મળ્યો નથી.)

૮. **પ્રેમસેવા** [ર. ક.]

યુ. ૧૯૭૯, ૩૩૫: એ મધ્યકાલીન યુગમાં પ્રેમસેવા (C.) ના આદર્શો પ્રવર્તતા હતા.

૯. **લલનાસંમાન** [ન. ભો.]

વ. ૨૬, ૪૩: પુરુષની સાથે સ્ત્રીજન વાદમાં ઊતરે તો પછી c. (લલનાસંમાન) નો હક તે સ્ત્રીજનનો રહેતો નથી; પણ સર્વ માનવને સમાન હેવા courtesy (સભ્યતા) ના વર્તનની તો અપેક્ષા રાખવી એ અધિક માગણી ના ગણાય.

**Chorus,** ૧. ૧. **ગાયકગણ** [ન. લા.]

સ. ન. ગ. ૫૦૦: મદ્યદેવ ડૅયોનીશિઅસ એને બકરાંનો ભોગ આપવામાં આવતો તે પ્રસંગે પૂજક લોક નાચતા, ગાતા, વેદીની પ્રદક્ષિણા કરતા–એક ગાતો ને બીજા સઘળા ઝીલતા; પછવાડેથી એક જણ વેશ લેતો થયો, એ પ્રમાણે નાટકની ઉત્પત્તિ કહેવાય છે. એસ્કીલસે બે જણને વેશ લેતા કીધા, ગાયકગણનું કામ થોડામાં આણ્યું ને એક મધ્યસ્થને વધાર્યો કે જે નાટકના સઘળા રસ પોતાના અનુભાવે દેખાડતો ને સૌ જોનારાનો પક્ષ તેના જ ઉપર ઠરતો.

૨. **ગાયકપાત્રગણ** [કે. હ.]

૨. ૧. **સંગીતિ** [કે. હ.]

૨. **વૃંદ–ગાયન** [દ. બા.]

મધપૂડો, ૧૩૫: કોક વખતે જાણે પહેલેથી નક્કી કર્યું હોય તેમ ત્રણ ચાર જાતનાં પક્ષીઓ એક જ ઝાડપર બેસીને એક સામટાં ગાયન શરૂ કરે છે, આ વૃંદ–ગાયનમાં તાલનું નામ ન મળે, છતાં એક જાતનું સંગીત અને માધુર્ય જામે છે ખરૂં.

૩. **વૃંદસંગીત** [દ. બા. નવો]

૪. **સહગાન** [દેશળજી પરમાર]

કો. ૩, ૨, ૪૦: કોલીસીઅમના મહા ચોક વચ્ચે આજ જ સાંજે એક હજારથી વધુ બાળકોનું સહગાન સાંભળીને આવું છું.

૩. **ધ્રુવપદ** [સૌ. લવંગિકા મહેતા]

ગ્રીક સાહિત્યનાં કરુણારસપ્રધાન નાટકોની કથાઓ, ઉપોદ્ઘાત, ૮: હવે, ગ્રીક અંતરમાં ગવાતું "કોરસ" અથવા ધ્રુવપદ, અને નાટકનો વાર્તાલાપ–એ બન્ને પ્રવેશ પામી ચૂક્યાં હતાં.

**Chronological order,** ૧. **આનુપૂર્વી** [કે. હ. પહેલી પરિષદ, વાગ્વ્યાપાર.]

૨. **કાલક્રમ** [ન. ભો.]

**Church,** ૧. **ધર્મસંઘ, ધર્મકાય** [આ. બા.]

ધ. વ. ૨૧૮: પ્રભુનો અવતાર જે જીસસ ક્રાઇસ્ટ, તથા એની આજ્ઞાને અનુસરીને જે 'ચર્ચ' કહેતાં 'ધર્મસંઘ' યાને 'ધર્મકાય' તે સ્થાપવામાં આવ્યો છે એનો આશ્રય કરવાથી મનુષ્ય પ્રભુની કૃપા મેળવી શકે છે તથા પાપમાંથી તરી શકે છે.

૨. **ધર્મસંસ્થા** [મ. હ.]

સ. મ. ૩૫: આ ઢચુપચુપણું, પરિણામના ભયને લીધે નિશ્ચયની સાથે ઘડમથલ, અતીવ મહત્વના વિષયોમાં અપ્રમાણિકતા, સરકારી ચર્ચ (ધર્મસંસ્થા) ને કારણે ગાઢી થતી જાય છે.

**Cipher code,** કૂટલિપિ [દ. બા.]

**Civics,** ૧. **પ્રજાતન્ત્રશિક્ષણ** [ક. પ્રા.]

ગુ. શા. ૪૯, ૨૧: આ બધા વિષયોનો સમાવેશ પ્રજાતન્ત્રશિક્ષણ (c.) ની કેળવણીમાં થાય છે.

૩. **પૌરધર્મ** [વ. ઑ.]

વ. ૧૬, ૨૪: તે ઉપરાંત ઈતિહાસ, ભૂગોળ, અને પૌરધર્મ (c.) એ વિષયનું જ્ઞાન આપવામાં આવે છે.

૨. **પૌરશાસ્ત્ર** [પો. ગો.]

વિ. વિ. ૧૦૨: મનુષ્યની સામાજિક અને માનસિક પ્રવૃત્તિના અભ્યાસને માટે સમાજ-શાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, પૌરશાસ્ત્ર (a.) નૃકુલવિદ્યા, અર્થશાસ્ત્ર વગેરે વિનિયુક્ત શાસ્ત્રો ફલિત થાય છે.

**Civil,** ૧. **પૌર** [મ. ર.]

શિ.ઇ.૭૩: પ્લેટો પોતાના ધર્માધ્યક્ષોને રાજ્ય-તંત્રના પૌર અને સાંગ્રામિક નિયોગોનો અનુભવ મેળવવા મોકલે છે.

૨. **મુલકી** [અજ્ઞાત]

**Civil war,** ૧. **આત્મવિગ્રહ, આન્તર-વિગ્રહ, દેશવિગ્રહ,પ્રજાવિગ્રહ** [ન. લ.]

ઇ. ઈ. (૧) ૪૮; ફ્રાન્સના રાજા પાસે આ તકરાર ગઇ, અને તેણે 'ઓક્સફર્ડના ધારા' રદ કર્યા. આ ઠરાવ અમીરોએ માન્ય કર્યો નહિ, અને દેશમાં આત્મવિગ્રહ ચાલુ થયો; (૨) ક્લેરંડને વિદેશમાં વસી પોતાનું ઉત્તરવય એક સારા કામમાં ગાળ્યું. એણે ત્યાં રહીને "મોટા આંતરવિગ્રહનો ઇતિહાસ" એ નામનું પુસ્તક લખ્યું; (૩) ૮૯: ગુલાબની લડાઇનું પરિણામ –હેન્રીને બધાએ ખુશીથી આવકાર આપ્યો, તેનું કારણ એક એ પણ હતું કે પાછલા દેશવિગ્રહથી લોકો કાયર કાયર થઇ રહ્યા હતા. (૪) ૧૯૨: હવેથી પ્રજાકોપ ટળીને તે પ્રજાવિગ્રહ એટલે પ્રજામાં પરસ્પરનો વિગ્રહ થઇ રહ્યો; રાજા અને પ્રજા વચ્ચેનો જ હવે ઝઘડો ન રહેતાં એક પક્ષની બીજા પક્ષ સાથે લડાઈ ચાલી.

૨. **અન્તઃસ્થ યુદ્ધ** [ મ. સૂ. ]

હુ. બા. જી. ૨૩: એ સંધિમાં અમેરિકાના અન્તઃસ્થ યુદ્ધને લીધે મુંબઈમાં રૂનું રૂપું થવાનો સમય આવ્યો હતો.

૩. **આન્તર યુદ્ધ** [ઉ. કે.]

બ્રિ. આ. ઈ. ૨, ૩૨૨: બ્રિટિશ પ્રજા આ ડાહ્યા આર્થિક નિર્ણય ઉપર ઠરીને બેસતી હતી તેવામાં અમેરિકાના આંતર યુદ્ધે અમેરિકાના રૂનો જથ્થો રૂંધી રાખ્યો.

૪. **યાદવાસ્થળી** [દ. બા.]

**Civilization,** ૧. **સુધારો** [અજ્ઞાત]

૨. **સંસ્કૃતિ, જનસંસ્કૃતિ** [આ.બા.]

વ. ૧૪, ૧૪૯: પૂર્વમાં, જીવનનું તાણ (tension) હમેશાં થોડું રહ્યું છે, અને તેથી મનુષ્યની ધ્યાનાત્મક અને ક્રિયાત્મક શક્તિઓ વચ્ચે સમતા વધારે જળવાઇ છે. એ સમતામાં હું જનસંસ્કૃતિ (c.) નું તત્ત્વ જોઉં છું.

૪, **સભ્યતા** [અજ્ઞાત–હિન્દી બંગાળી-માંથી કોઇએ આણેલ. ]

**Clairvoyance,** ૧. **વિશ્વદૃષ્ટિ** [મ. ન.]

ચૈં. શા. ૯૨: વર્તમાન સમયમાં સાઈકો-મેટ્રી—**આત્મપરીક્ષા**; ક્લેરવાયન્સ–વિશ્વદૃષ્ટિ; એ આદિ પ્રયોગ સિદ્ધ થતા ચાલે છે તે ઉપર-થી તો એમ લાગે છે કે વૃત્તિનિરોધથી–ઇચ્છા સહિત અવધાનની ગાઢ એકાગ્રતાથી–પદાર્થ-ગત ધર્મમાત્ર, તેની ભૂત અને ભાવિ દશા, ઇત્યાદિ પણ સ્પષ્ટ કરી શકાય છે.

**Class,**

**Class-teaching, સમૂહશિક્ષણ** [ન.લ.]

ન. ગ્રં. ૩, ૯૩: જ્યારે નિશાળિયાના વર્ગ બાંધી તે બધાને એક જ પાઠ લેવો રાખ્યો હોય ત્યારે તે સમૂહશિક્ષણ કહેવાય છે.

**Classes—શિષ્ટજન, શ્રેષ્ઠ** [દ. બા.]

**Classic,** ૧. **આદર્શ પુસ્તક** [મ.ર.]

શિ. ઇ. ૪૩૧: ગુજરાતીમાં આદર્શ પુસ્તક ક્યાંથી કહાડવું? સમર્થ અને સ્વતંત્ર લેખક જોવા જઇએ તો એક જ છે; પણ તેની ભાષા સારી કહી શકાય તેવી નથી. (વ્યાકરણના કેટલા-એક દોષો સુધાર્યા પછી ભાષામા તો 'કરણઘેલો' જ સર્વોત્તમ છે, એમ હજી કેટલાંએક વર્ષો સુધી કહેવું પડશે. )

**Classic,-sical,** ૧. ૧ **શિષ્ટ** [અજ્ઞાત]

૨. **સંસ્કારી** [હ. દ્વા.]

સા. ૧, ૫૦: યુરોપની સઘળી બોલીઓ (dialect) ભાષાઓ જેમને સંસ્કારી (c.) કહેવામાં આવે છે, તેમની પણ એ ભાષા માતા છે.

૩. **અભિજાત, શિષ્ટમાન્ય** [દ.બા.]

૨. ૧. **રૂપપ્રધાન** [અ. ફ.]

મ. કા. ઉપોદ્ઘાત, ૧૨૪: કવિઓ અને કલાવિધાયકોની જે બે મુખ્ય શાળાઓ કહેવાય છે તે રૂપપ્રધાન(C.) અને **રંગપ્રધાન**(Romantic) છે. રૂપપ્રધાન લેખ અને કળામાં વસ્તુની રેખા **સ્પષ્ટ શબ્દોમાં** અને **સ્પષ્ટ** આકૃતિઓમાં સીધી અને સાદી રીતે કહેવાય છે, ત્યારે રંગપ્રધાન લેખ અને કળામાં ચિત્રોમાંના રંગ ઉપર જ વિશેષ ધ્યાન અપાયલું હોય છે.

૨. **સંસ્કારશોભન** [ન્હા. દ.]

સા. મં. ૧૮૫: સર્વ લલિત કળાઓમાં સંસ્કારશોભન C. અને **જીવનપલ્લવિત** Romantic શૈલીઓની પ્રણાલિકાઓ, ને એમની કંઇ અથડામણ, દીર્ઘકાળથી ચાલી જ આવે છે.

૩. **સ્વસ્થ, રૂપદર્શી** [વિ. ક.]

કૌ. ૧, ૧, ૧૬૦: પ્રાચીન કવિઓની મહોર છાપ પામીને સન્માનિત ને પુનિત થએલાં કાવ્યરૂપો અને વિચારસરણીને અડગ ભક્તિભાવે પુજનાર તથા એટલા ચોકઠામાં જ વિહરીને આત્મસિદ્ધિ સાધનાર કવિની શૈલી તે 'કલાસિકલ'-રૂપપ્રધાન અથવા **સ્વસ્થ** શૈલી; અને તે સરણીનાં એ બંધન જેને અસહ્ય જણાય, જે **અદ્‌ભુતતાનો** આશક હોય, નિત્ય નવા રસરંગનો પિપાસુ હોય, અનર્ગલ સર્વદેશી સ્વાતંત્ર્યમાં પ્રતિભાનો સાક્ષાત્કાર વાંછે, મેળવે અને માણે તેવા કવિની શૈલી તે 'રોમેન્ટીક'-રંગપ્રધાન અથવા **મસ્ત** શૈલી (...'સ્વસ્થ' તથા 'મસ્ત' શબ્દો સર **સીડની** કૉલ્વીનના આ મતને આધારે સ્વીકાર્યા છે: " રોમેન્ટીક લેખક આવેશમય, તોફાની સ્વભાવનો હોય છે, અને કલાસીકલ લેખક **સ્વસ્થ** પ્રકૃતિનો હોય છે." **ગોલ્ડન ટ્રેઝરી સીરીઝ**માંના **લેન્ડોર**ના કૃતિ **સંગ્રહની પ્રસ્તાવના.** રૂપદૃષ્ટિ અને રંગદૃષ્ટિ તથા તે પરથી ઉદ્‌ભવતાં પદો પણ પ્રસંગોપાત્ત વાપરવાં પડશે. (૨) ૧૬૨:યુગના રૂપદર્શી કવિઓ હવે બાકી રહ્યા તે એકેકથી સર્વથા જુદા એવા ત્રણ: **દોલતરામ રમણભાઇ**, અને 'સેહેની'.

૪. **સંયમી** [આ. બા.]

વ. ૨૫, ૧૬૬: નવા યુગનું વાતાવરણ C. નહિ પણ Romantic હતું, સંયમી નહિ પણ **ઉલ્લાસી** હતું.

૫. **શિષ્ટાચારી** [ક. મા.]

**રસાસ્વાદનો અધિકાર**, ૭: યુરોપમાં ક્યાં સુધી શિષ્ટાચારી (c.) સંપ્રદાયે **આનંદલક્ષી** ( romantic ) સંપ્રદાયના કેટલાયે લેખકોને દામી નાખ્યા.

૬. **વિશદરેખ** [બ. ક.]

ગુજરાતીનો **દિવાળી** અંક, ૧૯૨૯, ૧૪: પદ્ધતિ **વાસ્તવિક** (realistic) હો કે **કાલ્પનિક** (idealistic), ચિત્ર વિશદરેખ (c.) હો કે **રંગભોગી** (romantic), સ્રોતપટ સાંકડો હો કે વિશાળ, ગતિ એક જ માણસને લગતી બાહ્યાભ્યંતર બનાવપરંપરાની હો કે જંગી ચાત્રિક સંઘ કે ચતુરંગ **અક્ષૌહિણીની:—એ** સર્વ કૃતિનાં ઉપલક્ષણમાત્ર **છે.**

૭. **સૌષ્ટવપ્રિય** [વિ. મ.]

કૌ. ૪, ૧, ૧-૨: સૌષ્ટવપ્રિય અને **કૌતુકપ્રિય** (અનુક્રમે C. અને Romantic, **એ** નવી યોજનાના આધારભૂત શબ્દો:—"The classic character in art consists in the addition of restraint and flawlessness to beauty. The essential element of the romantic spirit is curiosity joined to a love of beauty. —De Maar : History of Modern English Romanticism, Vol. I. p. 12.) વિશેષ માટે જુઓ Romantic.

**Classicim**, ૧. **સંસ્કૃત પ્રયોગ** [દ. બા.]

૨. **રૂપદૃષ્ટિ** [વિ. ક.]

જુઓ Classical.

૨. **સંસ્કારી સંયમ**, **તપ** [આ. બા.]

વ. ૨૫, ૧૭૦: આ સર્વને એકત્ર કરીને આપણે એને પૂર્વોક્ત "સંસ્કારી સંયમ" થી ઉલટું "**જીવનનો ઉલ્લાસ**" એવું નામ આપી શકીએ, અને આ સૃષ્ટિ સરજનહાર પરમ કવિનાં "તપ" અને "આનંદ" માંથી ઉત્પન્ન થઇ છે એમ શ્રુતિ કહે છે તો તદનુસાર એ બે

કલાના પ્રકારને "તપ" અને "આનન્દ" એવાં ટુંકાં નામથી ઓળખીએ તોપણ ખોટું નથી.

૩. **સૌષ્ઠવપ્રેમ** [વિ. મ.]

કૌ. ૩, ૧, ૪: સૌષ્ઠવપ્રેમમાં રૂપ સર્વસ્વ નહિ તો સર્વોપરી તો જરૂર હોય છે.

**Claustro-phobia,** (*Psycho--ana.*) **સંવરણભીતિ** [ભૂ. ગો.]

**Clearspan,** (*Arch.*) **ગાળો** [ગ. વિ.]

**Cleats,** (*Arch.*) **ઠેશી** [ગ. વિ.]

**Clew, Clue,** ૧. **દિશાસૂત્ર** [બ. ક.]

વ. ૮, ૪૫: આપણે માત્ર આપણે દિશા-સૂત્ર ( clue ) તરીકે લીધેલા શ્લોકનો અર્થ આગળ ચલાવીશું.

૨. **કંચી** [ન. ભો.]

૩. **પગેરૂ, સગડ** [દ. બા.]

**Climax,** ૧. **અવધિ** [કે. હ. અ. નોં.]

**Clue,** જુઓ Clew.

**Coercion,** ૧. **દણ્ડશક્તિ** [ઉ. કે.]

સ. ૨૦, ૪૫૨: નવા યુગની પ્રવર્તક શકિત સ્વેચ્છા નહી પણ સમુદાય-ઇચ્છા થશે; અને વિવિધ રીતે પોતાનું સંસ્થાપન કરતી તપોમયી અહમહમિકા જનકલ્યાણને અનુસરતી દણ્ડ-શકિત (c.) થી પરાભવ પામશે.

૨. **નિયન્ત્રણ** [ગ. લ.]

પ્ર. ૧૯૮૧, ૨૧૧: પરંતુ પ્રવર્તન (persuation) અને નિયંત્રણ ( c. ) વચ્ચેનો ભેદ કોઇકવાર અને ખાસ કરીને જનસમૂહના સંચલનમાં એટલો સૂક્ષ્મ હોય છે કે સત્યાગ્રહી પોતા ઉપર પહેલું કષ્ટ સહન કરે તો પણ એની માગણીનો સ્વીકાર હમેશ સત્તાધારીના અભિપ્રાય કે નિર્ણયમાં બુદ્ધિપૂર્વક પરિવર્તન થવાથી નથી થતો.

**Coffee-house,** ૧. **કાવાખાનું** [ગ.અ.]

દ. દે. વા. ૬૧: વળી પારિસમાં ઘણાં કાવાખાનાં છે. ત્યાં લોકો બેસીને વાતોના તડાકા મારે છે.

૨. **કૉફીખાનું** [વ. આ.]

વ. ૧, ૪૦: ઇ. સ. ૧૬૭૨ માં પારીસમાં એક આર્મિનિયને કૉફીખાનું ઉઘાડ્યું.

**Cognition, જ્ઞાનગ્રહણ** [ર. મ.]

ક. સા. ૫૪૮: જ્ઞાનગ્રહણ (c.) અને **ચિત્ત-ક્ષોભ** ( emotion ) એ માનસિક અનુભવો એક બીજાથી જુદા છે.

**Cognitive imagination, જ્ઞાન-કલ્પના, સ્વરૂપ કલ્પના** [મ. ન.]

ચે. શા. ૨૭૮: કલ્પનાનો જે જીવનભૂત વ્યાપાર છે તે અનેક મનોવ્યાપારમાં કામ આવે છે. એના ત્રણ વિભાગ કરી શકાય. (૧) પદાર્થો વિશેના જ્ઞાનને ઉપકારક ઉપચય. (૨) અમુક કામ કેમ કરવું, સાધન અને સાધ્યની યોગ્યતા શી રીતે આણવી, એવા જ્ઞાનને ઉપકારક ઉપચય. (૩) ઊર્મિઓને સન્તોષનાર ઉપચય. પ્રથમ પ્રકારની કલ્પનાને જ્ઞાનકલ્પના અથવા સ્વરૂપકલ્પના કહેવાય, બીજીને **વ્યાવહારિક કલ્પના** અથવા શોધ કહેવાય, ત્રીજીને સૌન્દર્ય-કલ્પના અથવા પ્રતિભા કહેવાય.

**Coherence Theory, સંશ્લેષપ્રક્રિયા, સંશ્લેષવાદ** [હી. વ્ર.]

સ. મી. ૩૦: તે પ્રક્રિયામાં એમ માનવામાં આવે છે કે વિજ્ઞાનો અને તન્મૂલક પદાર્થોની વચ્ચે સંવાદ ભલે ન હોય, તોપણ વિજ્ઞાનો વા પ્રત્યયો પરસ્પર સંગત છે, પ્રત્યય પ્રત્યયની વચ્ચે આંતર **સમરસતા-સંગતિ**-રહેલી હોય છે, આ પ્રક્રિયાને સંશ્લેષપ્રક્રિયા કહી શકાય.

**Colleague,** ૧. **સહાધિકારી** [ગોવિન્દભાઇ હાથીભાઇ]

બેંન્જામીન ફ્રેંકલીનનું જીવનચરિત્ર, ૨૮૨: તેના સહાધિકારીઓએ કરેલાં કામ માટે તેણે નાપસંગી બતાવી. સદર પૃ. ૩૦૨ પણ જુઓ.

૨. **વ્યવસાયબન્ધુ** [આ.બા.વ.૨૨,૧૬૩:]

૩. **સાથી** [દ. બા.]

**Collectivism,** ૧. **સમુદાયહિત** [ઉ.કે.]

સ. ૨૦, ૪૫૧: અત્યારના પશ્ચિમમાં સત્કાર થતા C. સમુદાયહિતનો સિદ્ધાન્ત જગતના એક પ્રાચીન સત્યનો નવો અવતાર છે.

૨. **સંયુકતતંત્રવાદ** [વિ. કો. સં. ૫.]

**Colonnade,** ૧. **સ્તંભમાલા** [મં. ઝ.]

સ. ૨૭, ૫૨૭: એ ચોક-પીઆઝાની વિશાળતા, બન્ને બાજુની અર્ધગોલ સ્તંભમાલા-

C., મધ્યમાં **નીરોએ** ઉભો કરેલો ઈજીપ્શીયન ઓબીલીસ્ક–ચોરસ સ્તંભ–સ્હામે સેંટ **પીટરનો** સાદો દેખાતો **મુખભાગ** facade એ સર્વનો એક દષ્ટિમાં સંગ્રહ કરતાં કંઈક ભાવઊર્મિ-ઓ જાગી.

**Colony, ૧. સંસ્થાન** [ન. લા.]

**સ. ન. ગ. ૪૪૭:** ઉત્તર **અમેરિકામાં** તેર સંસ્થાન એકમેકથી સ્વતંત્ર હતાં. સંસ્થાની લોકને પોતાના શત્રુઓની સામા થવામાં ઈંગ્લંડની મદદ મળતી.

૨. **થાણું, વસાહત** [ન. દ્વા.]

ગો. વ્યા. ૨, જુઓ Emigration.

૩. **નિવાસ** [મ. હ.]

સ. મ.૧૬૭: પરદેશમાં પોતાના નિવાસો (c. s) અને આધીન દેશ (dependencies) હોય તેમના રક્ષણ માટે નૌકાસૈન્ય રાખવું પડે છે.

**Crown colony,—૧. રાજ્યશાસિત સંસ્થાન** [હ. મા. ભટ્ટ]

હિ, રા. ૧: રાજ્યવ્યવસ્થાની પદ્ધતિના દષ્ટિબિન્દુથી બ્રિટિશ મહારાજ્યના ત્રણ વિભાગો પડે છે. (૧) બ્રિટિશ રાજ્ય, (૨) સંસ્થાનો ( ) સ્વશાસિત સસ્થાનો (self-governing colonies), (ब) રાજ્યશાસિત સંસ્થાનો (c. c. s) (૩) અધીન મુલકો (deplendencies).

**Colonisation ૧. નિવાસસ્થાપના** [ર. વા.]

સ. ૨૨, ૭: રાજ્યદ્વારી જીવનમાં થતા અ-સંખ્ય મહત્ત્વભર્યા પ્રગતિશીલ ફેરફારોના યુગમાં અત્યારે આપણે વસીએ છીએ; નિવાસ-સ્થાપના ( C. ) રાજ્યવિસ્તાર, **સંસાર-સંયોજન** ( Federation ) અને લોકશાસન અને સામ્રાજ્ય જગતની રાજ્યદ્વારી સ્થિતિને એવા બળથી અસર કરે છે કે જેથી રાજ્યશાસ્ત્રનો અભ્યાસ ખાસ મહત્ત્વનો થયો છે.

૨. **ઉપનિવેશ** [દ. બા.]

કા. લે. ૧, ૧૩૧: **કોંકણ** તથા **મલબારમાં** ઉપનિવેશ (C.)

**Colonist—૧. સંસ્થાની** [મ. રૂ.]

ચે. દ્વા. ચ. ૨૭: આ બીજી સફર કીધી તેમાં **કોલંબસે** પોતાના શોધો વધાર્યા અને ત્યાંના સંસ્થાનીઓ પાસેથી ખંડણી લેવા માંડી.

**Comedy, ૧. સુખપરિણામક નાટક, હાસ્યરસ નાટક, હાસ્યનાટક** [ન. લા.]

સ. ન. ગ. ૨૧, ૪૦: નાટક બે રીતનાં છે—**દુઃખપરિણામક નાટક** અને સુખપરિણામક નાટક. પહેલા નાટકમાં મનના જોસ્સા, સદ્ગુણ, દુર્ગુણ અને માણસ જાતનાં દુઃખ એઓનાં ચિત્રો પ્રત્યક્ષ માલુમ પડે છે, ને બીજા નાટકમાં માણસ જાતની મુર્ખાઇ, તેઓની રીતભાત, ટેવ, ખોડ, મોજશોખ વગેરેનું નકલ દાખલ વર્ણન હોય છે. પહેલામાં કરુણરસનું પ્રાધાન્ય હોય છે ને બીજામાં હાસ્યરસનું પ્રાધાન્ય હોય છે. (૨) ૪૪૯: **વાનબ્રૂ** તથા **કોંગ્રીવ** એ હાસ્યરસ-નાટક લખનારા હતા. (૩) ૫૦૦: હાસ્ય–નાટક લખવામાં **આરિસ્ટોફનીસ** શ્રેષ્ઠ હતો.

૩. **સુખાન્ત પ્રબંધ** [ ર. વા. નિ. ૧. ]

૪ **સંયોગાન્ત નાટક** [ નૃ. ભ. વિભાકરઃ]

જુઓ Tragedy.

૫. **હાસ્યરસપ્રધાન નાટક** [ ન. ભો. ]

૬. **આનન્દપર્યવસાયી-હાસ્યપર્યવ-સાયી-નાટક, પ્રહસન** [ દ. બા. ]

**Common sense, ૫. સાધારણ બુદ્ધિ** [ મ. ન. ]

ચે, શા. ૩૭૩: આવાં સહજોપલબ્ધ સત્યોને અનેક નામ આપવામાં આવે છેઃ **સહજોપલબ્ધ, બુદ્ધિના આકૃતિક નિયમ,** સાધારણ બુદ્ધિ ઇત્યાદિ.

૨. **સાધારણ સમજ** [ ર. મ. ]

હા. મં. ૭૦: મૂર્ખતાના દર્શનથી સાધારણ સમજ (c. s.) નું ભાન થાય છે એ ખરૂં છે; પણ સાધારણ સમજ તે (ઘણી ઉપયોગી વસ્તુ હોવા છતાં) ભાવના નથી.

૩. **લોકબુદ્ધિ** [આ. બા.]

આ. ધ. ૭૬: વ્યવહાર અને પરમાર્થ અથવા તો લોકબુદ્ધિ (c. s.) અને તત્ત્વજ્ઞાન (philosophy) એ એક એકથી તદ્દન વિયુક્ત નથી.

૪. **સામાન્યબુદ્ધિ** [આ. બા.]

સુ. ગ. પ્રવેશક લેખો, ૩૫: **મણિલાલની** પહેલાંના ' સુધારા ' નું સ્વરૂપ આપ જોશો તો જણાશે કે સામાન્ય બુદ્ધિ ( Common-unphilosophic-sense ) થી પ્રતીત થતી

'સમાનતા' અને 'સમાન હક' ને આધારે જ સર્વ વાત કરવામાં આવે છે.

૫. **સમજુપણું** [ચં. ન.]

સ. ૨૨, ૪૭૦: શા. **ચીમનલાલનું** સમજુપણું (c. s) એ જેમ ત્હેમની ખુબી છે તેમ એ ત્હેમની ખામી છે.

૬. **વિવેકબુદ્ધિ, સાદી સમજ** [હી.વ.]

- સ. મી. ૨૧: સર્વસાધારણ પ્રબળ વિવેકબુદ્ધિનું–મનુષ્યમાત્રમાં રહેલી સાદી સમજનું–આ એક ઉત્તમ દૃષ્ટાંત છે.

૭. **વ્યવહારબુદ્ધિ** [બ. ક.]

કાં. મા. ૩૪૦: ભાવનામય **ટૉલસ્ટૉઈ** આ વિષયમાં પણ વ્યવહારબુદ્ધિ (c. s.) ની સીમાઓને કુદી જાય છે.

૮. **અક્કલમંદી** [વિ. ક.]

કૌ. ૧. ૪, ૨: એ છ એ છ અંગની જાળમાં ગુંચાવાનું વહેવાર ને અક્કલમંદી ('કૉમનસેન્સ')-ની નજરે કદી પરવડે એમ નથી.

૯. **સામાન્ય સમઝણ** [બ. ક.]

લિ. ૧૨૦.પરંતુ ડાહપણ અને ચાતુર્ય એ તો પ્રજ્ઞા શબ્દનો નિકૃષ્ટ અર્થ. પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, અને અગિયારમી સર્વને ઉપયોગમાં લે તે ઉપરાંત પોતાનું પણ કંઈક જુવે–બતાવે તે સામાન્ય સમઝણ (c. s.) અથવા બુદ્ધિની ઊંચામાં ઊંચી શક્તિઃ આવી વ્યવસ્થા લઇયે તેમાં પ્રથમ દર્શને સરલતા જણાય છે ખરી, તથાપિ ઉપરના ડાહપણચાતુર્યથી આ બુદ્ધિની ઉચ્ચ પ્રવૃત્તિને જૂદી પાડવાનું કાર્ય, જાતે કરી જોવા મથશે તેને એટલું સરલ નહીં જણાય.

૧૦. **કુદરતી બુદ્ધિ** [બ. ક.]

યુ. સ્ટે. ૪૩: માટે જ 'ઇનર્શિયા' કે તમોગુણ ઘણી યે વાર પ્રાકૃત જનની કુદરતી બુદ્ધિ (c. s. કોમનસેન્સ) રૂપે વિલસે છે, અને પ્રતિભા કે ચારિત્રમાહાત્મ્યને તાબુજ થઈ યે એમ પચાવી દે છે.

**Communalism,** ૧. **કોમારિમતા** [બ. ક.]

સુ. ૧, ૪, ૯૯: વળી આ ઘણીખરી સભાઓમાં કોમારિમતા (c.) પુરેપૂરા તોરમાં ઉછળી રહી હતી.

૨. **વયવયમિકા** [આ. બા.]

વ. ૨૫, ૬૦: (હિન્દુ મુસલમાન વિરોધ ટાળવાનો) ત્રીજો ઉપાય તે કેળવણી. અહીં 'કેળવણી'નો અર્થ સાચી અને પૂરી કેળવણી એવો કરવો જોઇએ; કારણ કે ઘણાં વર્ષો સુધી તો કેળવણીના ફળમાં સરકારી નોકરીઓની જ અને ધારાસભામાં વિશેષ સ્થાનોની માગણીઓ ચાલશે અને વર્તમાન વયવયમિકા ('અમે આગળ, અમે આગળ'એવું પૈરોભાગ્ય) વિસ્તરતી જ જશે.

૩. **જ્ઞાતિસત્તાવાદ** [દ. બા.]

**Communism,** ૧. **સામાન્યસ્વામિત્વ** [મ. ૨.]

શિ. ઇ. ૩૯૭: **પ્રશિયન** સરકારને એવો વહેમ આવ્યો કે તે સામાન્યસ્વામિત્વનો હિમાયતી છે.

૨. **જીવનઐક્ય** [પ્રે. ભ.]

સુદર્શન, ૧૭, ૬:...અને સ્નેહસંબંધથી સંકળાએલાં જીવનઐક્ય (c.) નાં વિધાનો પ્રસારવાં.

**સંઘમાલિકી** [ન્હા. દ. જુઓ Physiocrats.]

૩. **સામ્યવાદ** [દ. બા.]

કા. લે. ૧, ૫૯૯: આ વાગ્બાણોમાં સામ્યવાદ પણ ઓતપ્રોત છે, પણ તે દ્વેષમૂલક નથી. ન્યાયવૃત્તિ અને નમ્રતામાંથી જન્મતો સામ્યવાદ આમાં છે. સર્વ ધર્મનું મૂળ જે દયા તે જેના હૃદયમાં પ્રકટ થઇ છે તેનો સામ્યવાદ જુદો હોય છે અને પોતાની ઈર્ષ્યા અસૂયાથી નાના મોટા કોઇને બચવા ન દેવા એવી વૃત્તિ-માંથી પેદા થતો સામ્યવાદ જુદો હોય છે. મને રોટલી ન મળે ત્યા સુધી બીજાને લાડુ ખાવા ન દઉં એ વૃત્તિ જુદી અને પાડોશીને રોટલી ન મળે ત્યાં સુધી હું જાતે અન્ન ગ્રહણ ન કરૂં એ આત્મભાવ જુદો.

૪. **મઝીઆરાવાદ** [મા.]

૧૯૨૬, ૯૫૩: 'કોમ્યુનિઝમ'ને કોઇ વિદ્વાને સમાજવાદ તરીકે ઓળખાવ્યો; પરંતુ તેમને 'સોશ્યાલિઝમ' નું વિસ્મરણ થયેલું. એમણે જરા લાંબો વિચાર કર્યો હોત, તો કોમ્યુનિઝમને તળપદી ગુજરાતીમાં તેઓ ઉતારી શકયા હોત. મઝીઆરાવાદ એટલે કોમ્યુનિઝમ.

૫. **સમષ્ટિસત્તાવાદ** [દ. બા.]

૭. **સંઘવાદ** [વિ. કો.]

સં. ૫: સામ્યવાદીઓની પેઠે ફક્ત ઉત્પત્તિ વિનિમય અને વહેંચણીનાં અંગો પ્રજાહસ્તક હોવાં જોઇએ એમ નહિ, પરંતુ ઉપભોગનાં સાધનો પણ પ્રજાહસ્તક રાખવા જોઇએ એ મતને 'સંઘવાદ' (c) કહી શકાય. આ મત પ્રમાણે દરેક કામ સરખાપણાના સિદ્ધાન્ત ઉપર થવું જોઇએ અને સઘળી સત્તા સમસ્ત સંઘને હસ્તક હોવી જોઇએ.

**Communist, સંઘમાલિકીવાદી**[ન્હા. દ જુઓ Capitalism.]

**Compensation,** (*psycho-ana.*) **પૂર્તિ** [ભૂ. ગો.]

**Over compensation** (*psycho ana.*) **અધિકપૂર્તિ** [ ભૂ. ગો. ]

**Under compensation** (*psycho-ana.*) **અલ્પપૂર્તિ** [ ભૂ. ગો. ]

**Competition,** ૧. **હરીફાઇ, સ્પર્ધા, સરસાઈ** [ જૂના ]

૨. **અહમહમિકા** [બ. ક.]

અં. ૪૯: અંબાલાલભાઇ વ્યક્તિસ્વાતંત્ર્યની અહમહમિકા ( c. કોમ્પીટિશન ) ની નિશાળે ભણ્યા હતા ખરા, તથાપિ એ ફિલસૂફીએ માનવબુદ્ધિ અને માનવહૃદયનો સમન્વય ગમે તે પ્રકારે જે યુટિલિટેરિયનિઝમ (utilitarianism) અગર પૉઝિટિવિઝમ (Positivism) માં કરી લીધો, તેનાથી સંતોષ કે શાન્તિ ન પામી, તેઓએ હિન્દની આખી પ્રજા એક કુટુંબ છે આખો હિન્દ એક શરીર છે, એ ભાવનાનો સાક્ષાત્કાર કર્યો હતો.

૩: **વયવયમિકા** [આ. બા.]

જુઓ Communalism.

**Complementary,** ૧. **સમ્પૂર્તિરૂપ** [ બ. ક. ]

ક. શિ. ૧૦: અહીં વિષયનો સમ્પૂર્તિરૂપ અવયવ (c. part) પણ લલિત રીતે અંદર લઇ લેઇએ તો કરુણ રસ આછો બને છે.

૩. **પ્રતિયોગી** [ કે. હ. અ. નો. ]

૨. **પૂરક** [દ. બા.]

**Complex,** ૧. *adj.* **ગુંફિત** [મ. ન]

ચે. શા. ૧૧૯: આ હેતુ ઘણો ગુંફિત અથવા ભાવનામય છે. કેમકે એનાં પે'લાં ઘણા વિશાળ અનુભવ અને અનેક તુલનાવ્યાપાર થયા હોવા જોઇએ.

૨. **સંકુલ, સંકીર્ણ** [અજ્ઞાત]

૩. **ગૂંચગુંથણિયું** [ અં. ભા. લે.]

૪. **તંતુમય** [ બ, ક.]

બુ. પ્ર. ૬૧, ૧૪૯: માનવી શક્તિસમૂહની જુદી જુદી વયની સ્થિતિ રૂપ જે કાચા માલ ઉપર શિક્ષક પરીક્ષકોને પોતાની કારીગરી અજમાવવાની છે, એ મૂળ વિષય બહુ તંતુમય (c.) હોઇ ગહન છે.

૫. **જટિલ** [બ. ક.]

**૨.** noun (*phychs-ana.*) **ગ્રન્થિ** [ ભૂ. ગો. ]

**Complex process સંકરીકરણ** [ હી. વ. ]

સ. મી. ૧૫૪: આ મિશ્રણમાં-આ પૃથક્ પૃથક્ અર્થપ્રદર્શક સંકરીકરણમા-અસત્યનું સ્થાન રહેલું હોય એમ લાગે છે, અને જેમ સંકીર્ણતા વિશેષ તેમ અસત્યનો પણ સંભવ વિશેષ.

**Complimentary,** ૧. **માનાર્થ, માનસૂચક** [ન. ભો.]

૨. **આદરાર્થે, ભેટ તરીકે** [દ બા.]

**Composition,** ૧. (*Painting*) **ચિત્રનિર્માણ** [ રમણિક અ. અહેતા ]

સ. ૨૦, ૧૦૫: માથેરાનમાં કૈથેડ્રલની ટોચ, ફલટનના મહોલ્લાનો દેખાવ, આદિનું ચિત્રનિર્માણ (c.) રંગમિશ્રણ, સ્થલાભાસ ( Atmosphere) રુચિકર છે.

૨. ૧. **શુદ્ધલેખન** [મ. ર.]

શિ. ઈ. ૪૩૨: એક પણ ભૂલ ન થાય ત્યાં સુધી એને એ ભાગ ફરી ફરીને લખવો પડે છે. જેણે આ પદ્ધતિનો ઉપયોગ કર્યો છે, તે કહે છે કે શુદ્ધલેખન શીખવવાની આ શ્રેષ્ઠ પદ્ધતિ છે-

૨. **સુલેખન** [ગૂ. વિ]

**Comprehension,** ૧. **આકલન** [દ. બા.]

**Comprehensivencss** વ્યાપકતા [ચં. ન.]

સ. ગોવર્ધનસ્મારકઅંક. ૪: ગોવર્ધનરામભાઇની બુદ્ધિની સૂક્ષ્મતા ( keeness ) તથા વ્યાપકતા ( c. ) જેટલી વિરલ હતી ત્હેનાથી ત્હેમના હૃદયની ઉદાત્તતા વિશેષ વિરલ હતી.

**Compromise**, ૧. ૧. ત્યાગસ્વીકાર, લે–મૂક [ન. ભો.]

વ. ૪, ૩૦૨: સગવડના અંશનો પણ અનાદર મ્હેં નથી કર્યો તે 'પથ્થર' વગેરેમાં બે મહાપ્રાણ કાયમ રાખવા તરફના મ્હારા મતથી, તેમ જ પરિષદ્માં વાંચેલા નિબંધમાં મ્હેં C. (ત્યાગસ્વીકાર, લે-મૂક) નાં સ્થળો ગણાવ્યાં છે તે ઉપરથી સહજ જણાય છે.

૨. તોડજોડ [ અજ્ઞાત–કદાચ મરાઠી ઉપરથી. ]

૩. આપ–લે [મો. ક.]

સ. ઈ. ૨, ૫૯: જુઓને, તમારી બધી વહેવારૂ માગણીઓ તો જનરલ બોથા કબૂલ રાખે છે અને આ દુનિયામાં આપ-લે તો આપણે કરવી જ પડે છે.

૪, ભાગત્યાગ [રા. વિ.]

૫. છેલ્લીવાત, ચરમ સંદેશ. માંડવાળ [દ. બા.]

૨. ૧. કર્તવ્યભ્રંશ [આ. બા.]

વ. ૧, ૨૫૯: પરસ્પર વિરૂદ્ધ ગુણોની 'synthesis'–એકતા–વ્યવહારમાં આપણે પગલે પગલે કરવી પડે છે જેને ખરાબ અર્થમાં 'c' યાને કર્તવ્યભ્રંશ કહેવી એ ભૂલ છે.

૨. સમાધાન [ મકરન્દ ]

જ્ઞા.૨૪, ૧૮૭: ઈંગ્રેજીમાં આવા સંકોચ તથા સંગોપનને C. કહે છે. ગુજરાતીમાં એને 'સમાધાન' કહીશું તો ધારેલા અર્થનો ઉદ્દેશ થઇ શકશે.

**Compromising** સમાધાનશીલ [ચં. ન.]

વ. ૭, ૭૮; તેઓ મિથ્યા પ્રલાપ વા નિરંકુશ **વિનાશકવૃત્તિ** ( irresponsible destructiveness) કરતા **સંસ્થાપકવૃત્તિ** (constructiveness) માં વિશેષ શ્રદ્ધાવાળા કાર્યસિદ્ધિ તરફ વિશેષ દૃષ્ટિ રાખનાર અને સમાધાનશીલ (c.) વૃત્તિથી સાર ગ્રહણ કરનાર દેશભક્તો છે.

**Conation**, ૧.સ્વયંક્રિયા, સ્વયંકૃતિ, સ્વયંવલન [કે. હ. અ. નાં.]

૨. ક્રિયા [પ્રા. વિ.]

**Conceit**, ૧. દુરૂહ [બ. ક.]

ક. શિ. ૩૯: આ કલ્પના કુદરતી કે લલિત ગણી શકાય એવી નથી, વિચિત્ર અને દુરૂહ ( c. ) છે.

૨. શુષ્કતર્ક [ જ્ઞા. બા.]

વ. ૨૩, ૨૯૪: આ બધાં ઉદાહરણોમાંનાં કવિત્વદર્શનોને શુષ્કતર્ક (c. s.) કહીને કેટલાકો હશી કાઢવાને તૈયાર થશે.

૩. ક્લિષ્ટકોટિ [ જ. એ. સંજાના ]

કૌ. ૨, ૪, ૧૦૧: પ્રેમ વિષય જ એવો છે કે તેના સપાટામાં ખરેખર કે કલ્પિત રીતે આવનારો કવિ તારતમ્ય ભૂલી દુરાનીત ( farfetched ) અને દૂરાન્વિત કલ્પનાઓ, ક્લિષ્ટ કોટિઓ (c.) ઈત્યાદિનો હદથી વધારે ઉપયોગ કરે.

**Conceiving**, સંકલ્પવ્યાપાર [હી. વ્ર.]

સ. મી. ૧૩: જે વ્યાપારથી આપણે આપણા અનુભૂત સંવેદનો ઉપરથી બાહ્ય સૃષ્ટિના અસ્તિત્વનું વા તેના સ્વરૂપનું અનુમાન બાંધીએ છીએ, તે **તાર્કિકવ્યાપાર** છે. આની અંદર દર્શનાદિ વ્યાપાર, સંકલ્પવ્યાપાર, **મનનવ્યાપાર**,**બુદ્ધિવ્યાપારા**દિનો સમાવેશ થાયછે, આ **તાર્કિકપ્રક્રિયા**–આ **તાર્કિકવ્યાપાર**–જે ઉદ્દેશ સાધવાને–જે પરમ અંતિમ હેતુ પ્રાપ્ત કરવાને–મથે છે તે સત્ય.

**Concentric method–plan**, ૧. કેન્દ્રાનુસારી પદ્ધતિ [ ક. પ્રા. ]

બૃ. વ્યા. પ્રસ્તાવના, ૭: મારા 'ગુજરાતી ભાષાના લઘુવ્યાકરણ' ની પ્રસ્તાવનામાં કેન્દ્રાનુસારી પદ્ધતિપર લઘુ, મધ્ય, અને બૃહદ્ વ્યાકરણ રચવાની યોજના મેં દર્શાવી હતી.

૨. ઉન્મેષ પદ્ધતિ [દ. બા.[1]]

---

૧. વસન્તમાં પ્રકટ થયેલા સંગ્રહમાં આ પર્યાય રા. નૃસિંહપ્રસાદ ભટ્ટને નામે આપ્યો છે, અને કાલક્રમમાં પહેલો વાપરેલો પણ એમણે

કા. લે. ૨, ૧૮૦: ઉન્મેષ પદ્ધતિ એ અત્યંત નાજુક પદ્ધતિ છે.

**Concept, ૧. સામાન્ય** [મ. ન.]

ચે. શા. ૩૨૭: આપણને જે સામાન્ય પ્રાપ્ત થાય છે તે અનેકાનેક રીતે અપૂર્ણ હોવાનો સંભવ છે. દૃષ્ટિ અથવા કલ્પના કરતાં સામાન્યો સંબંધે આવી અપૂર્ણતા હોવાનો ઘણો સંભવ છે.

૨. **બોધ** [હ. વ.]

મા. શા. ૯૬. કોઇ પણ વિચારની વસ્તુને બીજી વસ્તુઓથી જુદી પાડી તથા તેની મર્યાદા બાંધી ત્હેને અમુક વસ્તુ તરીકે જાણવાના વ્યાપારને **બોધના** ( conception ) કહેવાય છે અને તે વિચારને બોધ (c.) કહેવાય છે.

૩. **બોધના, સંવેદન** [પ્રા વિ.]

૪. **અર્થ, સંજ્ઞા** [કે. હ. અ. નો.]

**Conception, ૧. ૧. સામાન્ય કલ્પના** [મ. ન. ચે. શા.]

૨. **બોધના** [હ. વ.]

મા. શા. ૯૬: જુઓ concept.

૩. **માન્યતા, માનસ પ્રત્યય, સંકલ્પ, ભાવના** [હી. વ્ર. સ. મી. ૧૭૦]

૨. **વસ્તુકલ્પના** [ચં. ન.]

સ. ૧૨, ૯૮: આ શ્લોકમાં વસ્તુકલ્પના (c.) તથા કલ્પિત ચિત્રનું આલેખન (execution) ઉભય ઉચ્ચ પ્રતિનાં છે.

૪. **વિચારણ, ભાવ** [દ. બા.]

**Conceptual process—વિચારવ્યાપાર** [પ્રા. વિ.]

**Conceptual space—આકાશ** [પ્રા. વિ.]

**Conceptual time—કાલ** [પ્રા.વિ.]

**Conceptualism, સાદૃશ્યવાદ** [મ.ન.]

ન્યા. શા- ૧૦: કેટલાક એમ પણ માને છે કે વસ્તુના સદૃશ્યમાત્રને, વૈધર્મ્ય હોય તે બધું કાઢી નાખી સાદૃશ્યમાત્રને જ, મનમાં ધારણ કરી શકાય છે. આને 'કૉન્સેપ્ટુઆલિઝમ' અથવા સાદૃશ્યવાદ કહે છે.

---

જ. પણ એની મૂળ યોજના રા. કાલેલકરની છે એમ તેમની જ પાસેથી ખબર મળતાં આંહીં ખરા યોજકને નામે તે આપેલ છે.

**Concise, સંક્ષિપ્ત, એકાગ્ર** [ન. લ.]

ન. ગ્રં. ૨, ૨૩૦: સંક્ષિપ્ત અથવા એકાગ્ર શૈલી ( C. ) એટલે મુદ્દાની વાતને જ વળગી રહી આડાઅવળા જવું નહી. આ શૈલીમાં દરેક શબ્દ સાભિપ્રાય એટલે અર્થમાં જરૂરનો વધારો કરનાર હોય તે જ મૂકવામાં આવે છે, અને કાંઇ પણ પુનરુક્તિ કે અંગવિસ્તાર પણ ઝાઝો કરવામાં આવતો નથી. સર્વાગ્ર દૃષ્ટિવાળી શૈલીમાં ( Diffused style ) યથાર્થતા તો એટલી જ રહેલી હોય છે, પણ અંગઅંગીનો વિસ્તાર મર્યાદિત હોતો નથી.

**Conclusion, ૧. સાધ્ય** [મ. ર. શિ. ઇ.]

૨. **નિગમન** [મ. ન.]

ચે. શા. ૩૭૫: પરામર્શ અથવા અનુમાન કરવું એનો અર્થ એ જ છે કે એક અથવા વધારે નિર્દેશ ઉપરથી અન્ય **નિર્દેશ** ઉપર આવવું. આનું તાત્પર્ય એ થયું કે **અવયવોને** આધારે નિગમનને મન સ્વીકારી લે છે.

૩. **નિગમનવાક્ય** [ક. પ્રા.]

ગુ. શા. ૪૩, ૭૭: તર્કશાસ્ત્રના અભ્યાસથી જેમ સત્ય વિચાર કયા છે, તેના શા નિયમો છે, અને અસત્ય વિચારમાં કયા હેત્વાભાસ-અસદ્ (ખોટા) હેતુ છે તે ખબર પડે છે તથા વાદીની દલીલનું ખંડન કરી શકાય છે, તેમ ભૂમિતના અભ્યાસથી **આધારભૂત વાક્યો** (પ્રેમિસીઝ) પરથી કયા નિગમનવાક્ય (કન્કલુઝન) પર અવાય છે તે સમજાય છે, સત્ય વાદ કરતાં આવડે છે, અને પ્રતિપક્ષીના અસત્ય વાદનું ખંડન કરી શકાય છે.

૪. **સિદ્ધાન્ત** [કે. હ. અ. નો.]

**Weak conclusion—ન્યૂનનિગમન** [મ. ન. ન્યા. શા. ૧૫૩].

**Concomitance,**

**Neutral concomitance, ઉદાસીન સાહચર્ય** [મ. ન. ન્યા. શા. ૧૫૨.]

**Concomitant variation—એકધારી રૂપાંતરતા** [કે. હ. અ. નો.]

**Concord, સંવાદિત્વ, સંવાદ, મેળ** [દ. બા.]

**Concordance, સમન્વય** [ચં. ન.]

**Concrete,** ૧. **સંહત** [મ. ર. ] [શિ. ય઼. ૧૭૩.]

૨. **મૂર્ત** [ ર. મ. ]

ક. સા. ૫૧૪: અમૂર્ત વિચારો સાથે કવિને એટલો જ સંબંધ છે કે તે વિચારો લઈ તેનાં મૂર્ત રૂપ ઘડવાં.

૩. **મૂર્તિમન્ત** [ર. મ. ક. સા. ૫૧૫].

૪. **પ્રત્યક્ષ** [બ. ક.]

યુ. સ્ટે. ૨૯: આપણા લોકો ઈતિહાસનો વિષય ફિલસુરીથી ઊતરતો ગણે છે, ઇતિહાસનું સ્વરૂપ તથા તેની કીંમત સમઝતા નથી, તત્ત્વબોધ અને તત્ત્વકસોટી માટે ઇતિહાસની પ્રત્યક્ષ નક્કર (C. material world ) સૃષ્ટિ કેટલી બધી ઉપયોગી છે તે નથી જાણતા, અને પ્રજ્ઞા અંતર્દષ્ટિમાં લીન થઇ કેવલ સ્વપ્ન જેવાં તર્કજાલ સર્જે તેને જ વળગી રહે છે.

૫. **વાસ્તવિક**[1] [બ. ક.]

લિ. ૮: કવિતાને વર્ણવતાં કહી શકાય,– simple,sensuous,rhythmical radiant, impassioned, profound હોય તે ઉત્તમ કવિતા. ' સિમ્પલ ' એટલે સરલ જ નહીં, સુસ્પષ્ટ–જોતામાં આંખે ઊડીને વળગે એવી; ' સેન્સ્યુઅસ ' એટલે ઇન્દ્રિયગ્રાહ્ય ખરી પણ ઇંદ્રિયગ્રાહ્ય વિષયોમાંથી ઉત્તમોત્તમ ઉમદામાં ઉમદા વિષયો વડે નિર્મેલી–કલ્પનામય, મૂર્ત (Sculpturesque સ્કલ્પ્ચરસ્ક) **ચિત્રમય** ( picturesque પિક્ચરસ્ક) રંગીન (variegated વેરિયગેટેડ ) વાસ્તવિક (c; કોન્ક્રીટ) 'રિધ્મિકલ' એટલે જેનો શબ્દ–પ્રવાહ મધુર હોય, અથવ જેની આખી સંકલનામાં **માપસૌષ્ઠવ** ( harmony હાર્મની ) હોય એવી; 'રેડિઅંટ' એટલે તેજોમય, પ્રસાદસંપન્ન 'ઇમ્પેશન્ડ' એટલે હૃદયવેધી; અને 'પ્રોફાઉન્ડ' એટલે સ્થાયી છાપ પાડે એવી, જે ભવ્યતા વા ગંભીરતાથી જ બની શકે છે. સુસ્પષ્ટ, કલ્પનોત્થ, મધુર, સુષ્ઠુ, તેજોમય, હૃદયવેધી ભવ્યગંભીર હોય તે ઉત્તમ કવિતા.

[1] વિચાર corresponding to fact નથી એમ કહેવું હોય ત્યારે વિચાર મૂર્ત નથી ના કહેવાય કેમ જે વિચાર સદાયે અમૂર્ત abstract; એવે સ્થળે વિચાર વાસ્તવિક નથી એમ જ લખી શકાય–બ. ક : ખાનગી પત્ર.

૬. **સમવેત** [વિ. ધ્રુ. બુ. પ્ર. ૭૧,૧૩૩].

૭. **વિશેષ** [આ. બા. વ. ૨૬, ૮૭].

( નહિ આપેલા અવતરણ માટે Abstract જુઓ. )

૮. **સ્થૂલ, પાર્થિવ** [દ. બા.]

**Concrete whole—સમસ્ત-અખંડ–એકરસ-તત્ત્વ, સમષ્ટિતત્ત્વ** [ હી. વ. સ. મી. ૧૬૦].

**Concrete-particular-knowledge, વ્યકિતજ્ઞાન** [મ. ન.]

ચે. શા. ૩૪૬: બાલ્યનો સમય છે તે મુખ્ય રીતે દૃશ્ય વ્યક્તિજ્ઞાનનો જ છે.

**Concretion-integration, એકીકરણ, સંવિત્તિ** [પ્રા વિ.]

**Process of concretion કલ્પનાવ્યાપાર** [પ્રા. વિ.]

**Condensation** ( *Phsycho-ana.* ) **ઘનીકરણ** [ ભૂ. ગો. ]

**Conditional proposition,** ૧. **સાપેક્ષ નિર્દેશ** [મ. ન.]

ન્યા. શા. ૭૫: સાપેક્ષ નિર્દેશ જેવો કે " જો क, ग હોય, તો घ, ज, છે, " તેનો તુલ્ય નિર્દેશ એમ થાય છે કે " क, ग છે " એમ માનતાં " घ, ज છે " એમ સિદ્ધ થશે જ.

૨. **સાપેક્ષ વાકય** [રા. વિ.]

પ્ર. પ્ર. ૯૬: જુઓ Categorical proposition.

**Confessor, દોષશ્રવણગુરુ** [મ. રૂ.]

ચે. દ. ચ. ૧૯: એમ થયું કે ફર્નાંડો–ડિ–ટાલવેરા જે ઇસાબેલા રાણીનો દોષશ્રવણગુરુ હતો તેને તથા જુઆન–પિરેજને જીવજાન મિત્રાઇ હતી.

**Confidential, ગોપ્ય** [બ ક.]

સુ. ૧૯૮૩, કાર્તિક, ૯૬: તેમાં મુખ્યત્વે પદ્ધતિ એવી રહે છે, કે પરરાજ્યો સાથેના સંબંધના ગોપ્ય (c. કોન્ફિડેન્શિયલ) કાગળો અને અતિ ગોપ્ય વર્તમાનો દેખાડવામાં આવે છે.

**Congruity**, ૧. **સામંજસ્ય** [પ્રા. વિ.]
૨. **મેળ, સુઘટિતતા** [દ. બા.]

**Connotation**, ૧. **જાતિવિશિષ્ટતા-ત્વ** [મ. ન.]

ચે. શા. ૩૨૯ અને ૩૩૪: જાતિવિશિષ્ટતામાં અસ્પષ્ટતા હોવાથી **વ્યક્તિવિશિષ્ટતા**માં પણ અસ્પષ્ટતા આવે છે.

૨. **ધર્મવ્યાપ્તિ** [રા. વિ.]

પ્ર. પ્ર. ૧૩: થાળીમાં પાણી ભરેલું હોય તેને અમુક વિસ્તાર હોય છે અને તે વિસ્તારમાં દરેક જગાએ અમુક ઊંડાણ હોય છે. તેનો વિસ્તાર ધર્મી ઉપર હોય છે અને તેના વિસ્તારમાં આવેલ ધર્મીઓમાં દરેક જગાએ તે ઊંડાણ એટલે એ ધર્મો હોય છે. આવી રીતે દરેક જાતિવાચક પદને અમુક ધર્મવ્યાપ્તિ, અમુક **ધર્મીવ્યાપ્તિ** હોય છે.

૩. **વ્યંજનાર્થ** [મ. ર.]

અ. ન્યા: **જાતિ** (genus) એ એક એવો વર્ગ છે કે જેમાં બીજા વર્ગો સમાઇ શકે છે. એ બીજા વર્ગો **ઉપજાતિ** (species) કહેવાય. જાતિ અને ઉપજાતિ એ પરસ્પર સાપેક્ષ ( relative ) શબ્દો છે. તેમાં દર્શન અને વ્યંજન બન્નેનો અર્થ લેવો જોઈએ. ઉપજાતિનો વ્યંજનાર્થ જાતિથી વધારે અને **દર્શનાર્થ** ઓછો હોવો જોઇએ. જે વિશેષ ગુણોથી ઉપજાતિ જાતિથી જૂદી પાડીને ઓળખી શકાય તે એ ઉપજાતિનો **વ્યાવતર્ક ધર્મ** ( differentia ) કહેવાય.

**Conscience**, **અન્તર્દીપ** [ ભોળાનાથ સારાભાઇ]

"વિપત્તિ ઉપર ધર્મની અસર" (Blair's Sermons ના એક ભાગનું ભાષાન્તર), ભોળાનાથ સારાભાઇનું જીવનચરિત, ૧૯૪: પોતાના પૂરા દોરના વખતમાં વૈભવના મદમાં તથા સંપત્તિથી પ્રાપ્ત થનારા સૌખ્યાનંદમાં બુડેલા હોય તેથી અન્તર્દીપ (c.) ના સૌમ્ય ઉપદેશ તરફ તેટલો લક્ષ આપતા નથી.

૨. **અંતઃકરણ** [મ. ન.]

ચે. શા. ૫૨૦: બાળક નીતિનિયમને અધીન રહેવા કરતાં તે નિયમના પક્ષમાં રહે છે, બીજાની સામે થઇને નીતિનિયમનું સંરક્ષણ જેવી રીતે કરે તેવી રીતે પોતાની જાત સામે થઇને પણ કરે છે, એ સ્થિતિ જ્યારે સિદ્ધ થાય ત્યારે તેનામાં અંતઃકરણનો એટલે કે નિઃસ્વાર્થ રીતે કર્તવ્યના ઉપર જ પ્રેમ રાખવાની વૃત્તિનો પ્રકાશ થયો એમ, પરિપૂર્ણ રીતે, કહી શકાય.

૩. **અન્તઃપુરુષ** [વ. ઑ.]

વ. ૬, ૫૦: ઈંગ્લંડના લોકની મ્હોટી સંખ્યા એવી છે કે જેઓને પોતાના અન્તઃપુરુષ (C.) અને ધર્મ( Righteousness ) તે દુનીઆની દરેક વસ્તુ કરતાં વધારે કિંમતી છે.

૪. **આત્મા** [અં. સા.]

ભા. લે. ૨૫૦: એકંદર ખોટું હોય તો કઇ તરફ C. આત્મા વલણ બતાવે છે તે જોવું.

૫. **ચિદ્વૃત્તિ** [અ. ક.]

ની. શા. ૪૪: નૈતિક શક્તિને અંતઃકરણ અથવા ચિદ્વૃત્તિ ( કૉન્શ્યન્સ ) સિવાય બીજી રીતે સંબોધવા તેઓ ના કહે છે.

૫. **ધર્મબુદ્ધિ-વૃત્તિ** [દ. બા.]

કા. લે. ૧, ૨૨૧: કેળવણીથી ધર્મબુદ્ધિ (c.) જાગ્રત થવી જોઇએ. (૨) કા. લે. ૧, ૨૫૦: મહાસભાએ તો આ વાત વિદ્યાર્થીઓની ધર્મવૃત્તિ (કૉન્શ્યન્સ) ઉપર છોડી.

૭. **સદસદ્‌વિવેકબુદ્ધિ** [ મ. ઇ. સ. ૨૯, ૨૩૫]

૮. **અંતઃકરણદેવ** [ ૨. ક. યુ. ૧૯૭૯, ૩૩૭]

૯. **સારાસારબુદ્ધિ** [ કે. હ. અ. નો. ]

૧૦ **મનોદેવતા** [ઉ. કે.]

ટિ. ગી. ૧૨૨: 'મનોદેવતા' એ શબ્દમાં મનમાં ઉત્પન્ન થતા ઇચ્છા, દ્વેષ, ક્રોધ, લોભ વગેરે સર્વ વિકારોનો સમાવેશ નઃકરતાં, માત્ર સારૂં ખોટું સમજવાની જે ઈશ્વરદત્ત અથવા સ્વાભાવિક શક્તિ મનમાં રહેલી છે તે શક્તિ જ પ્રસ્તુત પ્રકરણમાં વિવક્ષિત છે, એમ માનવાનું છે. આ શક્તિને જ 'સદસદ્વિવેકબુદ્ધિ' (આ સદસદ્‌વિવેકબુદ્ધિને જ ઈંગ્રેજીમાં C. કહે છે) એવું મોટું નામ આપવામાં આવ્યું છે.

**Moral conscience, નીતિયામક અંતઃકરણ** [બ. ક.]

સુ. ૧૯૮૩, કાર્તિક, ૧૦૪: આવા સૌમ્ય જ્યોતિઓ સંખ્યાબંધ હોય જ નહીં. જે હોય છે તે દરેક પોતાના ઝમાનાના ઘણા માણસોમાં નીતિયામક અંતઃકરણ (m. c. મૉરલ કૉન્શિયન્સ) એટલે કે સદાચાર માટે આગ્રહી વલણ પ્રકટાવી શકે છે.

**Conscious,** ૧. પરિદૃષ્ટ [ન. દે.]

હિં: ત.ઇ.પૂ.૧૫૭: સર્વાસ્તિવાદીના અવિજ્ઞપ્તિકર્મ અને વિજ્ઞપ્તિકર્મમાં અર્વાચીન માનસશાસ્ત્રના Sub-conscious ideas, feelings and activty નો સમાસ થયેલો જણાશે. યોગશાસ્ત્રમાં ચિત્તના પ્રત્યયો (૧) પરિદૃષ્ટ (૨) **અપરિદૃષ્ટ** (subconscious) વર્ણવ્યા છે, અપરિદૃષ્ટ પ્રત્યયો સાત ગણાવ્યા છે:—જુઓ **પાતંજલસૂત્રના** બીજા પાઠના ૧૫ મા સૂત્ર ઉપરનું વ્યાસભાષ્ય.

૨. **બોધસ્વભાવ** [ન. દે.]

હિં. ત. ઈ. ઉ. ૧૩: આ વિદ્યા બે પ્રકારની છે: બોધસ્વભાવા (C.) એટલે સ્પષ્ટ ભાનવાળી અને **અબોધસ્વભાવા** ( Subconscous ) એટલે જડતાવાળી ઝાંખી. પહેલી વિદ્યા તે સ્પષ્ટ વિવેકવૃત્તિ અને બીજી તે સામાન્યવૃત્તિવાળું જ્ઞાન. વિદ્યા તે પ્રત્યક્ષાદિ પ્રમાણવૃત્તિ અને સામાન્યવૃત્તિવાળું (અબોધપ્રધાન) મન તે ચિત્ત.

(*Psycho-ana.*) **જાગ્રત** [ભૂ. ગો.]

**Conscious activity—સંપ્રજ્ઞાત કાર્ય** [કે. હ. અ. નો.]

**Conscious life, સચેત જીવન** [મ.ન. ચે. શા.]

**Conscious perception—આત્મસૂચિતવેદન** [હ. દ્વા. કે.શા. ક. ૧,૩૨૭]

**Consciousness,** ૧. **પ્રતીતિ, ચેતન, ભાન, જ્ઞપ્તિ, આંતરપ્રતીતિ** [મ. ન.]

ચે. શા. (૧) ૨૫૨: આવા અલ્પ વિસ્મરણથી તેમ અર્ધ વિસ્મરણથી એમ સમજાય છે કે, જે અનુભવ અને તદનુષંગિક વિચારો અમુક સમયે રસ પેદા કરી અવધાનને રોકતા હોય, તે તત્કાળ રસવાળી ન હોય તેવી ભાવનાઓને પ્રતીતિ બહાર જ કાઢી નાખે છે. (૨) ૬૯: પોતાના સંબંધમાં જે કોઇ આવ્યું હોય તે ઉપર સ્વવ્યાપારે કરીને ચેતનનું વલણ તે અવધાન એમ કહી શકાય. એને "આંતર પ્રતીતિ અથવા જ્ઞપ્તિ" અર્થાત્ કોઇ પણ પદાર્થ આદિ પોતાના સંબંધમાં હોય તેનું અંદરની પાસા ભાન, એમ કહીએ તો ચાલે.

૨. **આંતરચેતન** [મ. ન. ન્યા. શા. ૧૫૧.]

૩. **પ્રજ્ઞા, બુદ્ધિ** [આ. બા]

આ. ધ. ૪૦૩: (હેકલના બે સિદ્ધાન્તોમાંનો એક એ છે કે) (૧) પ્રાણ ( Life ), **પ્રયત્ન** (Will) અને પ્રજ્ઞા યા બુદ્ધિ (c) એ જડનો જ વિકાર છે.

૪. **અસ્મિતા** [બ. ક.]

અં. ૩૭: અને ઇ. સ. ૧૮૬૨ થી માંડીને દશ પંદર વર્ષ લગી થનારા ગ્રેજ્યુએટોમાં... પોતાની સરસાઈની અસ્મિતા ( self-conscionsness સેલ્ફકૉન્શિયસનેસ ) હોય, એ કુદરતી છે.

૫. **સંવેદન** [ન. ભો.]

વ. ૨૩, ૪૭૧: પોતાના હૃદયની અંતઃસ્થિતિ એ યુગ્મના સંવેદન ( c. ) માં પૂર્ણ પ્રવેશ પામતી નથી.

૬. **સંવિદ્** [હી. વ્ર.]

સ. મી. ૧૨: આ સંવિદ્ અનુસ્યૂત ક્ષણપરિણામી સતત ગતિમાન પ્રવાહ એ એક પ્રકારનું **વસ્તુતત્ત્વ** થયું.

૭. **વિજ્ઞાન** [ન. દે.]

હિં. ત. ઇ. પૂ. ૧૪૬, જુઓ Law of association.

૮. **ચેતના** [પ્રા વિ.]

બુ. પ્ર. ૭૦. ૨૯૦: કોઇ પણ માણસ પોતાની જ ચેતનાના (c.) વ્યાપારોમાં પૂરાઇ રહેલો હોય છે.

**Consciousness of humanity—માનવાસ્મિતા** [બ. ક.]

સુ. ૧૯૮૦, ૪૨: પ્રજાસ્મિતાના જેવી જ જ્યારે માણસમાત્રમાં માનવાસ્મિતા (c.o.h.)

પ્રદીપ્ત થાય ત્યારે આ આપણી બન્ધુતા અને મૈત્રી અને અહિંસાની ભાવના હરકોઇ વ્યક્તિને સુલભ થવાની; તે પ્હેલાં નહીં.

**Consciousness of self**—૧. **અહંકાર** [પ્રા. વિ.]

૨. **આત્માવચ્છેદ, આત્મસંવિદ્** [કે. હ. અ. નાં.]

**Consciousness of time**—**કાલાવચ્છેદ, કાલસંવિદ્** [કે. હ. અ. નાં.]

**Field of consciousness,** ૧. **ભાનની કોટિ, સંવિત્કોટિ** [કે. હ. અ. નાં.]

**group consciousness**—**સમુદાયાસ્મિતા, સમૂહાસ્મિતા** [બ. ક.]

અં. ૮૭: સમુદાયાસ્મિતા કે સમૂહાસ્મિતા (g. c. ગ્રૂપ કૉન્શિયસનેસ ) ની ઊછરતી વ્યક્તિના નીતિબન્ધારણ ઉપર કેવી અસર થાય છે એ વિષયને માનસશાસ્ત્રીઓ **સમુદાયમાનસ** (group psychology ગ્રૂપ સાઇકોલોજી) નું નવું નામ આપીને છેલ્લા ત્રણેક દાયકામાં જ તપાસવા લાગ્યા છે.

**Objective consciousness**—**પરાક્ચેતન** [મ. ન.]

**Seat of consciousness**—**ચેતનસ્થાન** [મ. ન. ચે. શા.]

**Suffusion of consciousness**—**સંવિદ્નો સમુલ્લાસ** [કે. હ. અ. નાં.]

**Consequent,** ૧. ઉત્તરાંગ [મ. ન.]

ન્યા. શા. ૭૫: સાપેક્ષ નિર્દેશના બે અવયવને **પૂર્વાંગ,** ઉત્તરાંગ એવું નામ આપવામાં આવે છે. "જો **क, ग** હોય" એ પૂર્વાંગ છે તો "**च, ज** છે" એ ઉત્તરાંગ છે.

૨. ઉત્તરચર [રા. વિ. ]

પ્ર. પ્ર. ૧૯૮: 'સર્પદંશથી મોત નીપજે છે' એ વ્યાપ્તિમાં સર્પદંશ એ પૂર્વચર છે અને તેના પર મોત નીપજવું એ ઉત્તરચરની વ્યાપ્તિ છે.

**Conservation of energy,** ૧. **શક્તિનિત્યતા, સત્કાર્યવાદ** [આ. બા.]

આ. ધ. ૪૧૭: લૉર્ડ કેલ્વિન માને છે તેમ જગત્ બહારથી કોઈ શકિત જગત્માં ઊતરી આવતી હોય તો સાયન્સના 'C. o. E.' ના સિદ્ધાન્તને બાધ આવે અને આ શકિતનિત્યતા—સત્કાર્યવાદનો સિદ્ધાન્ત ચેતન જગત્‌ને પણ લાગુ પડે છે એમ પ્રસિદ્ધ જીવનશાસ્ત્રી મેયરે સિદ્ધ કર્યું છે.

૨. **શક્તિની અક્ષયતા** [વિ. .]

છઠ્ઠી પરિષદ્, ૧૯.

**Conservative,** ૧. **પ્રરક્ષક** [ન. લા.]

ધ. વિ. ૨: નવા વિચારનો જ્યી પુરુષ તે મોટો સુધારો કરનારો કે સિદ્ધ સુધારાવાળો એ શબ્દે પણ ઓળખાય....સમયનો સિદ્ધ સુધારાવાળો દર્શન દે તેની પહેલાં જે પુરુષો સુધારાના મતનો બોધ કરનારા તે સાધક સુધારાવાળા... સાધકમાં કેટલાએક ઉચ્છેદક (radical) **રક્ષક**-છેદક ( liberal radical ) ને **છેદકરક્ષક** ( liberal conservative ) હોય. એક તે જૂના વિચારને નિર્મૂળ કરવાને; બીજો તે નવાને વિશેષ દાખલ કરવાને; અને ત્રીજો તે જૂનામાંનું ઘણુંક અવશ્ય રાખવાને તથા નષ્ટકાના નવાને દાખલ કરવાને ઉદ્યમી હોય–જૂનાને હઠથી રાખી રહેવાને મથે તેને પ્રરક્ષક (c.) કહીએ.

૨. **સંરક્ષક** [ન. લા,]

ઈં. ઇ. ૧૮૨ જુઓ Liberal.

૩. **સ્થિતિરક્ષક** [મ. ૨.]

શિ. ઈ. ૫૨: હવે બે વિરુદ્ધ વર્ગો તનંગર થયા: એક "જૂની દોલત અને આબરૂ" વાળો, માની, સ્થિતિરક્ષક વર્ગ; અને બીજો નવી દોલતવાળો, અહંકારી ઉચ્છેદક વર્ગ.

૪. **સ્થિતસ્થાપક, સ્થિતપાલક, પૂર્વપક્ષી** [મ. સૂ.]

હ. બા. ૭. ૫૬: અહુણા કેટલાક યુવકો સ્વલ્પજ્ઞાન પામતાં પરપ્રકાશથી અંજાઈ જઇ યથાર્થ જોઇ શકતા નથી......પોતાના અનુભવરહિત અપકવ વિચારને નહિ અનુસરતા એવા બહુ અધિક ભાગને તેઓ સ્થિતસ્થાપક–સ્થિતપાલક–પૂર્વપક્ષી (c.) આદિ વિશેષણ આપી, તેઓ પ્રતિ દુષ્ટ દૃષ્ટિ રાખી તેઓથી જુદા પડી જાય છે.

૫. **પ્રાચીનપંથી** [ઉ. કે.]

વ. ૨, ૧૩૦: આપણા સમાજની સ્થિતિ ઉપર નજર નાંખતાં આપણને જણાશે કે—આપણે ઘણા જ c. (પ્રાચીનપંથી) છીએ છતાં આપણે નવીન વિચારો અને નવીન આવશ્યક-

તાઓને અનુસરતા સ્વીકારતા થયા છીએ.

૬. **અગતિમાન્**

ત્રીજી પરિષદ્, ૭૬: આપણા દેશમાં જે વર્ગના હાથમાં આવા પ્રદર્શનને લાયકની વસ્તુઓ મોટે ભાગે હોય છે, તેઓ અગતિમાન્ (c.) પ્રકૃતિના હોય છે.

૭. **રૂઢિરક્ષક** [ચં. ન.]

**સ્વદેશ**, આશિર્વચન, સર રવીન્દ્રનાથને ભારતીય સંસ્કૃતિ માટે અનહદ માન અને મમતા છે અને છતાં તેઓ અવિવેકી રૂઢિરક્ષક નથી.

૮. **સ્થિતિચુસ્ત** [બ.ક.]

રાજ-જયંતિ વ્યાખ્યાનો, ૧૪૪: શું હિંદુઓમાં કે શું જૈનોમાં, અત્યારે એક બળવાન્ વર્ગ કેવળ સ્થિતિચુસ્ત —C.— છે.

૯. **પ્રગતિવિરોધી** [દ. બા.]

કા. લે. ૧, ૨૭૧: ઉપર વર્ણવેલા ફેરફારોથી જ સંતોષ માનનાર અને વધુ ફેરફારોની સામે થનાર લોકો રાષ્ટ્રીય કેળવણીમાં પ્રગતિવિરોધી ( કૉન્ઝર્વેટિવ ) પક્ષનું કામ કરે છે.

૧૦. **આપરખુ** [વિ. ર.]

પ્ર. ૧૯૭૨, ૪૫૯: આમાં જેટલે અંશે લોકલાગણીને વશ રાખવાની સંસ્થાની શક્તિ, જેટલે અંશે આવેલાં ધર્મ અને વહેમનાં વળગણ તેટલે અંશે તે આપરખુ—C.

૧૧. **સનાતની** [નાથુભાઇ દયાળજી પટેલ.]

યુ. ૧૯૭૯, માઘ, ૫૫૩: **ચીન**ના લોકો જબરા સનાતની (c.) લોકો છે.

૧૨. **સનાતન** [મ. હ.]

સ. મ. ઉપોદ્ઘાત, ૧૪: કૉન્ઝર્વેટિવ (સનાતન) પક્ષનો પાર્લામેંટનો એક સભ્ય તેને વિષે લખતાં કહે છે.

૧૩. **રૂઢપક્ષ** [દ. બા. નવો]

**Conservatism, ઘરરખુપણું** [કિ.ઘ.]

**સહજાનંદ સ્વામી**, પ્રસ્તાવના ૭: જે સમાજના આગેવાનોને આત્મરક્ષણ માટે નિરંતર ડોળા ફાડી તપાસતાં રહેવું પડે, તે આગેવાનો સ્વાભાવિક રીતે જ 'જાનું એટલું સોનું' ના પક્ષમાં રહેવાના; એ કોઈ પણ જાતનો ફેરફાર અસહ્ય ગણવાના. એટલે આ સમય **પ્રાગતિકોનો** ન હતો; **ઘરરખુપણું** (c.) એ આ સમયનું ખાસ લક્ષણ કહી શકાય.

**Liberal conservative, છેદકરક્ષક** [ન. લા.]

જુઓ Conservative.

**Consistency,** ૧. **એકરૂપતા** [મ.ન]

ચે. શા. ૩૬૪.

૨. **સંગતિ** [આ. બા.]

આ. ધ. ૧૨૦: જ્ઞાન અને ક્રિયાને સર્વથા વિભિન્ન ન ગણતાં એમને એક ચૈતન્યવ્યાપારના અવાન્તર ભેદ માનવામાં લાભ એ છે કે ચૈતન્યની શક્તિઓ એક એકથી સર્વથા અસંબદ્ધ નથી પણ એક એકમાં અનુસ્યૂત છે અને સર્વની આત્મામાં અખંડતા છે એ માનસશાસ્ત્રના સિદ્ધાન્ત સાથે સંગતિ રહે.

૩. **એકાકારતા** [બ. ક.]

ભ. ૧૧૭: પદ્યલેખનમાં જોડણીની શુદ્ધિ અને એકાકારતા (કન્સિસ્ટન્સી c.) જાળવવાના કરતાં તેને ઠેકાણે ઇષ્ટ ઉચ્ચારણની સુગમતા કરી આપવાની જરૂર જ વિશેષ છે.

**Law of Consistency—અવિરોધનો નિયમ** [મ. ન. ન્યા. શા. ૧૨]

**Consistent—સુસંગત** [દ. બા.]

**Constellation,** ( *psycho-ana.* ) **વિચારરાશિ** [ભૂ. ગો.]

**Constituency, મતજીલ્લો** [બ. ક.]

સુ. ૧૯૮૨, ભાદરવો, ૮૦: પ્રોફેસર **સ્વામિનારાયણ** અને રાવસાહેબ **દાદુભાઇ** જેવા પ્રતિનિધિઓ પોતાના મતજીલ્લા ( c. ) માં વૈયક્તિક શ્રદ્ધા જાળવી શકયા છે તે ફરી પાછા ચૂંટારો.

**Constitution,** ૧. **રાજ્યબંધારણ, બંધારણ** [અજ્ઞાત]

૨. **આમ્નાય** [ઉ. કે.]

સ. ૧૨, ૫૪: આ વખતે કોન્ગ્રેસે પોતાને માટે એક આમ્નાય (c.) રચ્યો છે.

૩. **શાસનતંત્ર** [બ. ક.]

અં. ૬૫: રિસ્પોન્સિબલને માટે 'જવાબદાર' શબ્દ હાલ ચાલે છે તે તો પુસ્તકશાળાના કબાટમાંથી કોઇ પુસ્તક કહાડિયે ત્યારે તેની

જગા સાચવી રાખવાને લાકડાનું ચોસલું મુકિયે છિયે તેના જેવો છે. **'લોકમતાધીન'** **'પ્રજાધીન'** 'શાસન' (government) કે 'શાસનતંત્ર (c.)કે તંત્ર(administration) એ શબ્દો આ અર્થને માટે વપરાવા જોઇએ.

૩. **શાસનપ્રકૃતિ, પ્રકૃતિ** [દ. બા.]

કા. લે. ૧, (૧) ૬૨૬: રાજ્યતંત્રમાં ભાગ લઈશું ત્યારે પણ પ્રજાની પ્રકૃતિને અનુકૂળ પડે એવી જ શાસનપ્રકૃતિ (કૉન્સ્ટીટ્યૂશન)ખીલવીશું. (૨) ૬૯૮: મૉન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા વખતે હિંદુસ્તાનની પ્રકૃતિ(કૉન્સ્ટીટ્યૂશન)નક્કી કરવાની અનેક યોજનાઓ દેશ આગળ રજૂ થઇ હતી.

૪. **રાજ્યતંત્ર** [ક. મા.]

કે. લે. ૧, ૧૧૫: જે લોકસમૂહમાં સત્તાના વિભાગ અને હકના સંરક્ષણ માટે વ્યવસ્થા નથી, ત્યાં વ્યવસ્થિત રાજ્યતંત્ર (c.) ની ખામી છે.

**Constitutional—**૧. **સનિયમ** [ન. ભો.]

વ. ૧૬, ૭૩૪: પદ્યરચનાના રાજ્યમાં હાવા c. agitation (સનિયમ **સંક્ષોભણ**) માટે મ્હને શાસન નહિ મળે તો હું પોતાને ધન્ય માનીશ.

૨. **વૈધ** [દ. બા.]

**Constitutional monarchy—** **નિયન્ત્રિત રાજશાસન** [હ. મા.]

હિં. રા. ૫: **અંગ્રેજી** રાજ્યસંસ્થા નિયંત્રિત રાજશાસન (c. m.) નું ઉદાહરણ થઇ પડી છે.

**Coustitutionalist** ૧. ૧. **શાસ્ત્ર-વાદી** [હિં. હિ.]

વ. ૨૨, ૩૫૮: બીજા શાસ્ત્રવાદી એટલે કે C.s

૨. **બંધારણપક્ષી** [બ. ક.]

સુ. ૧૯૮૨, ભાદરવો, ૭૭: બીજી ચૂંટણીને પરિણામે બનેલી ધારાસભાઓમાં ઉદારપક્ષીઓ અને સ્વતંત્રપક્ષીઓ ઉપરાંત સ્વરાજ્યપક્ષીઓ અને તેમની સામે જ પડવાની નીતિને વળગનારા સરકારપક્ષીઓ કે બંધારણપક્ષીઓ (c. s) એમ બેના ચાર પક્ષ થયા.

૨. **બંધારણશાસ્ત્રી** [બ. ક.]

સુ. ૧૯૮૨ આષાઢ ૧૦૯: આ સંજોગોમાં બંધારણશાસ્ત્રીઓ (c. s) ની ભલામણ મુજબ માનનીય **પ્રથા** (convention) એ જ છે કે બનતાં લગી કમિટિમાં કરવામાં આવેલા ઠરાવોને જ મંજૂર રાખવા.

**Constrained, પ્રયત્નસાધ્ય** [મ. ન.]

ચે. શા. ૮૮.

**Constraction, ઉપચયશક્તિ** [મ. ન.]

ચે. શા. ૨૭૩: છેવટ કલ્પનાની જીવભૂત જે ઉપચયશક્તિ તે, કાર્યનાં નવાં નવાં સંયોજન કરી લેવામાં ઉપયોગી થાય છે.

**Constructive,** ૧. **ઉદ્‌ભાવક** [ગો. મા.]

સ. ચં. ૪, ૮૩: નૈરાશ્યદષ્ટ અવસ્થાઓનાં કારણ વિચારતાં જેવા આ **પ્રતીકારક** (Remedial) ધર્મ છે તેવા જ આશાદૃષ્ટ અવસ્થાઓનાં કારણ વિચારતાં બીજો ઉદ્‌ભાવક (Creative, C.) ધર્મ છે.

૨. **સાધક** [ઉ. કે.]

વ. ૬, ૭૮: તેમને (**મણિલાલને**) હાથે ઉચ્છેદક સુધારો ગુજરાતમાં તો હમેશને માટે નિર્વાણ પામ્યો અને નવા ઐતિહાસિક (historical) સાધક (c.) સુધારાને જન્મ મળ્યો.

૩. **સ્થાપક** [ચં. ન.]

સ. ગોવર્ધનસ્મારકઅંક, ૮૪: એ ઉપરથી એમ નથી સમજવાનું કે **વિનાશક** (destructive) શંકાઓમાં જ ત્હેમની બુદ્ધિનું પર્યવસાન થતું, તેઓની બુદ્ધિ પ્રધાનપણે સ્થાપક (c.) હતી.

૪. **કૃતિપ્રેરક** [બ. ક.]

અં. ૬: એમના બુદ્ધિ-હૃદય-કલ્પના-અંતઃકરણ-ભાવના શક્તિરૂપ આખા ચક્રનું મુખ્ય વલણ જન્મથી જ વ્યવહારુ (Practical પ્રેકિટકલ), **અનુભવગમ્ય** (Positive પોઝિટિવ) કૃતિપ્રેરક (c. કન્સ્ટ્રક્ટિવ) જ્ઞાન તરફ વિશેષ હતું. આથી કરીને ટીકાશક્તિ (Critical power ક્રિટિકલ પાઉવર)માં તેમ સારું જ્યાં કંઇ સાંપડે તે તરફ આકર્ષાવું તથા ગમે ત્યાં હોય ત્યાંથી તેને બનતાં સુધી અપનાવી લેવું એ **મધુકરવૃત્તિ**

( ecclectic spirit ઇક્લેક્ટિક સ્પિરિટ)માં આંબાલાલભાઇ એમના પછીના જમાનાના ઉત્તમ વિદ્વાનોથી યે ઊતરતા ન હતા.

૫. મંડનાત્મક [ચં. ન.]

સ. ૧૯૨૧, ફેબ્રુઆરી; એ તો ખરૂં જ છે કે કોઇ પણ સિદ્ધાન્તનું ઉત્તમ સ્વરૂપ તે વિધાનાત્મક ( positive ) મંડનાત્મક ( c. ) હોવું જોઇએ.

૬. સંયોજક [કિ. ઘ.]

ન. સ. ૧, ૩૫૦: ત્હમારી પ્રવૃત્તિઓ કેવળ વિધ્વંસક (destructive) છે. હાલની સ્થિતિનો નાશ થયે સમાજ માટે ત્હમારો સંયોજક (c.) સિદ્ધાન્ત શો છે તે અમને બતાવો.

૭. રચનાત્મક [અજ્ઞાત–નવજીવન]

૮. યોજક, સમાયોજક [ કે. હ. અ. નો. ]

**Constructive imagination—ઉપચાયક કલ્પના** [મ. ન.]

ચે. શા. ૨૮૨: કલ્પના અનવલોકિત વસ્તુગતિનું ભાન પામવા યત્ન કરે છે એટલું જ નહિ, પણ તેવી વસ્તુગતિનું યાથાર્થ્ય સમજવા જેવા ઊહ પણ યોજ્યાં કરે છે. કોઇ શાસ્ત્રીય ઊહ યથાર્થ રીતે સ્થાપિત થાય તો સામાન્ય નિર્ણયરૂપે, સર્વમાન્ય સિદ્ધાન્તરૂપે મનાય છે. પરંતુ ત્યાં સુધી આવવું એ કામ ઉપચાયક કલ્પનાના પ્રયાસથી જ સિદ્ધ થાય છે.

**Constructiveness--સંસ્થાપકવૃત્તિ** [ચં. ન.]

વ૦ ૭, ૧૮: જુઓ Compromising.

**Consumption**, (*Polo Eco.*) ઉપભોગ [ અજ્ઞાત ]

**Contact—સંનિકર્ષ** [ મ. ન. ]

ચે. શા. ૧૯૬: સ્થાનસ્વરૂપ પરત્વે અમુક સંનિકર્ષોને ઓળખવાથી દિગવચ્છિન્ન એવાં કોઇ બે સ્થાનનું જ્ઞાન સંભવે નહીં.

**Contingent, અનાવશ્ય** [મ. ન.]

ન્યા. શા. ૧૫૧.

**Continuity, સાતત્ય** [પ્રા વિ.]

**Continuity of interest રસનિર્વાહ** [મ. ન. ચે. શા.]

**Continuous quantity, સમસ્ત પરિમાણ** [મ. ન. ચે. શા.]

**Contradition**, વ્યાઘાત, વિપ્રતિપત્તિ [હી. વ્ર.]

સ. મી. (૧) ૪૬: ઘણા કાળ સુધી સામાન્યતઃ સ્વીકૃત આ મત પ્રચલિત હતો, પણ પછી જ્યારે બાર્કલી નામે તત્ત્વચિંતક પેદા થયો ત્યારે તેણે તેમાં વ્યાઘાત સિદ્ધ કરી બતાવ્યો. (૨) ૯૦: તાત્પર્ય કે વિજ્ઞાનવાદીના મત પ્રમાણે જે ભાવના તર્કદૂષિત ન હોય, જેમાં પરિણામે કોઇ પણ પ્રકારની વિપ્રતિપ્રત્તિ ન સંભવે, તે ભાવના સત્ય.

**Contradiction in terms ૧. વદતોવ્યાઘાત** [ મ. ન. ]

ચે. શા. ૭૦: પ્રથમ તો એ જ છે કે અપ્રતીત ચેતનવ્યાપાર અર્થાત ચેતનવ્યતિરિક્ત ચેતન એ તો વદતોવ્યાઘાત છે.

૨. શબ્દવિરોધ [ર. મ.]

ક. સા. ૧, ૧૮: અમે તો 'શીઘ્ર કવિતા' એ શબ્દવિરોધ જ ગણીયે છીએ. દુષ્ટ પવિત્રતા કે ક્રૂર દયા હોય, તો શીઘ્ર કવિતા હોય.

૩ અન્તર્વિરોધ [ન. ભો ]

**Law of Contradiction—૧. વ્યાઘાતનો નિયમ** [મ. ન.]

ન્યા. શા. ૧૩: બીજો નિયમ વ્યાઘાત. એકની એક વસ્તુ અમુક રૂપે હોય ને ન હોય એમ એકી વારે ને એક જ સ્થાને બની શકે નહિ.

૨. વિરોધનો નિયમ [મ. ર.]

અ. ન્યા. : વિરોધ (c.) નો નિયમ–કોઇ પણ ચીજ હોઇ અને ન હોઇ શકે નહી.

**Contradictory, ૧ વ્યાહત** [મ. ન.]

ચે. શા. ૩૬૨: શ્રદ્ધા અને અશ્રદ્ધા એ આ પ્રકારે બહુ નિકટ સંબંધવાળાં છે, અને, કોઇ બે વિરૂદ્ધ અથવા વ્યાહત નિર્દેશ પરત્વે મનની જે સ્થિતિ તેનાં રૂપાન્તરમાત્ર છે.

૨. વિસંવાદી [રા. વિ.]

પ્ર. પ્ર. ૯૯: આને આપણે બીજી ભાષામાં એમ પણ કહીએ કે 'હા' અને 'ન' પરસ્પર વિસંવાદી છે, 'હા' અને 'ના' પરસ્પર વિરુદ્ધ છે અને 'હ' અને 'ન' પરસ્પર ઉદાસીન છે.

૩. **સર્વાંશે વિરુદ્ધ, પરસ્પરવ્યાહત, વિરુદ્ધ** [હી. વ.]

સ. મી. ૧૪૨: જુઓ Contrary.

૪. **મારક** [દ. બા.]

**Contrary**, ૧. **વિરુદ્ધ** [મ. ન.]

ન્યા- શા. ૧૫૫.

૨. **અંશતઃ વિરુદ્ધ** [હી. વ.]

સ. મી. ૧૪૨: તર્કશાસ્ત્ર વા ન્યાયશાસ્ત્રમાં **સર્વાંશે વિરુદ્ધ** ( Contradictory ) અને અંશતઃ વિરુદ્ધ (c.) એ બે પદોની વચ્ચે ઘણો મહત્ત્વનો અંતર સ્વીકારવામાં આવ્યો છે.

૩. **વિરોધી** [દ. બા.]

**Contributor, ભાગગ્રાહી** [દ. બા.]

**Convention**, ૧. **સંકેત** [ર. મ.]

ક. સા. ૨૭૭: સુધરેલી દુનિયામાંના એકે એક દેશના સાહિત્યમાં કવિતા પિંગળના (છંદના) નિયમો પ્રમાણે થઇ છે, માણસજાતિના અનુભવથી સમજાયું છે કે કવિતાનો અને છન્દ (metre) નો સંબંધ માત્ર સંકેત ( c. ) નો નથી પણ અંદરના સ્વરૂપનો છે.

૨. **પ્રણાલિકા** [ક. મા.]

ગુ. ૧૯૮૦, **ભાદ્રપદ**, " પ્રણાલિકાવાદ ", ૨: પૂર્વજો તરફ પૂજ્યભાવ એ સંસ્કારનું એક અગત્યનું અંગ છે. પણ એ પૂજ્યભાવને અનુભવનાર ઘણા વખત જુની પ્રણાલિકાનો ભક્ત થઇ જાય છે.

૩. **પ્રથા** [બ. ક.]

સુ. જુઓ Constitutionalist.

**Conventional—૧. કૃતક** [ગો.મા.]

સ. ચં. ૪, ૪૯૯: કુમુદિની મૂળથી ત્રુટી ! કૃતક (કૃત્રિમ, C.) જગ-ધર્મથી છુટી !

૨. **સાંકેતિક** [ર. મ.]

ક. સા. ૪૩: નાટકની અધમ સ્થિતિનું આ સિવાય એક બીજું પણ કારણ છે; અને તે એ કે ગુજરાતી સાહિત્યમાં સર્વાનુભવરસિક કવિ ઘણા થોડા કે ભાગ્યે કોઇ જ છે. કેટલાક નાટક લખનારને સાહિત્યનું કંઈ જ્ઞાન હોય છે ખરૂં પણ તેથી કંઇ કવિત્વશક્તિ આવતી નથી. સાંકેતિક નિયમો પાળેલા અને સાંકેતિક પદો વાપરેલાં જોવામાં આવે છે, પણ ભાવનો પ્રવેશ તો કોઈ ઠેકાણે નજરે પડતો નથી.

**Conversationalist**, ૧. **સંભાષણપટુ, સંવાદચતુર** [દ. બા.]

૨. **વાતડાહ્યું** [જૂનો-વિ. મ.]

**Converse, વ્યતિક્રાન્ત** [મ. ર.]

જુઓ Conversion.

**Conversion**, ૧. **પરિવર્ત** [મ. ન.]

ન્યા. શા. ૭૧: નિર્દેશનાં ઉદ્દેશ અને વિધેય પદ પોતપોતાનાં સ્થાન બદલે તેને પરિવર્ત કહેવાય છે.

૨. **પરિવૃત્તિ** [રા. વિ.]

પ્ર. પ્ર. ૧૦૭: 'કેટલાએક વાણીઆ વૈષ્ણવ છે' તેની પરિવૃત્તિ ' કેટલાએક વૈષ્ણવ વાણીઆ છે' એમ સાદી રીતે જ કરી શકાય.

૩. **વ્યતિક્રમ** [મ. ર.]

અ. ન્યા. જ્યારે આપણે કોઇ પણ નિર્દેશના ઉદ્દેશ અને વિધિને સ્થળાંતર કરીએ ત્યારે વ્યતિક્રમ થયો કહેવાય; પણ **વ્યતિક્રમણીય** ( Convertible ) નિર્દેશમાંથી **વ્યતિક્રાન્ત** (converse) નિર્દેશ કરતાં આપણે બે નિયમો ધ્યાનમાં રાખવા પડશે; (૧) નિર્દેશનો **ગુણ** ( અભાવવાચક અથવા અસ્તિત્વવાચક ) તેનો તે રહેવો જોઈએ, અને જે પદનું વ્યતિક્રમણીય નિર્દેશમાં ગ્રહણ ન થયું હોય તેનું કદાપિ વ્યતિક્રાન્ત નિર્દેશમાં ગ્રહણ થવું જોઇએ નહી.

(*Psycho-ana.*) **વિપર્યય** [ભૂ.ગો.]

**Conversion by contraposition, વિપરીત પરિવર્ત** [મ. ન.]

ન્યા. શા. ૭૩: ૫નો પરિવર્ત કરવામાં બે ક્રમ રાખવા પડે છે, 'કેટલાંક માણસ દેશી નથી", એનો પરિવર્ત "કેટલાંક દેશી, માણસ નથી" એમ નહિ થઈ શકે. એમાં તો પ્રથમ **વિપરીતકરણ** કરવું પડશે; પછી **શુદ્ધ પરિવર્ત** થઇ શકશે. "કેટલાંક માણસ દેશી નથી"; (વિપરીત) "કેટલાંક માણસ વિદેશી છે" આમ કરવાથી " કેટલાંક માણસ દેશી નથી " એ ૫-રૂપ બદલાઇ તેનું "કેટલાંક માણસ વિદેશી છે" એવું ધ-રૂપ થયું, એટલે શુદ્ધ પરિવર્ત સહજે બની શકશે; " કેટલાંક વિદેશી, માણસ છે. " આ પ્રકારના પરિવર્તને વિપરીત પરિવર્ત કહે છે.

**Conversion per accidens—વિશિષ્ટ પરિવર્ત** [મ. ન.]

ન્યા. શા. ૭૩: "કાન્તિમાન્ વસ્તુ માત્ર આનંદ આપે છે" એનો પરિવર્ત "આનંદ આપનાર વસ્તુમાત્ર કાન્તિમાન્ વસ્તુ છે" એમ કરવો તે ખોટો છે, "કેટલીક આનંદ આપનાર વસ્તુ કાન્તિમાન્ વસ્તુ છે" એ પરિવર્ત બરાબર છે. આને વિશિષ્ટ પરિવર્ત કહે છે.

૨. **વિશિષ્ટ પરિવૃત્તિ** [રા. વિ.]

પ્ર. પ્ર. ૧૦૭: 'હા' માં કર્તા સર્વદેશીય છે પણ વિધેય હંમેશાં સર્વદેશીય હોતું નથી માટે એવી જગાએ પરિવૃત્તિ કરતાં 'હા' ને બદલે 'હ' વાકય કરવું પડે. આને આપણે વિશિષ્ટ પરિવૃત્તિ કહીશું.

**Simple conversion—૧. શુદ્ધ પરિવર્ત** [મ. ન.]

ન્યા. શા. ૭૩, જુઓ Conversion by Contraposition.

૨. **સાધારણ વ્યતિક્રમ** [મ. ર. અ. ન્યા.]

**Convertible, વ્યતિક્રમણીય** [મ. ર.]

અ. ન્યા. જુઓ Conversion.

**Convocation, ૧. પદવીદાન** [આ.બા.]

વ, ૧૮, ૫૦૭: બનારસ હિન્દુ યુનિવર્સિટીનું 'કૉન્વોકેશન' યાને પદવીદાન.

૨. **પદવીદાનસમારંભ** [ગૂ. વિ.]

**Copraphitia,** (*psycho-ana.*) **મલોત્સર્ગપ્રિયતા, મલપ્રિયતા** [ભૂ. ગો.]

**Copy, ૧. કિત્તો** [જૂનો–ન. લ.]

ન. ગ્રં. ૩, ૧૬૫: નમુનાની એક લીટી લખી આપી હોય તે પ્રમાણે જોઇ જોઈને લખવું તેને ઇંગ્રેજીમાં કાપી કહે છે, એને પહેલાં નિશાળોમાં કિત્તો કહેતા.

**Copy book—૧. દોપીસ્તાન** [જૂનો–કરણઘેલો]

૨. **હસ્તશિક્ષક** [અજ્ઞાત]

૩. **અનુલેખનપુસ્તક** [મ. ર.]

શિ. ઈ. ૧૦૦: ધીમે ધીમે અનુલેખનપુસ્તકોમાં નીતિસૂત્રો પણ આપવાં જોઇએ.

**Copywriting—અનુલેખન** [ગૂ. વિ. વિ. ૪૬]

**Copyright—૧. નકલહક** [વ્યો-જ.]

૨. **ગ્રંથસ્વામિત્વ, સ્વામિત્વ** [દ. બા.]

**Co-respondent,** (*Law*) **સહપ્રતિવાદી–સહપ્રતિવાદિની** [બ. ક.]

સ. કુ. ૩૫: પડવાને દિવસે પોતાની જ મેડીમાં પોતાના જ પલંગપર વ્યભિચાર કરનાર પતિએ બીજને જ દિવસે તેની **સહ–પ્રતિવાદિની** (C.) ની જ શીખવણીએ પ્રત્યારોપ ઘડી કહાડયો.

**Corollary, ૧. ઉપન્યાસ** [મ. ર.]

સિ. અ. ૪૨: તમારું જ ઇંગ્લિશનું એટલું તો જ્ઞાન છે કે 'હિરેડિટી' અને 'ડિસેંટ' નો અર્થ તમે સમજી શકો. મહત્ત્વનો નિયમ 'હિરેડિટી' કે 'ડિસેન્ટ'નો છે જ નહીં; મહાનિયમ 'ઈવોલ્યૂશન'નો–ઉદ્ભેદનો–છે. એ નિયમથી મનુષ્ય જાતિની ઉતરતા જીવમાંથી ઉત્પત્તિ (ડિસેંટ) સમજાવી શકાય છે; એ નિયમમાં સંતતિને (હિરેડિટી) પૂર્વજોના મુખ્ય ગુણો પ્રાપ્ત થાય છે, એ સત્ય ઉપન્યાસ તરીકે આવે છે.

૨. **ઉપસિદ્ધાન્ત** [હ. પ્રા. ગ. પ.૬]

૩. **ફલિત સિદ્ધાન્ત** [દ. બા.]

**Correspondence, ૧. અનુવિધાયકત્વ** [મ. ન]

ચે. શા. ૧૧૩: જે પ્રત્યક્ષ ક્ષણિક છે તેને ઉપજાવનારો તંતુસંઘર્ષ પણ ક્ષણિક જ હોવો જોઇએ. પરંતુ આવું અનુવિધાયકત્વ સર્વાંશે પૂર્ણ નથી.

૨. **અનુરૂપતા, સંવાદિતા, સામ્ય** [હી. વ.]

સ. મી. ૯૮: આપણે જોયું કે પદાર્થ અને પદાર્થવિષયક જ્ઞાનની અનુરૂપતા તે સત્ય.

**Correspondence theory—બિંબપ્રતિબિંબવાદ** [હી. વ. સ. મી. ૧૬૩]

**Cosmogony, સર્ગમીમાંસા, જગદુત્પત્તિમીમાંસા** [દ. બા.]

**Cosmology, ૧. સર્ગમીમાંસા, સૃષ્ટિરચનાવિદ્યા** [દ. બા.]

**Cosmopolitan,** *adj.* **૧. વિશ્વગ્રાહી** [મ. ર.]

શિ. ઇ. ૪૨: ઉચ્ચતર શિક્ષણ હમેશાં વ્યક્તિવિશિષ્ટ અને વિશ્વગ્રાહી છે.

**Cosmos,** ૧. **સુવ્યવસ્થ-સુપ્રયુક્ત-સુવિન્યસ્ત-રચના** [હી. વ્ર. સ. ૧૭૧:]

**Cosmic, સુવ્યવસ્થ, સુવિન્યસ્ત** [હી. વ્ર. સ. મી. ૧૬૧]

**Councellor,** **મન્ત્રદ** [મ. સૂ.]

ગો. ગ્રા. ૧૭૯: ત્યાં થોડા દિવસ રહી મોરબીના કામ સારૂ મન્ત્રદો ( C. s ) પક્ષવાદીઓ (pleaders) આદિ કેટલાક ગૃહસ્થોના મત લીધા.

**Country-house,** દેશગૃહ [વ. ઑ.]

વ. ૧, ૨૬૩: અમીરવર્ગની વગ વધારવામાં 'કન્ટ્રીહાઉસ' યાને 'દેશગૃહ' ( ભાગવતના બાલપ્રબોધનીટીકાકાર એક સ્થળે **पौरा:** અને **जानपदा:** ના અર્થ "**पुरवासिन: देशवासिनश्च**" એ શબ્દોથી કરે છે. એમાંથી 'Country' ને માટે 'દેશ' શબ્દ સૂઝ્યો છે ) પણ એક મુખ્ય સાધન થાય છે.

**Course-string,** ( *Arch.* ) કંદોરો [ગ. વિ.]

**Court-martial,** **જંગી અદાલત** [ દ. બા. ]

**Courtship,** **સંવનન** [ગો. મા.]

સ. ચં. ૫, ૩૨૨: પરિશીલક મદન સંવનન- (સંવનન=લગ્ન પ્હેલાં સ્ત્રીને વશ કરવાનો પ્રયત્ન= C., wooing ) કાલથી વિવાહ સુધી બીજ- દશામાં રહે છે.

૨. **પ્રિયારાધાન, અનુનય** [દ. બા.]

**Creative artist,** ૧. **કલ્પક** [વિ.ક.]

કૌ. ૧, ૩, ૨: કલાકાર ઉર્ફે કલ્પક (આપ્ટે આ શબ્દનો 'હજામ' શીવાય બીજો ખાસ અર્થ આપતા નથી. અહીં તેને મૂળ ધાતુ **क्लृप** ( કરવું, સરજવું ) પરથી યોજીને ' ક્રીએટર; ક્રીએટીવ આર્ટીસ્ટ' એવા અર્થમાં વાપર્યો છે) નું સર્જન તેની તથા તેના સહાનુભાવકની માનવતાનાં અંગમાત્રને, અને તે પુરેપુરાં, ખીલવે ને તોષે છે.

૨. **સ્રષ્ટા** [ન. ભો.]

**Creative faculty**—૧.**સર્ગશકિત** [ ગો. મા.]

૨. **નિર્માણશકિત** [ કે. હ.]

અ. શા. ઉપોદ્‌ઘાત, ૨૭: અનુવાદની પદ્ધતિ પંડિતની નહિ પણ પ્રતિનિર્માતાની રાખી છે. પંડિતાઇના અનુવાદ પરભાષાના સાહિત્યના દુભાષિયા છે, એ કંઇ સ્વભાષાના સાહિત્યના કુટુંબી નથી. મૂળની નિર્માણશક્તિ (c, f.) ની સરસાઈ કરતી પ્રતિનિર્માણશક્તિથી (Recreative genius) જે અનુવાદ રચવામાં આવે છે તે જ સ્વભાષાના સાહિત્યનું અંગ બને છે.

**Creche,** (public nursery for children) **જાહેરબાળગૃહ** [ સૌ. સરોજીની મહેતા]

સ્ત્રીસ્વાતંત્ર્યવાદ, ૨૬૫: જાહેર બાળગૃહ (c.) માં બાળકોને ઉછેરવાની પ્લેટોની યોજના કરતાં આ યોજના ઘણી જ વધારે ઉત્તમ છે.

**Creed,** ૧. **મૌલિક મન્તવ્ય** [ચં. ન.]

સ. ૧૯૨૧, ફેબ્રુઆરી, કૉંગ્રેસના મૌલિક મન્તવ્યમાં-"ક્રીડ" માં-અમર્યાદિત સ્વરાજ્યનો સ્વીકાર તેઓ કરાવી શકયા હતા.

૨. **સિદ્ધાન્તસૂત્ર** [હિં. .હિ]

વ. ૨૦, ૪૭૧: પ્રમુખ શ્રી હકીમજીએ ગાંધીજી પ્રત્યે વફાદારીપૂર્વક પણ ન્યાયની રીતે ઠરાવ્યું કે હઝરત મોહાનીનો સુધારો કૉન્ગ્રેસના મૂળ સિદ્ધાન્તસૂત્ર (c.) ની વિરુદ્ધ છે અને તેથી તે આ પ્રસંગે વિચારી શકાતો નથી પણ એ મૂળ સૂત્રમાં ફેરફાર કરવાની દરખાસ્ત લાવી શકાય છે.

૩. **જીવનમંત્ર, વ્રત, કુલરીતિ, કુલવ્રત** [દ. બા.]

**Criterion,** ૧. **આદર્શ, પ્રમાણ, કસોટી** [હી. વ્ર. સ. મી. ૧૭૩].

૨. **માપ, ગજ, ગમક** [દ. બા ]

**Criticism of interpretation** **નિરૂપણાત્મક વિવેચન** [ર. મ.]

બુ. પ્ર. ૭૧, ૧૮૮: Criticism of Interpretation (નિરૂપણાત્મક વિવેચન)નું એક જ કાર્ય પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં થયું છે અને તે દયારામના હિન્દી કાવ્ય 'સતસૈયા' ઉપરની ગુજરાતી ટીકા.

**Critique,** **મીમાંસા** [મરાઠી,ટિ. ગી.૬૮]

**Cross Division,** જુઓ Division.

**Crude,** **મૂળભૂત** [મ. ન. ચે. શા. ૫૪૧]

**Crusade,** ૧. **ધર્મયુદ્ધ** [અજ્ઞાત]

૨. **ધર્મસંગ્રામ** [ન્હા. દ.]

ઉ. ગ્ર. ૧૦: પરિણામે ૧૩ ધર્મસંગ્રામો (C. s) થયા, ને ફોગટ ગયા.

**Culture,** ૧. **સંસ્કાર** [અજ્ઞાત]

૨. **સંસ્કારિતા** [અજ્ઞાત]

૩. **સંસ્કૃતિ** [અજ્ઞાત]

**Cumulative,** ૧. **પ્રગુણિત** [બ. ક.]

ક. શિ. ૧૯: The poorest and the lowliest and the lost જેમ ઈંગ્રેજીમાં દરેક કડીમાં આવે છે, તેમ અનુવાદમાં ય તેને તે શબ્દો ફરી ફરીને આવવા જોઇયેઃ એકને એક બિંદુએ ઘા ફરી ફરીને પડતાં જે પ્રગુણિત (c.) અસર થાય, તે ઈષ્ટ હોવાથી.

૨. **વિવર્ધિત** [બ. ક.]

ઇ. હિ. ૫૩: સંસ્કૃતિના સંક્રાન્તિકાળમાં મોટા અને વ્યાપક ફેરફારો જ્યારે ડગલે ડગલે વિવર્ધિત વેગ (c. velocity) થી થતા આવે છે ત્યારે તેનો ઇતિહાસ ઊકેલવા રચવામાં મુશ્કેલી પડે જ છે, એ જાણીતું છે.

૩. **ધારાવાહી, ઉપચીયમાન** [પ્રા. વિ.]

૪. **પિંડિત, સમુચ્ચિત** [દ. બા.]

**Cumulative meaning**—**ઉપચિત અર્થ** [પ્રા. વિ.]

**Curtain-lecture,** ૧. **નિશાભાષણ** [ઉ. કે.]

વ. ૧, ૬૨: નિશાભાષણો નબળા મનના પુરુષો ઉપર કેવી અસર કરી શકે છે તેના જ્ઞાનવાળી લક્ષ્મીનંદન શેઠની માને આ બધા વૃત્તાન્તમાં સરસ્વતીચંદ્રનું ભવિષ્ય શંકાશીલ લાગ્યું.

૨. **રાત્રીભાષણ** [ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિયા]

દીવાળી કે હોળી, ૧૯: આમ રાત્રીભાષણો દરરોજ પતિ પત્ની વચ્ચે ચાલતાં અને પતિ બિચારો કંટાળી અડધો ઉંઘમાં અડધો જાગતો પડયો પડયો લોહી બાળતો.

૩. **કાન્તાબોધ** [દ. બા.]

**Custodian,** **ન્યાસરક્ષક-પાલક** [દ. બા.]

**Cuticle,** ૧. **રક્ષકચર્મ** [ન. લ.]

ગુ. શા. ૨૫, ૨૪૧: રક્ષકચર્મ (C.) એ સૌથી ઉપલું પડ છે. ફોલ્લો થાય છે ત્યારે ઉપસી આવે છે તે જ.

**Cyclone,** **વાયુવમલ** [ન. લ.]

ગુ. શા. ૨૩, ૧૯૬: સઘળા વહાણવટીઓને ચેતવણી દાખલ જાહેર કરવામાં આવ્યું હતું કે એક નાનું સરખું વાયુવમલ (સાઈક્લોન જેને ઇગ્રેજીમાં કહે છે તે) સાગર બેટ ઉપરથી ઉપડીને એ દિવસે પશ્ચિમ ભણી વળનાર છે.

૨. **વંટોળચક્રી** [બ. કો.]

સ. કુ. ૩૫: મનોદશાઓની આવી વંટોળચક્રી (સાઈકલોન c.) કોઈ પણ કર્તાયે ચિત્રી હશે ખરી ?

૩. **સાગરાવર્ત** [દ. બા.]

**Cyclopedia,** જુઓ Enclyclopedia.

**Cynic,** **નિઃસારવાદી** [દ. બા.]

**Cynical,** ૧. **વક્રભાવી** [સૌ. લીલાવતી]

રેખાચિત્રો અને બીજા લેખો, ૪૧૨: બહારથી એ વક્રભાવી (c.) દેખાય છે પણ એની પાછળ હૃદયનો ધબકાર ચતુર જોનારને તરત દેખાઇ આવે એવો છે.

**Cynicism**—૧. **અવગણનાપૂર્ણ અરુચિ** [ર. મ.]

ક. સા. ૨, ૩૪૭: પાત્રોના લક્ષણની ઘટનામાં કર્તાએ વૃત્તિઓના સ્વાભાવિક ઉદ્રેગ તરફ એવી અવગણનાપૂર્ણ અરુચિ (c.) દર્શાવી છે કે જે વિષયમાં કોઇ પાત્ર પૂજ્ય લાગવા માંડ્યું હોય તે જ વિષયમાં તે ક્ષુદ્ર છે એમ વચ્ચે વચ્ચે ફલિત થાય છે.

૨. **તતઃકિંવાદ** [દ બા.]

# D

**Dais**, ૧. **ઉચ્ચાસન**

ત્રીજી પરિષદ્, ૧૫૫: મહારાણી વિક્ટોરિયાની પ્રતિમાની આસપાસના ઉચ્ચાસન (d.) ઉપર મધ્યભાગે પ્રમુખના ટેબલ અને તેની બંને બાજુએ એજન્સીના અમલદારો બીરાજ્યા હતા.

૨. **વ્યાસપાટ** [બ. ક]

અં.૧૨૫: પ્રમુખપદને માટે દાૅ૦રાસ બિહારી ઘોષને પસંદ કરવાની ઔપચારિક (formal ફોર્મલ) દરખાસ્તનાં ભાષણો પૂરાં થતાં તો રા. રા. બાળ ગંગાધર ટિળક વ્યાસપાટ (d. સભામંડપમાં એક છેડે રચેલું ઉચ્ચાસન, જેના ઉપર મધ્યમાં પ્રમુખનાં ખુરસી ટેબલ)ઉપર ચ્હડ્યા જ!

૩. **વ્યાસપીઠ** [અજ્ઞાત]

૪. **વ્યાખ્યાનપીઠ, શિષ્ટપીઠ**[દ.બા.]

**Data**, ૧. **સામગ્રી** [હિં. હિ.]

વ. ૧૬, ૭૪૪: વસ્તુતઃ જેને આવી દૃષ્ટિએ સિદ્ધાન્ત કહેવામાં આવે છે એ અપૂર્ણ સામગ્રી (d.) ઉપરથી કાઢેલો હોઇ ખરો સિદ્ધાન્ત જ નથી.

૨. **પક્ષ** [ગૂ. વિ.]

વિ. ૭૭: પૂરતા પક્ષ (d.) પરથી સહેલી ત્રિકોણરચના.

**Data of consciousness—જ્ઞાનસામગ્રી, મનસૂગોચર સામગ્રી** [હી. વ. સ. મી. ૧૭૧.]

**Dead-lock, મડાગાંઠ** [ઉ. કે.]

વ. ૧૭, ૨૯૭: જે મડાગાંઠોના (d. l.) ભયથી આવી સંકુલ યોજના ઊભી થઈ છે તે મડાગાંઠોના પ્રસંગો તો આમાં પણ ઊભા નહિ થાય એમ નથી.

**Decentralization**, ૧. **અધિકારસંવિભાગ** [ઉ. કે.]

વ. ૧૫, ૫૮૫: અધિકારસંવિભાગ (D.) ના કમિશનની ભલામણોને અનુસરતી સૂચનાઓ સરકાર અમલમાં મૂકવાની આનાકાની કરે છે.

૨. **કેન્દ્રવિભાગ** [બ. ક.]

લે. ભા. પ્રવેશક, ૪૯: પછી એ જ અરસામાં રા. રા. નરસિંહરાવે હિંદીનું ખરૂં સ્વરૂપ બતાવી આપ્યું; અને મ્હેં...એવી દલીલો કરી કેન્દ્રવિભાગ (d.) ના વ્યવહારૂ દૃષ્ટિબિન્દુથી એમના જ બોધનું સમર્થન કર્યું.

૩. **સત્તાવિભાગ** [દ. બા.]

**Decentralized, અનેકકેન્દ્રી**[બ.ક.]

અં. ૮૦: પછી એ જ અરસામાં રા. રા. નરસિંહરાવ દીવેટિયાએ હિન્દીનું ખરું સ્વરૂપ બતાવી આપ્યું; અને મેં કાર્યસિદ્ધિ અને સૌકર્ય માટે પણ કોટયવાધ પ્રજામાં સમાન સામાન્ય તથાપિ અનેકકેન્દ્રી (d. ડીસેન્ટ્રલાઇઝ્ડ) પ્રવૃત્તિઓ જ વધારે વ્યવહારૂ:...એવી દલીલો વડે એમના જ બોધનું સમર્થન કર્યું.

**Decorative**,

**Decorative art, પ્રસાધનકલા** [બ. ક.]

ગુજરાતી, દિવાળીપર્વ, ૧૯૨૬, ૧૯: કળાઓમાં વાહનભેદે ભેદ પડે છે. કેટલીક સ્થિર "વસ્તુ" ને જ નિરૂપી શકે, કાલસ્રોતમાં વ્હેતી "વસ્તુ" ને નહીં. ચિત્રકલાને જ અહીં વળગી રહિયે; **મૂર્તિકલા** (sculpture), સ્થાપત્ય (Architecture) અને એની વચ્ચે પેટાભેદો છે, તો તે બેયને, તેમ જ ત્રણેની ન્હાની બ્હેન કે છાયા જેવી પ્રસાધનકલા (d. a.) જે કલાપ્રીતિને રમત કે **શોખ** (hobby) ની લીલા જેમ ગમે તે ચીજ કે પ્રસંગ ઉપર રેલાવે છે તેને પણ આ ચર્ચામાં જતી કરિયે.

**Decorator, સુશોભકાર** [ રવિશંકર મહાશંકર રાવળ ]

સા. ૫, ૩૨૬: આ બીજા પ્રકારનું ક્ષેત્ર ઘણું વિશાળ છે, અને તેમાં પણ બીજા અનેક ઉપવર્ગો પાડી શકાય જેવા કે Designers (**સુરમ્ય રચનાકારો**) subject painters (**વસ્તુચિત્રકાર**) Illustrator (**લેખકચિત્રકાર**) Decorators (સુશોભકાર).

**Deduction**, ૧. ૧. **પરામર્શ** [મ.ન]

ન્યા. શા. ૮૭: 'મનુષ્ય દોષપાત્ર છે' એવા નિર્દેશ ઉપરથી 'રાજા દોષપાત્ર છે' એ નિર્દેશ ઉપર આવવાના વ્યાપારને પરામર્શ કહે છે,

અને એવા પરામર્શની જ મુખ્ય રીતે આ શાસ્ત્રના આ વિભાગમાં પરીક્ષા કરવાની છે માટે તેને **પરામર્શખંડ** કહે છે.

**૨. પરામર્શાનુમાન** [મ. ૨.]

શિ. ઇ. ૧૨૪: સ્કોલેસ્ટિસિઝમે સીમાત્યાગની ભૂલ કરી હતી. પણ તેના પરિણામ તરીકે પરામર્શાનુમાનની શક્તિ સંવર્દ્ધિત થઇ હતી.

**૨. ૧. અનુમાન** [મ. ન. ન્યા. શા.]

**૨. પરામર્શજન્ય જ્ઞાન** [હી વ્ર.]

સ. મી. ૧૭૦.

**Deductive—નિર્ણયપ્રયોજક** [ચ. ન.]

સ. ૧૯, ૨૭૧: સમાલોચનાની બે પદ્ધતિઓ હોય છે: (૧) નિર્ણયપ્રયોજક અર્થાત્ અંગીકૃત નિર્ણયોનો પરીક્ષ્ય ઉપર પ્રયોગમાત્ર કરનારી, અને (૨) **નિર્ણયગામી** અર્થાત્ પરીક્ષ્યની પરીક્ષા કરીને ત્હેને પરિણામે નિર્ણય ઉપર આવનારી. પ્રથમ પદ્ધતિને ઈંગ્રેજીમાં d. કહે છે, અને બીજી પદ્ધતિને inductive કહે છે.

**Deductive logic—૧. પરામર્શખંડ** [મ. ન.]

ન્યા. શા. ૮૭: જુઓ Dednction.

**૨. અનુમાન** [ગો. મા.]

સા. જી. ૯૬: ઉત્સર્ગરચનાના ન્યાયશાસ્ત્રને ઈંગ્રેજીમાં Induction અથવા વ્યાપ્તિની પ્રાપ્તિ કહે છે અને લક્ષણદ્રષ્ટાની દૃષ્ટિસૃષ્ટિના ન્યાયશાસ્ત્રને Deduction એટલે અનુમાન કહે છે.

**Deductive method—નિગમનપદ્ધતિ** [આ બા.]

આ. ધ. ૧૮: નિગમનપદ્ધતિ (D. M.)—એટલે સ્વતંત્ર રીતે વસ્તુના મૂળ સ્વરૂપમાંથી જ પ્રસ્તુત વિષયમાં સિદ્ધાન્તો ઉપજાવી કાઢવાની પદ્ધતિ, જેને અનુસરવાથી તાત્ત્વિક અને આકસ્મિક અંશનો ભેદ પાડી શકાય છે.

**Deductive science—પરામર્શનિબંધનશાસ્ત્ર** [મ. ન.]

ન્યા. શા. ૧૩૫: પરામર્શનિબંધનશાસ્ત્રો તેને જાણવાં કે જેમાં, સિદ્ધ કરેલી વ્યાપ્તિઓને અમુક અમુક વ્યક્તિ પરત્વે લગાડવાનો, એટલે કે આપેલા સાધ્યાવયવને પક્ષાવયવ યોજી આપી નિગમન ઉપજાવવાનો વ્યાપાર થતો હોય છે.

**Defensive war, ૧. વારણયુદ્ધ** [ન.લા.]

સ. ન. ગ. ૪૭૯: વારણ યુદ્ધ એટલે ચઢી આવેલા શત્રુને નિવારી પોતાનું રક્ષણ કરવું હોય તે પ્રસંગે રાજાએ સંગ્રામમાંથી પાછા ફરવું નહિ, પણ ક્ષત્રીનો ધર્મ શો છે તેનું વારંવાર સ્મરણ કરી ઉત્સાહથી લડવું.

**૨. આત્મરક્ષાયુદ્ધ, પ્રાસેયુદ્ધ** [દ.બા.]

**Deification, દેવપ્રતિષ્ઠા** [ગો. મા.]

સા. જી. ૨૧૪: જુઓ Apotheosis.

**Deist—એકેશ્વરવાદી** [ન. લ.]

ઈ. ઇ. ૨૮૭: એ (લૉર્ડ શેફ્ટસબરી) ધર્મમતમાં માત્ર એકેશ્વરવાદી (d.) હતો. એટલે ઈશ્વર છે એ સિવાય બીજું કાંઈ પણ ધર્મમાં માનતો નહિ.

**Deliberation, ૧. વિચારણા** [મ. ન.]

ચે. શા. ૬૦૯: વિચારણા પછી છેવટનો જે નિશ્ચય તે સારો અને બુદ્ધિયુક્ત હોય તો ફરી ફરી કરવો પડતો નથી.

**૨. વિમર્શ** [પ્રા. વિ.]

**૩. વિમર્શન** [કે. હ. અ. નો.]

**Demagogue, ૧. લોકાનુચર** [મ. ૨.]

શિ. ઈ. ૫૩૯: જુઓ Anarchy.

**૨. કૂટનેતા** [પુનર્વસુ]

સુ. ૧૯૮૨, આષાઢ, ૭૮: ઇતિહાસદ્રષ્ટિવિહોણા તંત્રીઓને પણ સાહિત્યના Dd. (કૂટનેતાઓ) બાહોશ તંત્રી તરીકે સાતમે આસમાને ચડાવે છે.

**૩. લોકછંદાનુવર્તી, લોકભક્ત** [દ. બા.]

**Dementia praecox**(*Psycho-ana.*) **મનોવ્યાપારસંતુષ્ટિ** [ભૂ. ગો.]

**Democracy, ૧. પ્રજાસત્તાક રાજ્ય** [અજ્ઞાત]

**૨. બહુશાસન** [મ. ૨.]

શિ. ઈ. ૪૦: જુઓ Aristocracy.

**૩. પ્રજાશાસન** [બ. ક.]

યુ. સ્ટે. ૭૮: જુઓ Aristocracy.

૪. **લોકશાસન** [ર. વા.]

નિ. ૧, ૪૯: વેપારમાં સ્વાભાવિક રીતે આપખુદ કે એકહથ્થી સત્તાને અવકાશ નથી. તેમાં સર્વનો સરખો સમાસ છે. આપણાં પંચો, મહાજનો વગેરે એ સૂત્રનું સમર્થન કરે છે. લોકશાસનનાં તત્ત્વો આપણે ત્યાં વિદ્યમાન છે એટલું જ નહિ પણ પ્રવર્તમાન છે.

૫. **લોકતંત્ર** [ચં. ન.]

સ. ૧૯૨૧, માર્ચ: સર્વ સ્વરાજ્યવાદીઓ–શું મિતવાદીઓ કે શું અસહકારવાદીઓ–એ તો એકમતે અને એકે અવાજે કહી રહ્યા છે કે જ્યાં સુધી અધિકારીતંત્રને સ્થાને લોકતંત્ર સ્થપાયું નથી ત્યાં સુધી લોકહિતને અને લોકમતને જે માન મળવું જોઈએ તે મળવાનું નથી.

૬. **લોકશાહી** [મ. હ.]

સ. મ. ૯: અમેરિકા લો. લોકશાહીના એ જબરા પ્રયોગને હાલ ઘડીએ કાળપ લગાડનાર રાજકીય અનીતિમાં પડેલા અમેરિકનની કલ્પના પણ પોતાના દેશના વિસ્તાર અને સાધનોથી જાગૃત થયેલી જણાશે.

૭. **પ્રજાયત્ત રાજ્યતન્ત્ર** [આ.બા.]

વ. ૨૬, ૨૮૩: આ પ્રાસંગિક નોંધમાં જે વિષય તરફ હું વાચકનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું તે પૂર્વોક્ત ગણિત અને ભૌતિકશાસ્ત્ર કરતાં વધારે વ્યાવહારિક મહત્ત્વનાં છે, કારણ કે મનુષ્યનું સામાજિક જીવન અત્યારે એમાં પરોવાએલું છે: અને એ વિષય તે 'D'. અર્થાત્ પ્રજાયત્ત રાજ્યતન્ત્ર.

**Democrat**—**લોકતંત્રવાદી** [ચં ન.]

સ. ૨૬, ૧૦૪: જેઓ લોકતંત્રની હિમાયત કરે છે તેઓનો મુખ્ય મુદ્દો જ એ છે કે જ્યાં સુધી રાજ્યતંત્રમાં લોકમતને પ્રથમ સ્થાન આપવામાં નહિ આવે ત્યાં સુધી આવું લોકહિત સધાવાનું નથી. લોકતંત્રવાદીઓ આ બાબત પુકારી પુકારીને કહી રહ્યા છે.

**Democratic**, ૧. **પ્રજાસત્તાક** [અજ્ઞાત]

૨. **લોકભોગ્ય** [આ. બા.]

વ. ૨૪, ૨૦૦: એ સાહિત્ય વિદ્વદ્ભોગ્ય નહિ પણ લોકભોગ્ય (D.) થવું જોઇએ અને એનો વિષય પણ સામાન્ય જનનું હૃદય હોવું જોઇએ એમ એ ઉત્સાહપૂર્વક પ્રતિપાદન કરતા.

**Demonstration**, **પ્રયોગસિદ્ધિ** [દ.બા.]

**Demonstration farm**—**પ્રદર્શનક્ષેત્ર** [વ. ઍા.]

વ. ૪, ૫: ખાસ મહત્ત્વનો ઠરાવ એ થયો કે પ્રયોગીક્ષેત્ર (Experimental farms) ઉપરાંત દરેક થાણાને અંગે કેટલાંક પ્રદર્શન ક્ષેત્રો (D. ff. ) રાખવાં–જેથી લોકને નવી પદ્ધતિના લાભ નજરોનજર જણાય.

**Denotation**, ૧. **વ્યક્તિવિશિષ્ટતા–ત્વ** [મ. ન. ચે. શા. ૩૨૯ અને ૩૩૪]

૨. **ધર્મીવ્યાપ્તિ** [રા. વિ. પ્ર. પ્ર. ૧૩.]

૩. **દર્શનાર્થ** [મ. ર.]

અ. ન્યા. ત્રણેનાં અવતરણો માટે જુઓ Connotation.

૪. **ક્ષેત્ર** [બ. ક.]

લિ. ૪: ક્ષેત્ર ( d. ડીનોટેશન ) આમ વધતું ગયું, તેમતેમ મૂળ શબ્દની શાસ્ત્રીય વ્યાખ્યા બાંધવાનું કામ વધુ વધુ અઘરું થતું ગયું.

**Deomorphic**[1] – **theomorhpic**, **ઇશ્વિરગુણધારી** [ન. ભો.]

---

૧. આ શબ્દ અંગ્રેજી કોશોમાં નથી, અમુક સંજોગોમાં અનિવાર્ય લાગવાથી યોજકે કરેલું નવું જ ઘડતર છે. એ સંબન્ધમાં એમના પોતાના શબ્દો ખુલાસારૂપે ઉપયોગી થઇ પડશે:—

"અંગ્રેજી કોશમાં Deo-morphic શબ્દ નહિં જડે તે હું જાણું છું. મ્હેં જે સ્થળે એ શબ્દ મૂકયો છે તે સ્થળનો સંદર્ભ જોતાં જણાશે કે મ્હેં ખાસ હેતુથી એ શબ્દ નવો ઘડયો છે. આ રીતે નવા શબ્દ ઘડવાની આવશ્યક્તા ઉત્પન્ન થાય તો તેમ કરવાની અમુક મર્યાદામાં છૂટ સર્વેને છે–(Phono-genesis શબ્દ મ્હેં Pathogenesis ના સામ્ય ઉપર ભાષાશાસ્ત્રને અંગે ઘડીને યોજ્યો છે; તેમ અહિં અન્ય વિષયમાં આમ છૂટ લીધી છે–ઘડતરનો હક કર્યો છે. )

"આ શબ્દ સ્હામે વાંધો hybridપણાનો કાઢી સકાય ખરો. ઉત્તરમાં hybridની યોજનાઓ પણ સ્વીકારાય છે તેટલું કહી સકાશે. છતાં

જુઓ Anthropormorphist.

**Deontology, કર્તવ્યશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર** [દ. બા.]

**Description**, ( as distinct from *definition* લક્ષણ) ૧. **વર્ણન** [મ.ન.]

ન્યા. શા. ૪૫: આ પ્રકારના નિયમાનુસાર નહિ, પણ અતિવ્યાપ્તિ અવ્યાપ્તિ આદિ દોષ વિનાનું જે લક્ષણ હોય તેને "વર્ણન" કહેવાય છે.

૨. **વ્યાખ્યા** [ક. પ્રા.]

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના હીરક-મહોત્સવપ્રસંગનું વ્યાખ્યાન.

૩. **ઉપલક્ષણ** [રા. વિ.]

પ્ર. પ્ર. ૫૭: પદવ્યાપ્ય ધર્મોનો નિર્દેશ કરવાને બદલે પદના સ્વભાવસાધ્ય ધર્મો અને આકસ્મિક ધર્મો બતાવી પદાર્થનું ઓળખાણ આપ્યું હોય તેને આપણે ઉપલક્ષણ કહીશું.

**Knowledge by description–વર્ણનાત્મક-શ્રુત-પરોક્ષજ્ઞાન** [હી. વ્ર.]

સ. મી. ૧૫૩: અહીં માત્ર જ્ઞાનના જે બે પ્રકાર છે—એક 'પરિચયાત્મક જ્ઞાન' એટલે સાક્ષાત અપરોક્ષ જ્ઞાન, અને બીજો 'વર્ણનાત્મક જ્ઞાન' એટલે શ્રુતજ્ઞાન વા પરોક્ષ જ્ઞાન, તે બેની વચ્ચે રહેલ સ્પષ્ટ ભેદનું સ્પષ્ટીકરણ કરવાનો આશય છે.

**Design, યોજના** [ન. લ.]

ન. ગ્રં. ૨, ૭૪: દરેક પુસ્તકની તુલના કરવામાં તેની યોજના અને કૃતિનો વિચાર કરવો જોઇએ. પારિભાષિક અર્થમાં આ બે શબ્દ અમે જ પ્રથમ વાપરીએ છઈએ, તેથી તેનું કાંઈ વ્યાખ્યાન અમારે કરવું જોઇએ. કાંઈ જુગતી–ગોઠવણ કરવી તે યોજના એ અર્થ તો જનપ્રસિદ્ધ જ છે. પણ વિવેચનશાસ્ત્રમાં એનો અર્થ એમ કરવો, કે ગ્રંથકાર પોતાના ગ્રંથમાં જે વસ્તુ જે રીતે જે ઉદ્દેશથી લખવાનો પ્રથમ નિર્ણય કરે છે, તે વસ્તુ, તે રીત અને તે ઉદ્દેશ એ સઘળાનું નામ યોજના. ઉદ્દેશ પ્રસંગને ગણ્યો હોય તો એ ચાલે. D. ને માટે એ શબ્દ અમે કામમાં લીધો છે. એ યોજનાને પાર પાડવી તે કૃતિ.

**Designer—૧. સંયોજક** [ગ. વિ.]

અમદાવાદનો જીવનવિકાસ, ૨૬: અત્યાર સુધી જેને આપણે સ્થાપત્ય ગણતા આવ્યા છીએ, એ, બંધાવનાર તેમ જ પ્રજાના આનંદની મૂર્તિરૂપ હતું. બંધાવનારાઓમાં તેના સંયોજકો (dd) થી તે ઠેઠ પત્થર ઘડનારાઓ સુધી હરેક તેના નાના મોટા ભાગોમાં રસ લેતું.

૨, **મુખ્ય રચનાકાર** [ રવિશંકર મહાશંકર રાવળ]

જુઓ Decorator.

---

એટગ્રો જ વાંધો નડતો હોય તો Theomorphic એમ ફેરવવાને હું તૈયાર છું "–ન. ભો. : ખાનગી કાગળ, તા. ૨–૧૧–૨૭.

---

**Despotism, ૧. વ્યક્તિરાજ્ય** [મ. ન.]

સ. ૧૮, ૧૩૯: આપણા દેશમાં, તેમ જ જે જે દેશમાં વ્યક્તિરાજ્ય (despotic government) નથી તે સર્વ દેશોમાં, જાહેર ભાષણોની એટલી બધી અગત્ય છે, કે એ કલાનો આવો અનાદર શાથી આવે છે તેનું કાંઇ વિશેષ કારણ પણ તપાસવું જોઈએ.

૨. **નિષ્ઠુરશાસન** [મ. ર.]

એ. ની. ૨૪૨: રાજશાસન વિકૃતિ પામતાં નિષ્ઠુરશાસન થાય છે.

૩. **સ્વેચ્છાશાસન** [ક. મા.]

કે. લે. ૧, ૧૧૬: એકશાસન અથવા એક રાજાનું સ્વેચ્છાશાસન (d.) જેવું નવાબી વખતમાં નવાબનું હતું તે.

**Destructive, ૧. ઉચ્છેદક** [પ્રે. ભ.]

જુઓ Negative.

૨. **વિનાશક** [ચં. ન. ]

સ. ગોવર્ધનસ્મારક, ૭૪

૩. **ખંડનાત્મક** [ચં. ન.]

સ. ૨૬, ૫૯: શું સિદ્ધાન્તના સંબંધમાં કે શું શબ્દપ્રયોગના સંબંધમાં, **નિષેધાત્મક** (negative) ખંડનાત્મક (d.) સ્વરૂપ તે ગૌણ હોવું જોઇએ.

૪. **વિધ્વંસક** [કિ. ઘ.]

ન. સ. ૧, ૩૫૦

નહિ આપેલાં અવતરણો માટે જુઓ Constructive.

**Detective, ૧. ગુપ્તશોધક** [ન. ભો.]

પ્રે. ના. ૧૯: પ્રસ્તુત નાટકોમાં સમર્થમાં સમર્થ સાહિત્ય વિષયનો ગુપ્તશોધક (D.) પ્રેમાનન્દને પકડી કાઢી સકે એમ નથી.

૨. **ભેદપારખુ** [વિ. ક.]

કૌ. ૧, ૩, ૧૩૦: આમ કરવામાં લખનાર કૈં પણ કારણ વિના ભેદપારખુ ( ડીટેક્ટીવ ), મોટરબોટ, એરોપ્લેન, રીવોલ્વર, પીસ્તોલો ને રોમાંચ કરાવે તેવાં અસંખ્ય સાહસોનો ઉપયોગ કરે છે.

૩. **ગુપ્તચર** [અજ્ઞાત]

૪. **ચર, ચિત્રગુપ્ત** [દ. બા.]

**Detective story**—૧ **ભેદવાર્તા** [વિ. ક.]

કૌ. ૧, ૩, ૧૨૯: સાહિત્યસૃષ્ટિમાં ભેદવાર્તાનું('ડીટેકટીવસ્ટોરી'નું) સ્થાન જરા કઢંગું છે.

૨. **ભેદીવાર્તા** [ દ. બા. ]

**Determinism**, **અવશ્યંભાવિવાદ, નિયતવાદ** [દ. બા.]

**Devolution**, **અપક્રાન્તિ** [બ. ક.]

લિ. ૬૬: પાર્થિવતામાંથી આર્યતા એ સમુત્ક્રાન્તિ (Evolution ઇવોલ્યૂશન). આર્યતામાંથી પાર્થિવતા–પાશવતા એ અપક્રાન્તિ (D. ડીવોલ્યૂશન).

**Dialectic**, **વિવાદશાસ્ત્ર** [આ. બા.]

વ. ૨૪, ૨૪૭: વૈશેષિક દર્શનમાં જેમ આત્માના ગુણમાં બુદ્ધિને ગણાવીને, પછી બુદ્ધિના વિભાગમાં યથાર્થ જ્ઞાન અને અયથાર્થ-જ્ઞાન એમ વિભાગ પાડીને યથાર્થ જ્ઞાનના સાધનના નિરૂપણમાં પ્રત્યક્ષ અનુમાન વગેરે પ્રમાણનો વિચાર(Logic) કર્યો છે, એમ જ એકલું અક્ષપાદના ન્યાયશાસ્ત્રમાં નથી.એમાંતો Dialogue ઉપરથી 'Dialectics' યાને વિવાદશાસ્ત્ર રચ્યું છે, અને તેની સાથે 'Logic' યાને પ્રમાણશાસ્ત્ર પણ આપ્યું છે.

**Diamond**,

**Diamond jubilee**–૧.**હીરકમહોત્સવ** [અજ્ઞાત–ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી]

૨. **મણિમહોત્સવ** [આ. બા.]

વ. ૪૮. ૧૩૪૪ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિને આ વર્ષે સાઠ વર્ષ પૂરાં થયાં તેની ખુશાલીમાં ગઇ તા. ૯ માર્ચથી આરંભીને ચાર દિવસ એની 'ડાયમન્ડ જ્યુબિલિ' અર્થાત્ મણિમહોત્સવ' ( સોસાઇટીનું અધિકારિમંડલ એને 'હીરકમહોત્સવ' કહે છે, પણ એ ' તરજુમિયો શબ્દ અમને ઓછો કર્ણપ્રિય લાગવાથી અમે એને મણિમહોત્સવ કહ્યો છે,) ઉજવવામાં આવ્યો હતો.

**Diamond wedding**—**સાભાગ્યમહોત્સવ, સૌભાગ્યનો મણિમહોત્સવ** [આ. બા.]

વ. ૧૩, ૧૩૭: જુઓ Wedding.

**Diarchy**, ૧. **દ્વિરાજ્યશાસન** [ ચં.ન.]

સ. ૨૪, ૧૨૬: બ્રિટિશ સરકાર હિન્દી સરકારની આપખુદ સત્તા ચાલુ રાખવા અને માત્ર તાબાની પ્રાંતિક સરકારને દ્વિરાજ્યશાસન –ડાયર્કી (D.) માં બદલી નાખવા માગે છે.

૨. **દ્વિદલી રાજ્યપદ્ધતિ** [ આ. બા.]

વ. ૨૪, ૨૦૧: મોન્ટફોર્ડ ઍક્ટથી અત્રેના રાજ્યતન્ત્રમાં દાખલ કરેલ દ્વિદલી રાજ્યપદ્ધતિ (D.) ને જોઈએ તેવી અજમાયશ હજી અપાઇ નથી.

**Dichotomy**, ૧. **નિષેધમુખ વિભાગ** [ મ. ન ]

ન્યા. શા. ૪૩: વિભાગનો સરવાળો વિભક્તની બરાબર થાય માટે વારંવાર નિષેધમુખ વિભાગ કરવાની રીતિ પ્રયોજવામાં આવે છે.

૨. **ભાવાભાવાત્મક વિભાગ** [રા. વિ.]

પ્ર. પ્ર. ૨૭: પ્રમાણશાસ્ત્રીઓએ એવી યુક્તિ શોધી છે કે ભેદક તત્ત્વમાં અમુક ધર્મના ભાવ અને અભાવ ઉપર જ વિભાગો કરવા. વસ્તુઓના વિભાગો આપણે સજીવ અને નિર્જીવ કર્યા તે વિભાગો જીવના ભાવ અને અભાવ ઉપરથી જ થયા છે. આ ભાગના વિભાગને, બીજો વધારે સારો શબ્દ ન જડે ત્યાં સુધી, આપણે ભાવાભાવાત્મક વિભાગ કહીશું.

૩. **દ્વિભાગ** [મ. ર.]

અ. આ: નૈયાયિક દૃષ્ટિએ જોતાં સર્વથી પૂર્ણ વિભાગ 'દ્વિભાગ' (d.) કરીને છે, જેમાં એક ગુણ લઇને અમુક જાતિના તે ગુણ હોય તેવી ઉપજાતિ અને ન હોય તેવી ઉપજાતિ એવા ભાગ કરવામાં આવે છે.

૪. તદ્દતત્વિભાગ [દ. બા.]

**Dictator**, ૧. સર્વોપરિઅધિકારી[ન.લા.]

સ. ન. ગ૦ ૩૨૫: શ્રીમંતોએ લોકોનો પોકાર સાંભળી તેઓનું મન મનાવવાને તેઓનો પસંદ કરેલો એક સર્વોપરિ અધિકારી–ડિક્ટેટર (પોતાનામાંનો) ઠેરવ્યો.

૨. સર્વસત્તાધીશ [ન્હા. દ.]

ચિ. દ. ૪૩: જુઓ Autocrat.

૩. સર્વાધિકારી [મ. ર.]

બ્રિ. હિં. વિ. ૧,૨૯: બિસ્માર્ક સર્વાધિકારીના કરતાં ઓછી પદવી સહે એવો આદમી નહોતો.

૪. સરમુખત્યાર [નવજીવન]

૫. યથેષ્ટ આદેષ્ટા [હિં. હિ.]

વ. ૨૦, ૪૭૧: ગાંધીજી આ ઠરાવથી 'D.' યાનેયથેષ્ટ આદેષ્ટા નહિ,પણ માત્ર'sole executive authority' યાને સ્વતન્ત્ર કાર્યાધીશ નીમાયા છે.

૬. સર્વસત્તાધિકારી [ક. મા.]

સ્વપ્નદ્રષ્ટા, પ્રકરણ ૯: "તમારા d. (સર્વસત્તાધિકારી) એ શું કર્યું?" હસીને કાપડિયાએ પુછ્યું.

૭. એકાધિપતિ [રા.વિ.]

પ્ર. ૮. ૧૬૪: જર્મનીની હાર પછી જનરલ પિલ્સુડસ્કીએ એકાધિપતિનું પદ (dictatorship) ધારણ કર્યું અને એક બંધારણ ઘડયું.

**Didactic**, ૧. બોધક [મ. ન.]

સુ. ગ. ૭૫૩: અંગ્રેજીમાં બોધક (D.) અને સ્વભાવોક્તિમય (Narrative) કાવ્યો હોય છે તેનો તેમને ઉત્તમ કાવ્યરૂપે રસ લાગ્યો હોય એ સંભવિત છે.

૨. બોધપરાયણ [ન. ભો.]

પાંચમી પરિષદ્, ૩૨: અન્ય કવિયો બોધપરાયણ (d.) પદ્યો, ચાબખા, ઇત્યાદિવડે ધર્મ, નીતિ, વગેરે વિષયોને અંગીકૃત કરે છે.

૩. શિખામણીઆ [ર. વા.]

નિ. ૧, ૧૪૫: આ દેશની પ્રજાને શીખામણીઆં લખાણ (d. writings) વધારે અસર કરે છે. રા. ડાહ્યાભાઇનાં નાટકોમાં આ તત્ત્વોનો જેટલો વિસ્તૃત ઉપયોગ થઈ શકે તેટલો કરવામાં આવ્યો હતો.

૪. સુબોધક [બ. ક.]

લિ. ૧૨૨: પાશ્ચાત્ય કાવ્યમીમાંસામાં પણ d. (ડાઇડેકિટક સુબોધક) કવિતા કરતાં ઊંચી gnomic (નોમિક, અમર અને તેજોમય સૂત્રશૈલીબદ્ધ) કવિતા, અને સૌથી ઊંચી Prophetic (પ્રોફેટિક) અથવા inspired (ઇન્સ્પાયર્ડ એટલે કે દૃષ્ટા–સ્રષ્ટાની પ્રાસાદિક લોકોત્તર) કવિતા, એ પ્રમાણે સ્વીકારાય છે.

૫. દાદોક્તિક [દ. બા.]

**Didacticism**—પાદરીવેડા [વિ. ક.]

કૌ. ૧, ૪, ૧૯૦: શાસ્ત્રરુાં હોવા જ જોઇએ એવા પાદરીવેડા ('ડાયડેકટીસીઝમ') ને શુષ્કતા એમાં નથી.

**Difference**, ૧. ૧. વૈધર્મ્ય [મ. ન.]

ચે. શા. ૭૬૧.

૨. ૧. વિશેષધર્મ [મ. ન.]

ચે: શા. ૧૮૯: કોઇ એક પદાર્થ એક પુરુષ કે હીરો કે ગમે તેને સ્પષ્ટ અને યથાર્થ રીતે વિલોકવા માટે તેના જે જે વિશેષ ધર્મ હોય તે લક્ષમાં લેવા જોઇએ.

૨. વિશેષ [મ. ન. ન્યા. શા. ૧૫૫.]

**Differentia**, ૧. વિશેષ [મ. ન]

ચે. શા. ૩૫૦: બાળક પાસે આરંભે જ એકાદ છોડના સર્વ આકૃતિક વિશેષ ગણાવવાની આશા રાખવી એ ભુલભરેલું છે.

૨. અસાધારણ ધર્મ [રા. વિ.]

પ્ર. પ્ર. ૫૩: લક્ષણ બાંધવામાં આપણે લક્ષ્ય પદના સામાન્ય અને અસાધારણ ધર્મોનો નિર્દેશ કરીએ તો પૂરેપૂરું લક્ષણ બંધાઇ રહે.

૩. વ્યાવર્તકધર્મ [મ. ર.]

અ. ન્યા. જુઓ Connotation.

**Differentiation**, ૧. વ્યાવૃત્તિ [રા. વિ.]

પ્ર. પ્ર. ૫૨: આપણે પ્રથમ કહેલ છે કે વિચાર કરવામાં બુદ્ધિ સમન્વય કરે છે. તેમાં પૃથક્કરણનો વ્યાપાર, તફાવત કરવાનો, જૂદાં પાડવાનો–વ્યાવૃત્તિ કરવાનો વ્યાપાર પણ થાય છે.

૨. ભેદાવગાહી જ્ઞાન [પ્રા. વિ.]

**Diffused**, ૧. સર્વાગ્રદૃષ્ટિવાળું [ન. લ.]

ન. ગ્રં. ૨, ૨૩૦: જુઓ Concise.

૨. **વિકીર્ણ** [મ. ન.]

ચે.શા.૭૧:જુઓ Absentmindedness.

**Diffusion**, ૧. **વિશરણ** [મ. ન.]

ચે. શા. ૧૦૪: દા. ફેરીઅર એમ કહે છે કે તંતુગત શક્તિનું વિચારમાં જે આંતર વિશરણ થાય છે અને વ્યાપારમાં જે બાહ્ય વિશરણ થાય છે ત્હેને વ્યસ્ત પ્રમાણનો સંબંધ છે.

૨. **પ્રસરણ** [કે. હ. ધ્રુ. નો.]

**Digression**, ૧. **આડકથા, વિષયાન્તર** [જૂના]

૨. **પ્રસંગાન્તરતા** [ન. ભો.]

ગુજરાતનો નાથ, ઉપોદ્‌ઘાત, ૬: વૃત્તાન્તના પ્રબલ વેગમાં લેખકને વૃથા વર્ણનો, અનાવશ્યક પ્રસંગો. પાંડિત્ય-દર્શક અથવા ફિલસુફીમાં રમનારી લાંબી લાંબી અપ્રસ્તુત ચર્ચાઓ ઇત્યાદિ ખેલ માટે નવરાશ જ જણાતી નથી. Dd. (પ્રસંગાન્તરતાઓ) આણે છે ત્યહાં પણ ઔચિત્ય, સંયમ, વિરલતા એ ગુણો સમતોલતા સાચવે છે.

**Dilemma**, ૧. **પાશ** [મ. ન.]

ન્યા. શા. ૭૯: પાશનો પ્રકાર જ એવો છે કે તેના ગમે તે અંગનો સ્વીકાર અસ્વીકાર કરતાં જ અન્ય અંગનો અસ્વીકાર સ્વીકાર સહજે પ્રાપ્ત થાય છે.

૨. **નદીવ્યાઘ્રન્યાય, ઉભયતઃપાશારજ્જુન્યાય** [રા. વિ.]

પ્ર. પ્ર. ૧૫૧: પશ્ચિમના પ્રમાણશાસ્ત્રીઓ, આ સાંકેતિક અને વૈકલ્પિક વાકયોના મિશ્રણથી થતી એક પ્રમાણપદ્ધતિ સ્વીકારે છે જેને આપણા શાસ્ત્રકારો નદીવ્યાઘ્રન્યાય કહે છે. કોઇ માણસની એક બાજુ પૂર આવેલી નદી હોય અને બીજી બાજુ વાઘ હોય અને તે માણસ જેમ વચમાં સપડાઈ જાય તેમ આમાં પ્રતિવાદી બે વિકલ્પો વચ્ચે સપડાઇ જાય છે...આ પદ્ધતિ પ્રતિવાદીને પકડવાની છે માટે તેને ઉભયતઃપાશારજ્જુન્યાય પણ કહે છે.

૩. **વિકલ્પાસહપ્રશ્ન. તર્કાસહપ્રશ્ન** [હી. વ્ર.]

સ. મી. ૫૭: આર્ય દર્શનશાસ્ત્રોની પદ્ધતિ પ્રમાણે એનું ખંડન આ પ્રમાણે થઇ શકે. એ ખંડનપદ્ધતિને વિકલ્પાસહ, ઉભયતઃપાશારજ્જુ, વા તર્કાસહપ્રશ્ન કહે છે. પદાર્થ માત્ર કાં તો સદ્-ત્રિકાલાબાધ્ય-રૂપ હોઇ શકે, વા અસદ્-ત્રિકાલબાધ્ય-રૂપ હોઇ શકે, વા સદસદ્‌વિલક્ષણ હોઇ શકે, આ ત્રણ કોટિવ્યતિરિક્ત કોઇ કોટિ જ નથી.

૪. **ઉભયતઃપાશ** [ગ્રા. બા.]

વ. ૨૫, ૨૦૩: પ્રભુ અતિદૂર હોય ત્યહારે પણ અદૃશ્ય, અને અતિસમીપ હોય ત્યહારે પણ, એ અતિ નિકટપણાને લીધે જ અદૃશ્યઃ હાવી ઉભયતઃપાશની સ્થિતિમાં "ભવ્ય ગુલાબી ઉષા સ્વરૂપે પ્રગટે પ્રભુ એ ઠામ!" એ ચમત્કાર શી રીતે થતો હશે?

૫. **વૈકલ્પિક સંધાન** [મ. ૨.]

અ. ન્યાઃ એક ત્રીજા પ્રકારના સંધાનમાં બે સંકેતોમાંથી ગમે તે સ્વીકારીએ તો પણ કંઇક અનુમાન નીકળે છે. એ વૈકલ્પિક સંધાન (d.) કહેવાય છે.

૬. **ધર્મસંકટ** [ન. ભો.]

અપ્રકટ નોંધપોથી

૭. **ઉભયતોઆપત્તિ** [દ. બા.]

**Dilettante**, **સાહિત્યશોખી** [વિ.ક.]

કૌ. ૩, ૩, ૧૮૨: આ મહાન સાહિત્ય-સ્વામીને કેટલાકો માત્ર 'નિહિલીસ્ટ' અને સામાન્ય સાહિત્યશોખી ('ડીલીટન્ટી') તરીકે ઓળખાવે છે.

**Diphthong**, **યુગ્મસ્વર** [ન. ભો.]

વ. ૧૬, ૨૨૫: 'ઐ' અને 'ઔ' એ d. (યુગ્મસ્વર) ની સ્થિતિ જુદી છે.

**Diplomacy**, ૧. **નયવ્યવહાર, રાજનીતિ** [ગો. મા.]

સ. ચં. ૪, (૧) ૭૨: અશ્રુતપૂર્વ અક્ષૌહિણી સેનાઓ મનુષ્યનાં સદ્‌ભાગ્યનું કચ્ચરઘાણ વાળવા યુરોપમાં ખડી થઈ છે, ત્યારે નય-વ્યવહાર (d.) નું શબ્દબ્રહ્મ એ સેનાઓની માયાને સ્વપ્નના દંભ જેવી અકર્મકર કરી નાખે છે. (૨) ૨૩૯: અર્જુન રાજ્યનીતિ-Statesmanship-માં કુશળ છે તો દુર્યોધન રાજનીતિ-d.-માં કુશળ છે.

૨. **રાજ્યવ્યવહાર** [મો. ક.]

ગાં. વિ. ૨૭૩: અંગ્રેજી ભાષા જે સત્તા

આજે ભોગવે છે તે ક્ષણિક છે. તે સામ્રાજ્યના રાજ્યવ્યવહારની (ડિપ્લોમસિની) ભાષા હશે, એ જુદો પ્રશ્ન છે.

૩. **રાજ્યનય** [મં. જ. સ. ૩૦, ૫૭૩:]

૪. **એલચીપણું** [બ. ક.]

સુ. ફાગણ ૯૮૩.

**Director,** ૧. **સૂત્રધાર** [ઉ. કે.]

બ્રિ. હિં. આ. ઇ: ઘણીવાર કમ્પનીના સૂત્રધારોની સંમતિ સિવાય હિંદુસ્તાનને લડાઈમાં ઉતરવું પડતું.

૨. **અનુશાસક** [ર. મ.]

વ. ૮, ૧૫૮: ઇસ્ટ ઇન્ડિયા કંપનીના (Court of Directors) અનુસાશક મંડળે હિન્દુસ્તાનની કેળવણી વિશે;મોકલેલા આજ્ઞાલેખમાં લખ્યું હતું....

**Disability,** ૧. **અનધિકાર** [વ. ઑ.]

વ. ૫, ૩–૪: સો વર્ષથી હિંદુસ્તાનમાં સર્વને માટે એક જ કાયદાઓ અને એક જ રાજ્યવહીવટ છે, સર્વનાં દુઃખો પણ એક જ છે અને રાજકીય અનધિકાર ( dd. ) પણ એક સરખા જ છે.

૨. **અધિકારહીનતા** [ન. દા.]

ગો. ભા. ૨, ૨, ૩૦: અમારા દેશમાં જ અમે જોઇએ તેટલી અધિકારહીનતા (dd. ) ભોગવીએ છીએ.

**Disaffiliated,** **અવમાન્ય** [ગૂ. વિ.]

વિ. ૧: અવમાન્ય એટલે એકવાર સ્વીકારી પાછળથી સ્વીકાર રદ કર્યો હોય એવું.

**Discipline,** ૧. **નિયમન, શાસન** [મ.ર.]

શિ. ઈ. (૧) ૨૫: બાઇબલ ઉપરથી જણાય છે કે યાહુદીઓના શિક્ષણમાં નિયમન સખત હતું. (૨) ૪૮૪: ડાકટરનું શાસન એ કેવો જોવા જેવો દેખાવ છે?

૨. **નિયન્ત્રણા** [આ. બા.]

વ. ૧, ૧૭૧: એક કેળવણી નિયન્ત્રણા (d.) નો માર્ગ સ્વીકારે છે, બીજી સ્વાભાવિક અસર ઉપર આધાર રાખે છે.

૩. **નિયમવશતા** [ન. ભો.]

વ. ૭, ૫૪૩: D. અને will-power, નિયમવશતા અને સ્વેચ્છાબળ, એ બે તત્ત્વોનો સંબન્ધ, બાળસ્વભાવમાં એ અંશોનું સ્થાન, બાળકેળવણીમાં એ અંશોને આપવાની પ્રધાન-ગૌણતા–એ અતિ કઠણ વિષય છે.

૪. **સુનિયન્ત્રણા**

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન; કેળવણીના અખતરા, ૬૦: સ્વાતંત્ર્ય અને સ્વતઃઆવિર્ભાવના પરિણામે સુનિયન્ત્રણા સ્વાભાવિક રીતે જન્મી છે.

૫. **વિનયનિયંત્રણ** [ન. ભો.]

રમ. મુ. ૧૮૬: એ એમ માને છે કે પોતે હજી વિનયનિયંત્રણમાં (under d.) છે.

૬. **શિસ્ત** [કિ. ધ.]

કે. પા. પ્રસ્તાવના, ૧૧: મારામાં સંયમની ખામી છે, પરિશ્રમશીલતાની ખામી છે, શિસ્ત-(d.)ની ખામી છે.

૭. **જીવનાચાર** [બ. ક.]

સુ. આશ્વિન, ૧૯૮૨, ૧૩૮; સંસ્કૃત વાઙ્મયમાં સંસ્કૃતિ, જીવનાચાર (ડે. ડિસિપ્લિન) અને **માનવતા** (hnmanism) (હ્યૂમેનિઝમ) ની જે પ્રતિમા કોરાયલી છે તે પ્રાચીન કે નવીન, નિર્જીવ કે સજીવન, બીજા કોઇ વાઙ્મયમાંથી આપણને મળે એમ નથી.

૮. **સંયમન** [ચં. ન.]

ગુ. પોષ, ૧૯૮૩, ૩૮૮: સંયમન (d.) અને **સંયોજન** ( organisation ) એમાં હજી આપણે આગળ વધવાનું છે.

૯. **વિનયન** [ પ્રા. વિ. ]

કો. ૫, ૮૩૮: નાની વયની તમામ કેળવણી યુવાવસ્થાનાં વર્ષોને ઉદ્દેશીને ઘડાએલી હોવી જોઇએ, અને આવાં કારણને લઇને ઘણા વિચારકો કેળવણીનાં શરૂઆતનાં થોડાંએક વર્ષોમાં સખત વિનયન. (d.) જોઇએ એમ કહે છે.

૧૦. **તન્ત્રનિષ્ઠા** [ દ. બા. ]

**Disciplinarian—શાસક** [મ. ર.]

શિ. ઇ. ૪૮૪: વિદ્યાર્થીઓને તેનો પ્રથમ અને મુખ્યત્વે કરીને શાસક તરીકે જ અનુભવ થતો.

**Discord,** ૧. **અસંવાદ** [ર. મ.]

વ. ૬, ૨૮૦: નીતિમાં સંવાદ (harmony) અને અનીતિમાં અસંવાદ (d.) હોય છે.

૨. **સ્વરવિરોધ** [ ગ. ગો. ]

ગા. વા. પા. ૧, ૨૪૩: અંગ્રેજી સંગીતમાં જેને કોંગ્રૂકોર્ડ (સ્વરૈક્ય) અને ડિસ્કોર્ડ ડિસ્સોનેન્સ કે **સ્વરવિરોધ** કહે છે તેના સંપૂર્ણ નિયમો આ વ્યવસ્થામાં આવી જાય છે.

૩. **સ્વરવૈષમ્ય** [ કે. હ. અ. નો.]

૪. **વિવાદ** [ દ. બા. ]

**Discrimination,** **વૈધર્મ્યગ્રહ, વૈધર્મ્યપરીક્ષા** [મ. ન.]

ચે. શા. (૧) ૫૯૨: પસંદગી વિષે જે અત્ર કહ્યું તેમાંથી એટલું સ્પષ્ટ જણાય છે કે એવા નિશ્ચયને વૈધર્મ્યગ્રહ સાથે ઘણો સંબંધ છે. (૨) ૩૭૧: જેટલે અંશે આપણે વૈધર્મ્યપરીક્ષા કરી સાધર્મ્યગ્રહ કરીએ તેટલે અંશે જ અનુમાનવ્યાપાર યથાર્થ થઇ શકે છે.

**Disintegrating,** **વિઘટક, વિશ્લેષક** [આ. બા.]

વ. (૧) ૧૩, ૨૮૪: ' Conscience ' અને 'Reason' રૂપી વિઘટક (d.) તત્ત્વો દેશમાં ફરી જગાડવામાં ન આવે તો સારૂં. સ્વદેશભક્તિની જે આજકાલ નવી જાગૃતિ આવી છે એ સુધારાના બળ તરીકે જેવી તેવી શક્તિ નથી— 'Reason' અને 'Conscience' કરતાં વધારે સ્થૂલ પણ વધારે સુગ્રાહ્ય અને બલવત્તર શક્તિ છે અને વિશેષમાં એ **સંઘટક** (integrating, unitying ) શક્તિ છે. ( ૨ ) ૨૪, ૨૪૮: સ્મરણમાં રાખવું જોઇએ કે યુરોપમાં યુનિવર્સિટિઓ **સંશ્લેષક** ( integrating ) બળ હતું અને અદ્યાપિ છે, વિશ્લેષક (d.) નહિ.

**Disintegration,** **આત્મપાત, વિસ્ખલન** [ દ. બા. ]

**Disjunctive** ( *proposition* ) ૧. **અન્યતરાન્વિત (નિર્દેશ)** [મ. ન.]

ન્યા. શા. ૭૭: સાપેક્ષ નિર્દેશમાં બે નિર્દેશને જે પરસ્પરાશ્રય હોય છે તે કરતાં અન્યતરાન્વિત નિર્દેશમાં વધારે હોય છે. સાપેક્ષ નિર્દેશમાં તો પૂર્વાંગના સ્વીકારથી ઉત્તરાંગનો સ્વીકાર, ને ઉત્તરાંગના નિષેધથી પૂર્વાંગનો નિષેધ એટલો જ પૂર્વોત્તરાંગને સંબંધ છે; પણ અત્ર તો નિર્દેશોને પરસ્પરાશ્રય એટલે સાપેક્ષ કરતાં દ્વિગુણિત આશ્રય છે એમ સ્પષ્ટ સમજાય છે. બેમાંથી ગમે તે એકના અસ્તિત્વથી બીજાનો પ્રતિષેધ થાય છે ને બેમાંના ગમે તેના પ્રતિષેધથી એકનું અસ્તિત્વ સમજાય છે. અન્યતરાન્વિત એ નામ પણ આવા અર્થને ઉદ્દેશીને જ આપેલું છે.

૨. **વૈકલ્પિક** (વાક્ય) [ રા. વિ.]

પ્ર. પ્ર. ૯૬: 'રેલવેના વાવટા કાં તો લીલા ને કાં તો લાલ હોય છે' 'આ તાવ કાં તો મેલેરિઆ ને કાં તો ટાઇફોઈડ છે' એ વૈકલ્પિક વાક્યો છે.

**Displacement,** ( *psycho-ana.* ) **સ્થાનભ્રંશ** [ભૂ. ગો.]

**Dissociation,** (*psycho-ana.*) **વિભાગ, વિચ્છેદ, વિચ્છિત્તિ, સંકલનક્ષય** [ભૂ. ગો.]

**Dissonance** **સ્વરવિરોધ** [ ગ. ગો. ]

ગા. વા. પા. ૧, ૨૪૩, જુઓ Discord.

**Distinction,** ૧. **વિલક્ષણતા** [ન. ભો.]

બીજી પરિષદ્, " અભિનયકલા, " ૧૧: અભિનયકલાનાં બીજાં સામાન્ય લક્ષણ-(૧) છાયા Tone (૨) વિલક્ષણતા (D.) અને (૩) શક્તિવિસ્તાર (Breadth) એ છે.

૨. **વ્યક્તિરેખા** [ગ્રા. બા. વ.]

૩. **ભેદ** [દ. બા.]

**Distinctive— વ્યવચ્છેદક** [ દ.બા. ]

**Distribution,** ( *Logic* ) ૧. **અવચ્છેદ** [મ. ન. ન્યા. શા.]

૨. **વ્યાપકતા** [ક. પ્રા.]

ગુ. શા. ૪૪, ૭૪: વાક્ય અને તેમાં પદોની વ્યાપકતા (d.)

**Division,**

**Cross Division** ૧. **સંકર** [રા. વિ.]

પ્ર. પ્ર. ૩૨: વિભાગ પાડવામાં બીજી એ સંભાળ રાખવાની છે કે એક જ વિભાગ કરવાના વ્યાપારમાં એક જ ભેદક તત્ત્વને વળગી રહેવું જોઇએ. જૂદાં જૂદાં ભેદક તત્ત્વોને સેળભેળ ન થવા દેવાં જોઈએ. એટલે કે વિભેદક તત્ત્વોનો સંકર ન થવા દેવો જોઇએ. વિભાગ પાડવામાં સંકર એ દોષ ગણાય છે.

૨. આડો વિભાગ [મ. ૨.]

અ. ન્યા. : વિભાગ એક વિભાગસૂત્રથી થવો જોઇએ, ઉદાહરણ તરીકે પુસ્તકોમાં આઠપેજી, બારપેજી, ફ્રેંચ, જર્મન, કોશો એવો વિભાગ કરવો નિરર્થક છે, કારણ કે કોઈ ફ્રેંચ અથવા જર્મન કોશ આઠપેજી અથવા કોઇ બારપેજી હોઇ શકે અને એ પ્રમાણે એકની એક વસ્તુ ત્રણેય વર્ગમાં આવી શકે. આવી જાતનો વિભાગ આડો વિભાગ (c. d.) કહેવાય, કારણ કે તેમાં એકથી વધારે વિભાગસૂત્ર છે અને તેથી કરીને ઉપજાતિઓ એક બીજીને આડે આવે છે.

**Division by Dichotomy**, જુઓ Dichotomy.

**Doggerel**, *adj.* પદ્યાભાસી [બ. ક.]

ઉ. જુ. ૧૭૯: હાલ હરિગીતિયા અને બીજાં પદ્યાભાસી (d.) લખાણ ચીતરી ચીતરીને રચનારા અને પોતાને કવિઓમાં ગણાવવા ચાહનારા કવિપદેચ્છુ લેભાગુઓ ઘણા જણાય છે.

*noun.* ૧. પદ્યાભાસ [બ. ક.]

સા. ૮, ૭૦૫: પૃથ્વીની ગુરુલઘુ ઘટના સુગમ નથી. એ ત્રિસંધિ ત્ર્યંબક વાદ્યના તાર મેળવવાની શક્તિ કે વૃત્તિ આ હરિગીતિયા પદ્યાભાસો (પદ્યાભાસ=d. બધા હરિગીત પદ્યાભાસ માત્ર છે એવો અર્થ નથી. પણ હરિગીત જેવા નિષ્કલેવર બંધો લોકપ્રિય છે તેમની રચનામાં શીખાઉ લેખકો વારંવાર અને પરિપક્વ લેખકો પણ કેટલીકવાર પદ્યાભાસી ગદ્યાગદ્યમાં સરી પડે છે તેના દાખલા–અધિકારી જોનારને–થોકબંધ મળી આવશે), નિષ્કલેવર પોચટ અતિલાસ્ય પદો, અને શૂન્ય–લક્ષણ સ્ફુટાસ્ફુટ હીંચ ગતિથી રાચનારા વહેંતિયા જમાનામાં વિરલ હોય એમાં આશ્ચર્ય પણ નથી.

૨. જોડકણું

પ્ર. ૮."આપણી કવિતા સમૃદ્ધિ,"૧૮૦: બાળક બાળકીઓ કવિતા લખવા ઇચ્છે એમાં કંઇ ખોટું નથી. પણ અછડતા જ્ઞાનને પુરું ગણી લેઇ તેઓ જે હરિગીત કડીઓ જોડે છે, તે મોટે ભાગે જોડકણું (d. ડૉગરલ) હોય છે.

**Dogma**, આમ્નાય [મ. હ.]

સ. મ. ૭: એક અંગ્રેજને ગમે તેટલી તર્કજાળમાં ગુંચવો તો પણ કોઇ આમ્નાય ('આમ્નાય' શબ્દ d. ને માટે વાપર્યો છે) તેને ગળે ઘાલવો એ સામાન્ય રીતે બહુ કઠણ છે.

**Digmatic**—૧. ગૃહીતવાદમૂલક [કિ. ઘ.]

સ. સ્વા. પ્રસ્તાવના, ૫: આ રીતના સંપ્રદાયમાં કોઈ રીતનું ગૃહીતવાદમૂલક ( d. ) બંધારણ હોઈ શકે નહિ. એ પદ્ધતિમાં અનુભવેચ્છુ સાધક સિવાય બીજા કોઈ શિષ્યો સમાઇ શકે નહિ.

૨. વિધિરૂપ, શાબ્દ [દ. બા.]

**Drain**, ૧. અપવાહ [આ. બા.]

વ. ૨, ૪૪૪: આપણી કૉંગ્રેસે હાથધરેલા પ્રશ્નોમાંના મ્હોટા મ્હોટા–જેવા કે લશ્કરી ખર્ચ (Military expenditure) આર્થિક અપવાહ (Econmic d.)–વગેરે પ્રશ્નો પરત્વે આ પત્રે કંઇક હિસાબમાં ગણવા જેવી સેવા બજાવી લાગે છે.

૨. સ્રાવ [દ. બા.]

**Drainage**, પરિવાહ [દ. બા]

કા. લે. ૧, ૧૩૫: દક્ષિણ હિન્દુસ્તાનનું સ્થાપત્ય, તળાવો, મન્દિરો, મૂર્તિઓ નહેરો તથા પરિવાહ (d.) ની બાંધણી.

**Dramatic lyric**, Lyric ના પેટામાં જુઓ.

**Drawing**, ૧. રેખાનિરૂપણ [મ. ન,]

ચે. શા. ૫૦૭: ચિત્ર, રેખાનિરૂપણ, સંગીત શીખવવું એ જ સારામાં સારી રસવૃત્તિ વિકસવાનો સિદ્ધ માર્ગ છે.

૨. આલેખન [મ. ૨. શિ. ઇ. ૩૬૫:]

૩. ચિત્રકામ [ક. પ્રા]

ગુ. શા. ૪૩, ૧૯૯: હસ્તકલાશિક્ષણ (મૅન્યુઅલ ટ્રેનિંગ) અને ચિત્રકામ (ડ્રૉઇંગ) તપાસવા માટે પણ સબ–ઇન્સ્પેકટરો જુદા હોય છે.

**Foliage drawing**—પલ્લવાલેખન [ગ્ર. વિ. વિ. ૮૭.]

**Freehand drawing**—હસ્તાલેખન [ગ્ર. વિ. વિ. ૯૭.]

**Machine drawing**—યંત્રાલેખન [ગૂ. વિ. વિ. ૧૧૫.]

**Memory drawing**—૧. અનુસ્મરણાલેખન [ગૂ. વિ. વિ. ૮૮.]

૨. સ્મૃતચિત્ર [ગૂ. વિ.]

૧૯૮૨ ની નિયામક સભાની પહેલી બેઠકનો અહેવાલ, ૩૯: સ્મૃતિચિત્ર—ગૃહસ્થના ઘરના દરેક પદાર્થ સ્મૃતિથી દોરી બતાવવા, માત્ર છાયા જ હોય તો ચાલે.

**Drawing and painting**, ૧. રેખા અને રંગચિત્રણ [આ. બા. વ. ૧૫. ૩૩૩.]

૨. રેખાચિત્રણ, વર્ણચિત્રણ [દ. બા.]

## Dropscene, મહાયવનિકા [ર. ઉ.]

ના. પ્ર. પ્રસ્તાવના. ૨૩: અંકની સમાપ્તિની વેળાયે મહાયવનિકા (d. s.) પડે છે તેની સાથે તે અંકનો પ્રસંગ અને કાળ પૂર્ણ થઇ જાય છે અને આપણા હૃદયમાં પણ તે પ્રસંગ આચ્છાદિત થઇ જાય છે; પછી આપણે ઉઠી જઈયે છીયે.

## Duty,

**Ad-valorum duty**—મૂલ્યકર [વિ. કો. સં. ૫:]

**Octroi duty**, હાંસેલ [વિ. કો.સદર.]

**Specific duty**, પરિમાણુકર [વિ. કો. સદર.]

**Transit duty**, દાણ [વિ.કો.સદર.]

## Dynamic, ૧. ચલનયુકત [વ. ઑ.]

વ. ૨૨, ૩૫૩: પાત્રોનાં આલેખન બે પ્રકારે થઇ શકે: એક static યાને સ્થિર રૂપે, બીજો d. યાને ચલનયુક્ત.

૨. ગતિમૂલક [પો. ગો.સ.૨૮. ૧૪૩.]

૩. ગતિમાન [દ. બા.]

**Dynamic force**—પ્રવર્તનશકિત [ર. હ.]

કૌ. ૩, ૩, ૯૮: ગુજરાતે તેના જેવો સમર્થ પ્રભાવશાળી, તેના જેવી મહાન પ્રવર્તનશકિત (d. f.) ધરાવનારો બીજો નર હજુ જોયો નથી.

## Dynamics, ચલનશાસ્ત્ર [ન. ભો.]

સ્મ. મુ. ૨૪૨: 'Social Dynamics' ('સામાજિક ચલનશાસ્ત્ર') એ મથાળું લઇને મ્હેં ભાષણ કર્યું.

૨. ગતિશાસ્ત્ર [ગૂ. વિ. વિ. ૧૧૧.]

૩. ગતિવિદ્યા [પો. ગો.]



# E

## Earmarked, ખાસ [ગૂ. વિ.]

વિ. ૩૦:૭૫૨ જણાવેલા કોઇ ખાસ (e.-m.) દાન હશે તો તે દાનમાંથી મદદ આપવાને આ નિયમ બાધક થશે નહિ.

## Eccentricity,

**Law of eccentricity**—બાહ્યકરણનો નિયમ [મ. ન.]

ચે. શા. ૧૮૫: તંતુના ગમે તે ભાગનો સંઘર્ષ થયા છતાં પ્રત્યક્ષનું અધિકરણ શરીરની છેક બહારની સપાટીમાં જ શોધવું ને માનવું એવી જે પ્રત્યક્ષોને બાહ્યસ્થાન તરફ તાણી જવાની પ્રકૃતિ તેને "બાહ્યકરણનો નિયમ" અથવા મધ્યબિંદુથી દૂર તાણી જવાપણાનો નિયમ કહેવાય છે.

## Eclectic, સર્વસારગ્રાહક [ન્હા. દ.]

પ્ર. ૧, ૨૨૦: હું તો E.–સર્વસારગ્રાહક છું.

**Eclectic spirit**—મધુકરવૃત્તિ [બ.ક.]

જુઓ Constructive.

**Eclecticism**, ૧. સારસંદોહનવાદ [ચં. ન.]

સ. ૩૧, ૫૭૯: બીજી બાબત એ છે કે E. સારસંદોહનવાદ-સામે વાંધો એ ઉઠાવવામાં આવે છે કે તેમાં સમગ્રતા સાચવવા જતાં એકાગ્રતાનો ભોગ અપાય છે અને તેથી એ વાદ કર્મનો પ્રેરક નીવડતો નથી.

૨. મધુકરીવૃત્તિ, સારસંગ્રહવાદ [દ.બા.]

## Efficiency, ૧. કાર્યશકિત [વ. ઑ.]

વ. ૧૬, ૭૧૩: સ્વશાન્ત્યનો હક કાર્યશક્તિ (E.)થી નિરપેક્ષ છે.

૨. **શક્તિમત્તા** [ બ. ક. ]

અં. ૫૪: દેશાભિમાન, દેશભક્તિ, દેશાસ્મિતા, દેશસેવા, આર્યત્વ, સંસ્કૃતિ, કલા, 'વાણિજ્ય,' આદિની વિવૃદ્ધિના પોકાર કરવા રહેલા છે; પણ ખરો સદાચાર, સાચો પુરુષાર્થ, સંગીન શક્તિમત્તા ( ઇ. એફીશિયન્સી ) આવી યોગ્ય પ્રવૃત્તિના માર્ગો ઝીણવટથી, આગ્રહથી, સતત શોધતાં રહેવું, અને પ્રવર્તાવતા રહેવું, એમાં સમાયલાં છે.

૩. **કાર્યદક્ષતા** [ક. મા.]

મા. ક. ૯૮: મેં ભગવાન ચાણાક્યને જોયા. મિ. ફેવડીયાની શીખ પ્રમાણે તેઓ કાર્યદક્ષતા (e.) નો પાઠ કરતા દેખાયા.

૪. **કાર્યલાયકી** [બ. ક.]

વ. ૨૬, ૧૪૩: અથવા એ નહીં તો જે વિલક્ષ્ણ કમિટિએ બતાવેલો છે તે કમિટિને પોતાના જ્ઞાન અને અનુભવ ઉપરથી સલામતિને માટે અને લશ્કરની કાર્યલાયકી ( એફીશિયન્સી e.) પૂરેપૂરી જાળવી રાખવાને માટે નિખાલસપણે જ જરૂરી લાગેલો હોય એમ પણ બનવાજોગ છે.

**Ego,** ( *Metaph.* ) ૧. **અન્તર્જગત્**
[ હ. વ. ]

વ. ૧૩, ૫૧૨: જુઓ Epistemology.

૨. **આત્મા** [દ. બા.]

**Ego-instinct** ( *psycho-ana.* )
**અહંવૃત્તિ** [ ભૂ. ગો. ]

**Egoism** ( *Ethics* ) ૧. **અહંભાવ**
[ મ. ન. ]

ચે. શા. ૫૯૯: જુઓ Altruism.

૨. **વ્યક્તિસુખવાદ** [મ. ર.]

શિ. ઈ. ૩૦: બીજો સુધારક, જે કૉન્ફ્યુશિયસના નામથી પ્રસિદ્ધ છે તેના સિદ્ધાન્તો **જનસુખવાદ** સંબંધી તથા વ્યક્તિસુખવાદને પણ અનુકૂળ હોવાથી લોકોને અગમ્ય ન હતા.

૩. **સ્વહિતવાદ** [ન. ભો.]

**ભક્તિ અને નીતિ**, ૧૧: આચરણની ચાલક શક્તિ–મનુષ્યને કૃતિ તરફ ચલાવનારી શકિત–હેમાં નથી મળતી. તેમ જ સ્વહિતવાદ (E.) થી પણ આ ચાલક શકિતનો ખુલાસો નથી મળતો. 'હું આ કામ કરીશ તો મને સુખ થશે' એમ વિચાર કરીને મનુષ્ય હમેશાં પ્રવૃત્ત નથી થતો. અનેક વેળા માત્ર કર્તવ્યબુદ્ધિથી સદાચાર કરનારા વિરલ જન પણ હોય છે. તેમની કૃતિ માટે ચાલક શકિત સ્વહિત વાદમાં નહિં જડે. કર્તવ્યબુદ્ધિથી જ કૃતિ થાય એ અશક્ય છે, હેમાં સ્વસુખ છે જ,–એમ ના ધારવું. કેમકે કર્તવ્ય કર્યાથી થતો–પરિણામરૂપે થતો–આનંદ તે કાંઇ ઉદ્દેશ એમ ના ગણાય....

૪. **અહંકાર** [દ. બા.]

**Elasticity,** ૧. **સ્થિતિસ્થાપકતા**
[અજ્ઞાત]

૨. **સંકોચવિકાસશકિત** [ન. ભો.]

વ. ૨૦, ૩૧૮: પછી તે ગુંજ્યતાને તાણીને બળાત્કાર વાપરિયે, અમુક સીમાથી આગળ જઇએ, તો એ વૃત્તની ઇ. સંકોચવિકાસશકિત, ખમી શકે નહિં તેટલું ખેંચાણ ( tension ) થવાને લીધે, રબ્બરની દોરી પેઠે એ વૃત્તસ્વરૂપ તૂટી જવાનું.

**Electra-complex,** ( *Psycho-ana.* )
**પિતૃ–કામના** [ભૂ. ગો.]

**Elegance,** ૧. **નાગરત્વ** [ન. લ.]

ન. ગ્રં. ૨, ૨૩૫: " નથિ મોટા કરિ તમને થાપ્યા, બ્રાહ્મણ ભટ્ટા—" વગેરે જીભાળ બોલથી જ સંબોધવા એમાં જુસ્સો રહેલો છે ખરો પણ નાગરત્વ (e.) તો નથી જ.

૨. **માધુર્ય** [ર. મ.]

બુ. પ્ર. ૫૮, ૨૭૨: શૈલીનું આ સ્વરૂપ જાળવવા માટે પ્રસાદ (perspicuity) **ઓજસ** (animation) અને માધુર્ય (e.) સરખા ગુણોની આવશ્યકતા હોય છે.

૩. **સુભગત્વ, રુચિરત્વ, ચારુત્વ**
[ દ. બા. ]

**Elegy,** ૧. **વિરહ** [જૂનો]

જેમકે, દલપતરામકૃત ફાર્બસવિરહ.

૨. **નિવાપાંજલિ** [આ. બા.]

વ. ૬, ૪૭: છેક છેવટનાં કાવ્યોમાં 'સ્મરણાંજલિ' 'એક મહાત્માનું સ્મરણ' 'કવિ નર્મદનું

મન્દિર ' ' કલાપીને વિજ્ઞાપના, ' ' કલાપીને સમ્બોધન' ઇત્યાદિ નિવાપાંજલિઓ (Ee.) પસંદ કરી આખરે પરમાત્મા સંબંધી ઉચ્ચારોથી સમાપ્તિ કરવા માંડી છે એ પણ ઉચિત જ છે.

૩. **કરુણપ્રશસ્તિ** [આ. બા.]

રમ. સં. ઉપોદ્‌ઘાત, ૩: 'E.' એ આપણે જેને કરુણરસપ્રધાન કાવ્યો કહીએ છીએ તેની એક પેટાજાતિ છે, અને એનાં લક્ષણભૂત સઘળાં તત્ત્વોનો વિચાર કરતાં એને માટે 'મરણનિમિત્તક કરુણપ્રશસ્તિ' અથવા ટૂંકામાં ' કરુણપ્રશસ્તિ ' એવું નામ યોજવું ઠીક લાગે છે. આ નામ યોજવામાં તાત્પર્ય એવું છે કે 'E.' માં મરણનિમિત્તક કરુણ શોકોદ્‌ગાર ઉપરાંત, જેને એ શોકોદ્‌ગાર થયો હોય એના ગુણાનુવાદ પ્રશસ્તિરૂપે એમાં હોવા જોઈએ. રઘુવંશમાં ઈન્દુમતીના મરણથી ઉત્પન્ન થએલો અજવિલાપ, કે કુમારસંભવમાં કામદેવના મૃત્યુથી થએલો રતિવિલાપ એ કરુણ શોકોદ્‌ગાર છે–અને એ શોકોદ્‌ગારને લક્ષીને એને 'Elegiac stanzas' કહેવાય, પણ જે વિશિષ્ટ આકારના કાવ્યને 'E.' નામ આપવામાં આવે છે તે એ નથી. બીજું–એ વિલાપોમાં ઈન્દુમતી અને કામદેવના ગુણાનુવાદ પણ કરવામાં આવ્યા છે, પરંતુ તે આલંબન વિભાવના ગુણો રસમાં ઉદ્દીપક થાય છે તે રીતે; એ ગુણાનુવાદ પ્રશસ્તિરૂપ નથી. વળી કોઇ મહા પુરુષના સ્મરણાર્થે શોકોદ્‌ગાર કરવામાં આવે તો તેમાં 'E.'નું ઉપાદાન (stuff) છે એમ કહી શકાય, પણ એના ઉપર જ્યાં સુધી રસિક કલાવિધાન કરીને એને યોગ્ય અને સ્વતન્ત્ર આકૃતિ (artistic form) આપવામાં ન આવે ત્યાં સુધી એ ' E.' ના વિશિષ્ટ નામને પાત્ર ન થાય. આ કારણથી સ્કૉટના Marmion માં આરંભના ઉપોદ્‌ઘાતભાગમાં નેલ્સન, પિટ વગેરે મહાપુરુષોની પ્રશસ્તિઓ છે એ પણ 'E.' ન કહેવાય. અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં ક્રમે ક્રમે 'E.' નું જે સ્વરૂપ બંધાયું છે એનાં સઘળાં તત્ત્વો ન લેતાં, એનું મૂળ તત્ત્વ લઇએ તો E. નું આ પ્રમાણે લક્ષણ બાંધી શકાય:–"In its simplest form...this is a brief lyric of mourning or direct utterance of personal berievement or sorrow" (Prof. W. H. Hudson). આ સામાન્ય અર્થમાં સ્વજનનો વિયોગ (મૃત્યુ) અને તજ્જન્ય શોકોદ્‌ગાર એ બે તત્ત્વવાળું હરકોઇ સંગીતકલ્પ–સ્વતન્ત્ર–કાવ્ય ' E. ' ના નામને પાત્ર થાય છે. આ રીતે આપણા 'રાજીઆ' અને 'રાસડા' એ E. જાતિનાં કાવ્ય છે, અને તે પૂર્વોક્ત સામાન્ય અર્થ કરતાં પણ વિશેષ અર્થમાં. કારણ કે, એમાં સ્વજનના મૃત્યુનિમિત્ત શોકોદ્‌ગાર ઉપરાંત મરનારના ગુણાનુવાદની પ્રશસ્તિનું રૂપ આપવામાં આવેલું હોય છે.

૪, **વિલાપ, વિરહોર્મિકાવ્ય, કબ્રકાવ્ય** [બ. ક.]

લિ. ૨૫: લાંબી એલેજીને માટે ગુજરાતીમાં કરુણપ્રશસ્તિ શબ્દ વાપરવામાં આવેલો છે, તે 'પ્રશસ્તિ' શબ્દનો ઉપર દર્શાવેલો ઐતિહાસિક અર્થ[૧] સમ્ભારતાં અજુગતું લાગે છે. ક. દ. ડા. એ વાપરેલું વિરહ :નામ, સંસ્કૃત સાહિત્યમાં જાણીતું નામ વિલાપ, કે વિરહોર્મિકાવ્ય કે કબ્રકાવ્ય જેવું નામ એવા અસંગતિદોષથી તો મુક્ત છે.

૫. **શોકગીતા, મૃત્યુગીતા** [મં. જ.]

---

૧. "મૃત્યુજન્ય શોકમાંથી સ્ફુરતી અતિ ટુંકી કવિતા પ્રિયજનના પાળિયા, દેહરી, સમાધિ, છત્રી, કબ્ર કે બીજા કોઇ સ્મારક ઉપર કોતરાય, તેનું ગ્રીક નામ એપિટાફ્ ( epitaph ) છે. આ એપિટાફો પણ સ્વતંત્ર હોય–ઘણીવાર કોઇ ધર્મપુસ્તકમાંથી જ એક વાક્ય કે કડી કોતરવામાં આવે છે,—અને કવિતા હોય, તો ઊર્મિમુક્તક કહેવાય. પણ એવાં કે બીજાં ટુંકા કે લાંબાં સ્મારકપદ્યો કાવ્યો જ હોય એમ નથી હોતું, કાવ્યો હોય છતાં ઊર્મિપ્રધાન ના હોય, એવા પણ ઘણા દાખલા જોવામાં આવે છે. મરનારની (અને તેના પૂર્વજોની) કીર્તિ વધારવાને કોતરવામાં આવેલી પ્રશસ્તિઓ મોટે ભાગે અતિશયોક્તિ અને શબ્દચમત્કૃતિવાળાં વર્ણનોથી ભરેલી પદ્યકૃતિઓ જ હોય છે; જે ઈતિહાસને માટે ગમે તેટલી ઉપયોગી ગણાય પણ કોઇક જ કાવ્ય કે ઊર્મિકાવ્ય ગણી શકાય એવી હોય છે"—બ. ક.: લિ. ૨૩–૪.

વ. ૨૫, ૬૫: મિલ્ટને પોતાના વિદ્વાન મિત્ર એડ્વર્ડ કિંગ પરત્વે ગાયેલી 'લીસીડાસ' નામક શોકગીતા, શેલીએ સમાનધર્મી સખા કવિ કીટસ પરત્વે યોજેલી 'એડોને' નામક કરુણ-પ્રશસ્તિ, અને આર્નોલ્ડે પોતાના મિત્ર આર્થર ક્લફ પરત્વે ગુંજેલ 'થર્સીસ' નામક મૃત્યુગીતા એ ત્રણેનાં મૂળ મોસ્કસ કવિના બીઓન પરત્વેના મૃત્યુલેખમાં જણાઈ આવે છે.

**Embryology, ગર્ભશાસ્ત્ર** [મ. ર.]

શિ. ઇ. ૪૪૪: કોઇ પણ મનુષ્ય ગર્ભશાસ્ત્રનું એકાદ પાનું વાંચે અને ન સમજે તો મનુષ્ય તરીકે તે નીચો થતો નથી.

**Emigration, ૧. પરદેશપ્રસ્થાન** [ ગો. મા. ]

સ. ચં. ૪, ૨૩૨: આ રત્નનગરી સંસ્થાનના નૌકાશ્રયો, અગ્નિરથના માર્ગ (રેલવે), પરદેશના વ્યાપાર, પ્રજાનાં પરદેશપ્રસ્થાન (E.)...... એ સર્વ ઉપર અનિમિષ લક્ષ્ય રાખી તે દિશામાં ક્રિયા પામનાર અસ્ત્રોને પાંડવ અને પાંચાલીના કલ્યાણને માટે ફેંકવાને આ રાજ્યના અર્જુનમાં ઉત્સાહશક્તિ અને બુદ્ધિ આવે એવો માર્ગ આ ભવનની સર્વ સામગ્રી દેખાડે છે.

૨. **વસવાટ** [ન. ઠા.]

ગો. વ્યા. ૨, ૫: ગુજરાતીમાં Colony માટે ઘણુંખરૂ સંસ્થાન શબ્દ વપરાય છે. સંસ્થાનનો અર્થ સ્થિતિ, સ્થળ, અથવા રચના થાય છે. દેશી રાજ્યો માટે સંસ્થાન શબ્દ વપરાય છે તે કદાચ ચાલી શકે, પરંતુ તેનો અર્થ જોતાં Colony માટે એ શબ્દનો પ્રયોગ ખોટો જ ગણાય. હિંદી તથા બંગાળીમાં ઉપનિવેશ શબ્દ વાપરવામાં આવે છે. આપણા મરાઠી પડોશીઓ વસાહત શબ્દ વાપરે છે. પરદેશમાં અથવા પરગામમાં જઇને રહેવા માટે આપણે વસવાટ શબ્દ વાપરીએ છીએ, પરંતુ વસવાટ શબ્દમાં વસવાની ક્રિયાનો જ અર્થ આવે છે, વસવાના સ્થળનો અર્થબોધ થતો નથી. વસાહતમાં તે થાય છે. અને વસવાટ તથા વસાહતનો ધાતુ પણ એક જ છે, એટલે અમે Colony માટે વસાહત અને emigration તથા colonization માટે વસવાટ શબ્દ વાપર્યા છે.

**Emotion, ૧. ઊર્મિ** [મ. ન.]

ચે. શા. ૬૦૦: કોઇક ઊર્મિ જેવી કે ક્રોધની તે જો બહુ જ સબલ અને પ્રગાઢ હોય, તો તેના અનુભાવને દબાવવાથી તે પોતે દબાશે નહીં.

૨. **અન્તઃક્ષોભ, ચિત્તક્ષોભ** [ર.મ.]

ક. સા. (૧) ૨૮૦: એ તો ખરૂં છે કે કવિતા સ્વયંભૂ (spontaneous) છે, અને હૃદયના અન્તઃક્ષોભ (e.) થી ઉત્પન્ન થાય છે, કારીગરની બનાવટ માફક તે કંઈ કવિ ધારે તે રીતે ઉત્પન્ન થઇ શકતી નથી, પણ ભાવના ઉદ્દીપનથી પોતાનો રસ્તો પોતાની મેળે કરી લે છે. (૨) ૫૪૮: જુઓ Cognition.

૩ **લાગણી** [ આ. બા. ]

આ. ધ. ૪૪૩: હવે નીતિના આચરણની વ્યાસજીએ ધ્યાનમાં રાખેલી એક ઝીણી Psychology (માનસસ્વરૂપ) લક્ષમાં લ્યો. કેટલાંક કર્તવ્યોનું અનુષ્ઠાન લગભગ બુદ્ધિના નિશ્ચયમાંથી જ નીકળે છે; બીજાં કર્તવ્યોના અનુષ્ઠાનમાં બુદ્ધિના નિશ્ચયને હૃદયની લાગણી (E) ગતિ આપે છે.

૪ **વિકાર** [ ર. મ. ]

હા. મં. ૨૩: સર્વ રીતે હાસ્ય બુદ્ધિનો વિષય નથી, પણ લાગણીનો વિષય છે; વિચાર ( Thought )ને પરિણામે હાસ્ય થતું નથી, પણ વિકાર(e.)ને પરિણામે હાસ્ય થાય છે.

૫. **આવેગ** [હ. વ.મા. શા. ૨૬: ]

૬. **ભાવ** [બ. ક. લિ. ૧૦]

૭. **વૃત્તિ** [કે. હ. અ. નો.]

૮. **ભાવના** [પ્રા. વિ.]

**Altruistic emotion—પરકીય ભાવ** [ હ. દ્વા.]

કે. શા. ક. ૧, ૧૮૩: પરકીય ભાવમાં પ્યાર એ સૌથી શ્રેષ્ઠ છે, કેમકે તે અલૌકિક આનંદ અને સુખ આપે છે, અને તે પરમેશ્વરથી માંડીને અધમમાં અધમ પ્રાણી સુધી પહોંચે છે.

**Cosmic emotion—મહદ્ભાવ,** [ હ. દ્વા. ]

કે. શા. ક. ૧, ૧૮૩: આત્મભાવ પોતાને લાગુ પડે છે, પરકીય ભાવ બીજાને લાગુ પડે

છે, અને મહદ્ભાવ એ સત્યતા, સૌંદર્ય અને સરસાઇના વિચારોને લાગુ થાય છે.

**Egoistic emotion—આત્મભાવ** [ હ. દ્વા. ]

કે. શા. ક. ૧,૧૮૦:આત્મભાવ એટલે પોતાના રક્ષણની અને પોતાની ઉન્નતિની લાગણી.

**Non-personal emotion—આત્મેતર ઊર્મિ** [ મ. ન. ]

ચે. શા. ૪૫૦: ત્રીજો વર્ગ કેટલીક અતિ ગુંફિત વૃત્તિઓનો છે; તેમને **ભાવ** કહે છે; જેવા કે સ્વદેશપ્રીતિ, વિશ્વલીલા ઉપર પ્રેમ, **જનતાપ્રેમ** ઇત્યાદિ. ખરેખરી આત્મેતર અને સર્વસાધારણ ઊર્મિઓ આ જ છે.

**Personal emotion—આત્મસંબદ્ધઊર્મિ** [મ. ન.]

ચે. શા. ૪૪૯: પ્રથમે આત્મસંબદ્ધ ઊર્મિનો વિચાર કરવાનો છે. જે ઊર્મિઓ આત્મા એટલે પોતાના સંબંધી જ હોય, પોતાની જાતના કોઇ અનુભવ કે સંબંધમાંથી ઉપજતી હોય, તેનો આ વર્ગમાં સમાવેશ થાય છે.

**Emotional, અન્તર્ભાવપ્રેરિત, મનોરાગવાચક** [ ર. મ. ]

ક. સા. ૩૦: **અન્તર્ભાવપ્રેરિત** (e.) તે જ ખરી કવિતા એ અમે ઉપર બતાવ્યું છે.

૨. **ભાવનાત્મક** [ ન. દે. ]

વ. ૧૦, ૧૧૦:...અને અર્વાચીન માનસ-શાસ્ત્રમાં વર્ણવેલી મનની **વિચારાત્મ**(Rational), ભાવનાત્મક (e.) અને ક્રિયાત્મક (votitional ) ત્રિવિધ સ્થિતિ પ્રમાણે ધર્મનું નિર્મળ સ્વરૂપ રચ્યું.

**Emotional expression-ઊર્મિપ્રતિભાસ** [મ. ન.]

ચે. શા. ૫૫૨: બાળકના આરંભક વ્યાપારોમાંના ઘણાકની પૂર્વવૃત્તિ વિદ્યમાન હોય છે, અને તે વૃત્તિથી જ તેમનું સ્વરૂપ બંધાય છે. એવું સંભવે છે કે જેને અનુષંગે સુખ અથવા દુ:ખની સ્પષ્ટ વૃત્તિ અનુભવાય તેવાં પ્રત્યક્ષ માત્રની પછી અવ્યવહિત ક્ષણે જ કોઇને કોઈ પ્રકારનો વેગ પેદા થાય છે. આનું સાદામાં સાદું સ્વરૂપ એટલું જ છે કે પ્રત્યેક ચેતન ઉદ્વાહક વેગના વ્યાપાર ઉપર લક્ષ આપે છે. ઊર્મિપ્રતિભાસ કે જે પ્રેરણાજન્ય વ્યાપાર જ છે તેમાં આના વ્યાપારનું આ સ્વરૂપ સારી રીતે જણાઇ આવે છે.

**Emotional sensibility-ઊર્મિયોગ્યતા** [મ. ન.]

ચે. શા. ૪૬૧: કદાપિ અનુભવેલી એવી સ્થિતિની કલ્પના કરવી પડે છે, અને ઊર્મિયોગ્યતામાં જે આપણી અને તેની વચ્ચે તારતમ્ય હોય તેને લીધે લાગણીની ન્યૂનાધિકતા હોય તે પણ કલ્પી લેવી જ પડે છે.

**Emotional shock—ઊર્મિપ્રધર્ષ** [મ. ન. ચે. શા. ૪૧૩.]

**Emotional temperament—ઊર્મિપ્રકૃતિ** [મ. ન.]

ચે. શા. ૪૯૫: કોઈને એક રાગ પસંદ હોય છે, કોઇને તેનો તે જ નાપસંદ હોય છે. આવો જે માણસ માણસમાં રસિકતાનો ભેદ હોય છે તે સ્વાભાવિક વૃત્તિને લીધે, ઊર્મિપ્રકૃતિના સાહજિક બંધારણને લીધે, તેમ જ અનુભવમાંથી જે આકસ્મિક વલણો ઘડાયાં હોય તેને લીધે, થઇ આવે છે.

**Empiric,-al**

**Empirical—અનુભવસિદ્ધ** [હ. દ્વા.]

કે. શા. ક. ૧, ૩૨૭

**Empirical generalization-**

૧. **પ્રથમદર્શની વ્યાપ્તિ** [દ. બા.]

જુઓ Hypothesis.

૨. **અનુભવમૂલક વ્યાપ્તિ** [દ. બા.]

**Empiricism, ૧. અનુભવવાદ** [ અ. ક. ]

જુઓ Sensationalism.

૨. (*Metaph.*) **અનુભવૈકવાદ**[અ.ક.

જુઓ Sensationalism.

**Encyclopœdia, ૧. સર્વસંગ્રહ** [ ન. લા. ]

સ. ન. ગ. ૪૫૦: ફ્રાન્સમાં **વોલટેર** (૧૭૭૯) ને **રૂસો** ( ૧૭૭૮ ) એના ગ્રંથો ફ્રાન્સના રાજ્યને ઉંધું વાળવાનાં કારણોમાં અવશ્ય ગણાય છે. 'સર્વસંગ્રહ' પુસ્તક જે ૧૭૫૧ માં નીકળ્યું

તેના અધિપતિ ડૈડેરટ (૧૭૮૪) ને ડી. આલેંબર્ટ એ હતા.

૨. **જ્ઞાનચક્ર** [રતનજી ફેરામજી શેઠના]

૩. **વિશ્વકોષ** [મ. સૂ.]

ગૌ. ઉ. એ ઉદ્‌ઘાટન, ૨: પુસ્તકો, ક્રમિક પત્ર (Periodicals) માં વિષયો, અને The Encyclopedia Britannica 'વિશ્વકોષ' આદિ જગત્પ્રખ્યાત ગ્રન્થો, એઓમાં એ ગુણોના અનેક વ્યાખ્યાતાઓમાંથી નિદર્શન (sample) રૂપે બે પ્રામાણિક પુરુષોના લેખમાંથી માત્ર ચાર વાક્ય અત્ર અપાય છે.

૪, **અનેકચર્ચાસંગ્રહ** [ર. મ.]

ક. સા. ૬૩૩: સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં અનેક વિષયોનો અને અનેક શૈલીઓનો સંગ્રહ છે. 'નવલકથા' કરતાં 'પુરાણ' અથવા 'અનેકચર્ચાસંગ્રહ' નામ તેને વધારે ઉચિત છે.

૫. **સર્વવિષયસંગ્રહ** [ક. પ્રા.]

ગુ. શા. ૪૨, ૨૯૧: તેણે અનેક ચોપાનીઆમાં તેમજ 'એનસાઇકલોપીડીઆ બ્રિટાનિકા' (સર્વવિષયસંગ્રહમાળા) નામનાં પુસ્તકોમાં શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણપદ્ધતિ વિષે ઘણું લખ્યું છે.

૬. **સર્વકોષ** [અ. ફ.]

ક. પિછાન, ૧૧: એક રસિક મિત્રે આ ખંડકાવ્ય વાંચીને કહ્યું છે કે એ તો Love's encyclopœdia–પ્રેમનો સર્વકોષ-છે.

૭. **સર્વજ્ઞાનસંગ્રહ, જ્ઞાનસંગ્રહ** [ક. મા.]

કે. લે. ૧, (૧) ૮૮: કેટલાક એને (રણજીતરામને) જીવન્ત સર્વજ્ઞાનસંગ્રહ (Living E.) કહેતા. (૨) ૧૧૧: ડીડેરો અને તેના મિત્રોએ જ્ઞાનસંગ્રહો પ્રગટ કરી જ્ઞાનનો પ્રચાર વધાર્યો.

૮. **જ્ઞાનકોષ** [અજ્ઞાત]

કેતકરના મરાઠી ઉપરથી.

**Endowment, નીવિ** [દ. બા.]

"પ્રાચીનશિલાલેખોમાં આ શબ્દ બહુ આવે છે,દા.ત. નાશકના શિલાલેખમાં."–ખાનગી પત્ર.

**Energy, ૧. શક્તિ, ઉત્સાહ, કાર્યોત્સાહ** [મ. ન. ચે. શા.]

૨. **ઉદ્‌ભવશક્તિ** [ર. મ.]

બીજી પરિષદ્, ૧૧૪: બીજી રીતે કહીએ તો, e. (ઉદ્‌ભવશક્તિ) સાથે અલંકારો જોડાયલા નથી, પણ Imagination (કલ્પનાવ્યાપાર) જે કવિતાની કલા art છે તેની સાથે જોડાયલા છે.

૩. **બલશક્તિ** [ગ્રા. બા.]

વ. ૧૭, ૫૭૫: આધુનિક વિજ્ઞાનશાસ્ત્રમાં હેવો સિદ્ધાન્ત થવા તરફ વલણ છે કે matter જડ પદાર્થ જેવી વસ્તુ, કાંઈ છે જ નહિ; એ સર્વ e.—અમુક બલશક્તિનું જ રૂપાન્તર છે.

૪. **ચૈતન્ય, વીર્ય** [દ. બા.]

**Mental energy—મનોબળ.** ચિચ્છક્તિ [કે. હ. અ. નાં.]

**Vital energy—જીવનબલ** [મ.ન.]

ચે. શા. ૪૧૩: દા. બેન એવો વિચાર જણાવે છે કે સુખદુઃખનો જીવનબલના ઉત્કર્ષ કે નિષ્કર્ષ સાથે સંબંધ છે.

**Conservation of energy—** જુઓ Conservation.

**Energism** (*Ethics*) **કર્મયોગ**[ઉ.કે.] જુઓ Optimist.

**Engineering, રચનાશાસ્ત્ર** [ગ. વિ.]

સુ. ૧૯૭૯, ભાદરવો, ૪૭૩: સ્થાપત્ય તો ઊભી રહેનારી કલા છે, તેને ટટ્ટાર રહેવાને રચનાશાસ્ત્ર (E.) ની જરૂર છે.

**Enlargement, ૧. સ્તુત્યર્થવાદ**[ન.લ.]

ન. ગ્રં. ૩, ૧૪૦: વાક્યની પૃથક્કૃતિ અથવા રચના જાણ્યા વિના કોઈ પણ વાક્ય સમજાતું નથી. ઉદ્દેશ્ય, વિધેય, અને તે દરેકના સ્તુત્યર્થવાદ જાણ્યાથી જ વાક્યનો અર્થ ચોખો સમજાય છે.

૨. **વર્ધક, જેમકે** ઉદ્દેશ્યવર્ધક, વિધેયવર્ધક [ક. પ્રા. મ. બ્યા.]

**Enlightened, સપ્રકાશ** [મ. ન.]

ચે. શા. આવેગનું સંયમન કરવું, કાર્યને અટકાવી રાખવું, અને વચમાં વિચારણા કરી નિશ્ચય કરવો, એ શાન્ત, સપ્રકાશ, અને સુવ્યવસ્થિત ઈચ્છાનું લક્ષણ છે.

**Enlightened egoism, દૂરઅંદેશ સ્વાર્થ** [બ. ક.]

ઇ. દિ. ૪૪: જુઓ Altruism.

**Enlightened self-interest—ઉદાત્ત-શાણો-સ્વાર્થ** [ઉ. કે. મરાઠી.]

ટિ. ગી. ૮૧: હૅાબ્સની માફક પરાર્થને સ્વાર્થનો દૂરદર્શી પ્રકાર ન માનતાં સ્વાર્થ અને પરાર્થ એ બન્નેને તાજવામાં નાંખી તેના તારતમ્યથી પોતાનો સ્વાર્થ અતિશય ચાતુર્યથી નક્કી કરવામાં આવે છે તેથી આ પંથના લોક પોતાના આ પંથને 'ઉદાત્ત' અથવા ' શાણો ' સ્વાર્થ (પણ સ્વાર્થ એ તો નિ:સંશય જ! )- એવું નામ આપી પોતાના મતની મહત્તા ગાય છે (ઇંગ્રેજીમાં આને E.-s.-i. કહે છે. આમાંના e. શબ્દનું ભાષાંતર અમે ઉદાત્ત અથવા શાણ-પણવાળા એ પદથીંકરીએ છીએ.)

**Enthymeme**, (*Logic*) **લુપ્તાનુમાન** [ કે. હ. અ. નોં. ]

**Entity**, **વસ્તુ, સત્ત્વ** [દ. બા.]

**Epic**, ૧. **વીરકવિતા, વીરરસકવિતા** [ ન. લા. ]

સ. ન. ગ. (૧) ૩૯: કવિતાની ત્રણ મુખ્ય જાતિ છે, **ગીતકવિતા**, વીરકવિતા, અને નાટક. (૨) ૨૫૪: જગતનો આદિ કવીશ્વર વાલ્મીક ને શુદ્ધ વીરરસકવિતા લખનારો વિજયી કવીન્દ્ર તે હોમર. (૩) ન. ક. ૪૦૧: સાધારણ ભણેલાની મરજી એવી કે માહારે એક બરાસકસ્તુરી જેવી લાંબી વાત કરવી, ને ઘણા ભણેલાની મરજી એવી કે, એક મોટી વીરરસની કવિતા " એપિક " કરવી.

૨. **વીરરસકાવ્ય** [ ન. લ. ]

ગુ. શા. ૧૪, ૧૬૧: આપણા પંડિતો મહાભારતને ઇતિહાસ અને રામાયણને કાવ્ય કહે છે, પણ એ ભેદ રાખવાનું કોઇ વિશેષ કારણ જણાતું નથી. બંનેમાં કેટલીએક ઈતિહાસની વાતો આવે છે, અને તેને કાવ્યની પેઠે રસથી શણગારી છે. ઇંગ્રેજીમાં જેને વીરરસકાવ્ય કહે છે તે વર્ગમાં એ આવી શકે.

૩. **મહાકાવ્ય** [મ. ર.]

જુઓ Tragedy.

૪. **વીરસંહિતા** [ કે. હ. ]

૫. **વીરચરિતકાવ્ય** [ન. ભો. અભિનયકલા ]

૬. **વીરકાવ્ય, જય** [ દ. બા. ]

**Epicureanism**, **તૃપ્તિવાદ** [દ. બા. ]

**Epigram**, ૧. **માર્મિક વચન** [મકરંદ]

જ્ઞા. સુ. ૨૫. ૧૨૯: આવી શૈલીમાં કવિત્વમય ભાવ સાથે વાતચિતની સાધારણ (prosaic) ઉક્તિઓ, કહેવતો તથા માર્મિક વચનો (ee.) કેવાં દાખલ થઈ કાવ્યની ક્ષતિ કરે છે તે પણ આ ઉદાહરણથી સમજાશે.

૨. **સંક્ષિપ્ત નર્મવાક્ય** [ સૌ. લીલાવતી]

રેખાચિત્રો અને બીજા લેખો, ૭૯: એનાં E. (સંક્ષિપ્તનર્મવાક્ય) રંજન કરે એવા ચાતુર્યથી ભરપુર હોય છે.

૩. **સૂત્ર, સુભાષિત** [દ. બા.]

**Epigrammatical**—૧. **સંક્ષિપ્ત** [ ન. ભો. ]

મ. મુ. ૧, ૩૧૨: આ બે ઉદાહરણો માત્ર હેમની સંક્ષિપ્ત (e.) પદ્ધતિનું દર્શન કરાવવાને ઉતાર્યાં છે.

૨. **સૂત્રાત્મક** [ દ. બા. ]

**Epigraph**, **કોતરલેખ** [દ. બા.]

**Epigraphy**, ૧. ૧. **ઉત્કીર્ણલેખન** [ ર. વા. ]

નિ. ૧, ૧૦: પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ, પુરાણવસ્તુશાસ્ત્ર, ઉત્કીર્ણલેખન ( e. ) નિષ્કશાસ્ત્ર (numismatics) પ્રભૃતિ શાસ્ત્રોનો અભ્યાસ અને શોખ જગાડવો.

**Epigraphist**—**લૈખિક** [ કે. હ. ]

સ્વપ્નની સુંદરી, મુખબંધ, ૫: નાટકકાર ભાસ મારી સમજ પ્રમાણે પુષ્યમિત્ર શુંગના સમયમાં થયો હતો. તેને એ રાજાનો સારો આશ્રય હતો. આ કારણથી પૂરતી ઐતિહાસિક ગવેષણા કરી એ આદિ શુંગની કારકિર્દીની ટુંકી નોંધ મેં ગઇ આવૃત્તિમાં આપી હતી તે પ્રસ્તુત આવૃત્તિ માટે તપાસી જતી વખતે લૈખિક (E.) કાશીપ્રસાદ જાયસ્વાલે છપાવેલા હાથી ગુફાના લેખનું સંસ્કરણ હું જોઇ ગયો છું. એ સંસ્કરણથી મેં સ્વતંત્ર રીતે તારવી કાઢેલી હકીકતનું મોટે ભાગે સમર્થન થાય છે.

**Epilogue**, ૧. **સમાપ્તિદર્શન** [ન. ભો.]

વ. ૨૩, ૪૬૭: નાટકના અંતે આવેલું દશ્ય તો કેવલ e. (સમાપ્તિદર્શન) જેવું જ છે.

૨. **પારિશિષ્ટ, ઉપસંહાર, ખિલકાંડ** [ દ. બા. ]

**Epistemology,** ૧. **જ્ઞાનશાસ્ત્ર** [હ.વ.]
વ. ૧૩, ૫૧૨: જ્ઞાનશાસ્ત્ર ( E. ) નો એક મુખ્ય નિયમ છે કે **અન્તર્જગત્** (Ego) અને બાહ્ય જગત્ (Non-Ego) એટલે કે બુદ્ધિનું બંધારણ અને પદાર્થોની સૃષ્ટિ એ બે વચ્ચે જો કોઇ પણ પ્રકારની એકરૂપતા હોય તો જ જ્ઞાનની ઉત્પત્તિ થઇ શકે છે.

૨. **જ્ઞાનસ્વરૂપવિદ્યા** [અ. ક.]
ની. શા. ૧૪૬

૨. **જ્ઞાનપ્રક્રિયા, જ્ઞાનવિષયકવાદ** [ હી. વ્ર. સ, મી. ૧૬૯ ]

૨. **પ્રમાશાસ્ત્ર** [રા. વિ.]
પ્ર. પ્ર. ૫: **પ્રમાણુશાસ્ત્રનો** વિષયનિર્દેશ કરતાં આપણે તેના જેવા જ કે તેના નિકટવર્તી વિષયોનાં બીજાં શાસ્ત્રોથી તેને ભિન્ન સમજવું જોઈએ. આવી રીતે આ શાસ્ત્ર એક બાજુથી માનસશાસ્ત્ર (Psychology) અને બીજી બાજુથી પ્રમાશાસ્ત્ર (E.) થી જૂદું પડે છે. માનસશાસ્ત્રનો વિષય મનની એક પદાર્થ તરીકેની જૂદી જૂદી સ્થિતિઓ, વૃત્તિઓ, વિકારો, વ્યાપારોનો પરસ્પરનો સંબંધ સમજવાનો હોય છે. તે, વિચાર, રાગ, દ્વેષ, ઇચ્છા, ધ્યાન, વિગેરે કેવી રીતે ઉદ્‌ભવે છે અને તેની અસર મનમાં થાય છે તેનું નિરૂપણ કરે છે. પ્રમાણુશાસ્ત્ર તો મનમાં યથાર્થ જ્ઞાનનાં સાધનો શાં છે તેનો જ વિચાર કરે છે. બીજી બાજુ પ્રમાશાસ્ત્ર વધારે ફૂટ વિષય છે. તેને આપણે સામાન્ય રીતે ફિલસુફીના નામથી જાણીએ છીએ. તેમાં જ્ઞાનનું બંધારણ શું છે અને જ્ઞાનના વિષયો શા હોઇ શકે તેની ચર્ચા હોય છે.

૩. **પ્રમાણવાદ** [ન. દે.]
હિં. ત. ઇ. પૂ. ૨૬૧: તત્ત્વદર્શનની બે મુખ્ય શાખાઓ છે ( ૧ ) પ્રમાણવાદ અથવા જ્ઞાનપ્રક્રિયા (E.) અને ( ૨ ) **પ્રમેયવાદ** અથવા **જ્ઞેયપ્રક્રિયા** (Ontology).

૪. **જ્ઞાનપ્રામાણ્યશાસ્ત્ર** [આ. બા.]
વ. ૨૬, ૭૭૧: આ તાત્ત્વિક અર્થમાં સર્વ ધર્મના સિદ્ધાન્તમાં અવતારનો સિદ્ધાન્ત મનાયો છે, કારણકે એ સિદ્ધાન્ત ધર્મસામાન્યની e. યાને જ્ઞાનપ્રામાણ્યશાસ્ત્ર અને psychology યાને માનસશાસ્ત્ર એના ઉપર રચાએલો છે.

૫. **જ્ઞાનપ્રામાણ્યમીમાંસા, જ્ઞાનોપલબ્ધિમીમાંસા, પ્રામાણ્યમીમાંસા** (?) [ દ. બા. ]

**Epitaph,** ૧. **સ્મારક પદ્ય** [બ. ક.]
લિ. ૨૩: જુઓ Elegy ની ટીપ.

૨. **સ્મૃતિલેખ** [ બ. ક. ]
અં. ૧૩૩: And be the Spartan's epitaph on me—'Sparta hath many a worthier son than he.'—Byron
'સ્પાર્ટાને આનાથી વધુ લાયક પુત્રો ઘણા છે' એ સ્પાર્ટન સપૂતની કબ્ર ઉપરનો સ્મૃતિલેખ ભલે મ્હારી સમાધિ ઉપર :પણ કોતરાય.
—બાયરન.

**Epoch-making,** ૧. **યુગપ્રવર્તક** [દ.બા.]
સ્વતંત્ર બાલશિક્ષણ, પ્રસ્તાવના, ૬ : આ રીતે મોન્ટેસોરીને યુગપ્રવર્તક કહી શકાય.

૨. **શકવર્તી** [ ન્હા. દ. ]
ફૂલપાંદડીનો ઉપોદ્‌ઘાત.

૩. **યુગકારક** [હ. બ.]
કૌ. ૧, ૩, ૧૭૬: આનન્દવર્ધન, કુન્તક, મહિમ ભટ્ટ અને મમ્મટ એમના ગ્રંથો યુગકારક (e. m.) એ વિશેષણને પાત્ર છે.

૪. **યુગવર્તી, શકસ્રષ્ટા** [ન્હા. દ.]
શા. સં. પ્રસ્તાવના, ૧૩: વિક્રમથી ને કાળિદાસથી જ ગુજરાતીઓ તો વર્ષો ગણે છે, અમાપ કાળને માપે છે. એ યુગવર્તી ને શકસૃષ્ટા ઈતિહાસપૂજ્યોની, એમની અમૃતછાંટી રસવેલેથી જ વીણેલી ફૂલપાખડીએ, આરતી આજ ઉતારૂં છું.

૫. **શકકારી, મનુતુલ્ય** [દ. બા.]

**Equity,** ૧. **વ્યવહારશુદ્ધિ** [વ. ઑ.]
વ. ૨, ૨૦૮: જુઓ Fiction.

૨. **શુદ્ધ ન્યાય** [બ. ક.]
૫. પ્ર. ૩, ૪૩: ત્યારે શુદ્ધ ન્યાય (ઈક્વિટી) ની દૃષ્ટિએ મંડળ કરતાં પરિષદનું જ ઘણા વધારે અંશમાં ગણવાને પાત્ર આ ભંડોળ છે.

૩. **ધાર્મિક ન્યાય, ધર્મન્યાય** [દ.બા.]

**Erogenous zone,** (*psycho-ana.*) **શૃંગારગાત્ર** [ ભૂ. ગો. ]

**Error, અસત્ય, ભ્રાન્તિ, વિપર્યય, મિથ્યાજ્ઞાન, અયથાર્થ અનુભવ** [હી.વ્ર.]

સ. મી. ૬૯: 'સત્ય એટલે શું' એ વ્યાવહારિકસત્તાવાદીના પ્રશ્નના ગર્ભમાં જ ભ્રાન્તિ–વિપર્યય–મિથ્યાજ્ઞાનાદિ અયથાર્થાનુભવ સંબંધી બીજો એટલો જ ઉપયોગી પ્રશ્ન સમાયલો છે.

**Esoteric, ઔપનિષદ** [દ. બા.]

**Essayist, નિબંધી** [ન. લા.]

સ. ન. ગ. ૩૯૮: રોન્સર્ડ કવિ (૧૫૮૫) મોંટેન નિબંધી (૧૫૯૫) ને કાલ્વિન ઈશ્વરજ્ઞાન સમજનારો એ નામાંકિત હતા.

**Essential, ૧, તાત્ત્વિક** [વ. ઍા.]

વ. ૧, ૧૬૫: વ્યક્તિઓ મૂળમાં જ અનેક હોય–અર્થાત્ એમનો ભેદ મૂળસ્પર્શી (radical) અન્ત્ય (ultimate) અને તાત્ત્વિક (e.) હોય તો એ સર્વનો એક ભૂમિકા ઉપર સમ્બન્ધ જ ન થઈ શકે.

૨. **સારાત્મક** [દ. બા.]

**Essential attribute—૧. અસાધારણ ધર્મ** [મ. ન.]

ન્યા. શા. ૬૯: 'સુવર્ણને કાટ ન લાગવો' એ તેનો અસાધારણ ધર્મ છે, પણ ઓસ્ટ્રેલીયામાંથી તેનું નીકળવું કે કાલીફોરનીયામાંથી, એ તો ઉપાધિ જ છે.

૨. **સ્વાભાવિક ધર્મ** [ રા. વિ. ]
પ્ર. પ્ર. ૧૩૧

**Establishment, મહેકમ** [હ. દ્વા.]

કે. શા. ક. ૧, ૩૨૮

**Ethics, ૧. નીતિશાસ્ત્ર** [મ. રૂ.]

ચે. દ્રા. ચ. ૧૭૪: તેણે તેને તર્કશાસ્ત્ર નીતિશાસ્ત્ર તથા આત્મતત્ત્વશાસ્ત્ર એ વિદ્યાઓનાં મૂળતત્ત્વ શીખવ્યાં.

૨. **વ્યક્તિનીતિ** [ મ. ર. ]

શિ. ઇ. ૪૯ પ્રાચીન ગ્રીક કથામાં મનોહર પદલાલિત્ય, વીરત્વના પ્રસંગો, જૂદા જૂદા લોકોનાં વર્ણનો, સ્પષ્ટતા અને સરલતા, ધાર્મિકતા અને ડહાપણ, કાયદા અને વ્યવસ્થા પર પ્રીતિ, મહાત્માઓ તરફ પૂજ્યભાવ–એ બધા ગુણો હોવાને લીધે સારા શિક્ષકના હાથમાં એ એવું સાધન થઇ પડતું કે હાલ પણ તેની બરાબરી ભાગ્યે જ થઈ શકે. હોમરનાં જ કાવ્યોમાં તે શીખવામાં જે ભૂગોળ, વ્યાકરણ, અને ઇતિહાસનાં સત્યો જાણવાં પડે તે એક તરફ મૂકીએ તો પણ તે પરથી વ્યક્તિનીતિ, રાજનીતિ અને મર્દાની રીતભાત સંબધી કેટલું બધું શીખી શકાય તેમ છે?

૩. **નીતિચિંતન** [આ. બા.]

૪. **નીતિતત્ત્વચિંતન** [ર. વા.]

નિ. ૧૧: જુઓ Anthropology.

૫. **સદાચાર-આચાર-શાસ્ત્ર** [હી. વ્ર. સ. મી. ૧૬૯]

૬. **ચારિત્ર્યમીમાંસા** [પ્રા. વિ.]

બુ. પ્ર. ૭૦, ૨૪૨: ઇતિહાસ અને અર્થશાસ્ત્ર ચિત્તશાસ્ત્ર (Psychology) કે ચારિત્ર્યમીમાંસા (e.) કે છેવટે સમાજશાસ્ત્રને પણ વિકાસવાદની દૃષ્ટિએ જોવામાં આવ્યાં.

૭. **નીતિમીમાંસા** [દ. બા.]

**Ethnology, ૧. નૃવંશવિદ્યા** [ર. વા.]

નિ. ૧૧: જુઓ Anthropology.

૨. **જાતિમીમાંસા** [દ. બા]

કા. લે. ૧, ૧૪૬: એ નોંધોમાં રાજકીય સત્તા, સંસ્કૃતિ, સમાજરચના, અને વ્યાપાર એટલી જ બાબતોનું વિવેચન કર્યું છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, જાતિમીમાંસા (E.) અને લલિતકલા વિશે કાંઇ પણ લખેલું નથી.

૩. **નૃકુલવિદ્યા** [પો. ગો.વિ.વિ. ૧૦૩]

**Ethnologist, મનુષ્યજાતિશાસ્ત્રી** [આ. બા.]

વ. ૧૫, ૬૩૫: વાંચતાં આનંદ ઊપજ્યા વિના રહેતો નથી કે શબ્દશાસ્ત્રીઓ (Philologists) અને મનુષ્યજાતિશાસ્ત્રીઓ (Ee.) આપણી અને ભીલની વચ્ચે જેટલી વાડ બાંધવી હોય તેટલી બાંધે, પણ આ ગીતસંગ્રહ તો અત્યારે આપણને એ લોક સાથે જીવનની એકતા જ અનુભવાવે છે.

**Eugenics, ૧. સુસંતતિશાસ્ત્ર** [ર. મ.]

જ્ઞા. સુ. ૩૨, ૩૨: ત્યાં એક ગોત્રમાં લગ્ન ન કરવું એવા વિસ્તારી પ્રતિબંધથી સુસંતતિશાસ્ત્ર (E.) નો કયો હેતુ સચવાય છે

૨. **સુપ્રજનનવિદ્યા** [પો. ગો. વિ. વિ. ૧૦૩ ]

૩. **સંતતિશાસ્ત્ર** [દ. બા.]

કા. લે. ૧, ૧૨૯: ઇતિહાસના પુસ્તકમાં સંતતિશાસ્ત્ર (E.) જેવા શાસ્ત્રની ચર્ચામાં ઉતર્યા વિના જાતિવિવરણ કરી શકાય.

**Evolution**, ૧. વિવરણ,સંવૃદ્ધિ [મ.સૂ.]

વિ. સા. પ્રસ્તાવના, ૧૫: હાલ એક ડાર્વિન નામે પંડિતે યૂરોપખંડમાં અનેક શાસ્ત્રોના સાધનથી એવા વિચાર સિદ્ધ કરવા માંડયા છે કે, પૂર્વે માત્ર નીચ યોનીનાં પશુપ્રાણી હતાં તેનું વિવરણ અથવા સંવૃદ્ધિ થતાં તે વાનર થયાં અને વાનર સુધરીને અથવા સંવૃદ્ધિ પામ્યેથી મનુષ્ય થયાં છે.

૨. પરિણામ, પરિણામવાદ [મ.ન.]

સુ. ગ. ૮૯: પરિણામવાદ તમને એમ બતાવે છે કે પરંપરાએ કરીને પરમાણુથી પરિણામ પામતે પામતે માણસના શરીર સુધી બધું બન્યું છે.

૩. ઉદ્‌ભેદ [મ. ર.]

શિ. ઇ. ૩૫૦: ઉદ્‌ભેદના મોટા નિયમનું તત્ત્વ પણ બીજું નથી. અવયવોનું રૂપ તેમને કરવાના કામ પ્રમાણે બંધાય છે. (Structure is determind by Function) બીજા ઉદાહરણ માટે જુઓ Corollary.

૪. ઉત્ક્રાન્તિ [અજ્ઞાત]

૫. વિકાસ [કે. હ.]

પહેલી પરિષદ્, વાગ્વ્યાપાર.

૬. ઉત્ક્રમણ [ર. વા.]

નિ. ૧૧૧: ગુજરાતના સાહિત્યનું-અર્થાત્ હૃદય અને મનનું-લક્ષ ગૃહ અને ગૃહદેવી ઉન્નત બનાવવામાં જ પરોવાયલું છે. પ્રાચીન કાળમાં પણ સંસ્કૃત સાહિત્યે ગુર્જરોનાં ગૃહોને વધાવ્યાં છે. મધ્ય કાલમાં વૈરાગ્ય જ ગવાતો હતો ત્યારે પ્રેમાનંદે ગૃહભાવો ગાયા અને નવા જમાનામાં ગોવર્ધનરામ પણ એ જ ભાવો મૂર્તિમન્ત કરી આપણને સોંપી ગયા છે. ગૃહભાવોના ઉત્ક્રમણ (e.) વિશે વિસ્તારથી લખાય એવું છે પણ આ લઘુ લેખમાં એ અસ્થાને લેખાશે.

૭. વિકાસક્રમ [ન. ભો.]

મ. મુ. ૧, ૫૦૫: હેમાં ઉપોદ્‌ઘાત રૂપે ભાષાના વિકાસક્રમ-e.-વિશેની ચર્ચા ગમ્ભીર ચિન્તનથી ભરેલી અને આપણી ગુર્જર ભાષાની ભવિષ્યમાં ખીલવણી માટે સત્ય ધોરણો દર્શાવનારી છે.

૮. સમુત્ક્રમ, સમુત્ક્રાન્તિ [બ. ક.]

સા. જી. (૧) ટિપ્પણ, ૨૪૯: સુવર્ણ-અંડના સમુત્ક્રમ (e.) નો ઇશારો આવી ગયો છે અને પશુભાગનો સમુત્ક્રમ જાતે સમુત્ક્રાન્ત થતા આવતા મનુષ્યભાગથી થાય છે એમ બતાવ્યું છે. (૨) પ્રવેશક, ૨૨: સાનુકૂલ કુદરત, આછી સશક્ત અને ઉચ્ચાભિલાષી વસ્તી, અને આવી સંસારવ્યવસ્થા એ પરિસ્થિતિમાં વિદ્યા અને વ્યવસ્થાની સમુત્ક્રાન્તિ (ઇવોલ્યુશન e.) સૈકાઓ સુધી આગળ આગળ વધતાં, આર્ય સંસ્કૃતિના પરિપક્વ સર્વોત્કૃષ્ટ રૂપે વસિષ્ઠ, વાલ્મીકિ, અને વ્યાસ જેવાનાં સાક્ષર જીવન તેમના પોતાના અજરામર અક્ષરબ્રહ્મ–યોગવાસિષ્ઠ, રામાયણ અને મહાભારત જેવા અનુપમ ગ્રન્થો દ્વારા આપણા જોવામાં આવે છે.

૯. ઉત્તરોત્તર ઉત્કર્ષ [ર. મ.]

છઠ્ઠી પરિષદ્, ૧૨: કાચું ભણેલા સમજી શકે એવા સંક્ષેપમાં ઉત્તરોત્તર ઉત્કર્ષ (e.) ના વાદનું નિરૂપણ થઇ શકતું નથી.

૧૦. પ્રગતિ, પ્રગતિવાદ [હી. વ્ર. સ. મી. ૧૭૩]

૧૧. વિશિષ્ટ વિસ્તાર [મ. ર.]

અ. અ: ઇવોલ્યુશન્ વિશિષ્ટ વિસ્તારનો મોટો નિયમ દ્રવ્યોત્પત્તિને પણ લાગુ પડે છે. વર્તમાનનો ભૂતની સાથે અભેદારોપ કરવો મિથ્યા છે. સામાન્યસ્વામિત્વના હિમાયતીઓ, મજુરોને બધું આપવાની વાતો કરે તે મિથ્યા છે. કાર્યો વિભક્ત થયાં છે તે સંયુક્ત થવાનાં નથી. પ્રાચીન સમયમાં મજુર પોતે જ ઉત્પાદક હતો અને બદલો પોતે રાખતો તે યોગ્ય હતું. હવે એ દિવસો આવવાના નથી. હવે મજુર એકલો ઉત્પાદક રહ્યો નથી; બીજા ઘણા ઉત્પાદક પ્રવૃત્તિમાં ભાગ લે છે, અને વધારે મહત્વનો ભાગ લે છે.

૧૨. સત્કાર્યવાદ, વિકાસવાદ [આ. બા.]

વ. ૨૪, ૧૦૦: E. માટે જુદે જુદે પ્રસંગે જુદા જુદા શબ્દો યોજાય, અને યોજવા જોઇએ જ....જેમકે કોઇવાર E. શબ્દ Creation થી

ઉલટા અર્થમાં વાપરવાનો હોય છે, એટલે કે ત્યાં કહેવાનું તાત્પર્ય એ હોય છે કે કાર્ય એ સર્વથા નવું ઉત્પન્ન થતું નથી પણ કારણમાં રહેલું હોય છે અને તે ફક્ત બહાર આવે છે: આવે પ્રસંગે E. Theory માટે સત્કાર્યવાદ શબ્દ યોગ્ય ગણાય, અથવા એમાં પણ કારણ કરતાં કાર્ય તરફ નજર નંખાવવી હોય તો 'વિકાસવાદ' વધારે ઠીક પડે. પણ E. શબ્દથી અમુક ભૂમિકા કરતાં અમુક ભૂમિકા ઊંચી છે એમ સૂચના કરવી હોય તો 'ઉત્ક્રાન્તિ' શબ્દ પસંદ કરવાની જરૂર.

**Evolutionist**—૧. **વિકાસવાદી-ઉત્ક્રાન્તિવાદી** [આ. બા.]

વ. ૩, ૧૬૩: કર્તવ્યબુદ્ધિ અન્ય કોઇપણ વૃત્તનું રૂપાન્તર નથી, સહજ સિદ્ધ છે, પરન્તુ એના નિર્ણયો સુખ દુ:ખને હિસાબે જ અપાય છે, એમ ત્રીજા કહે છે. **જનસુખવાદીઓ** આ વર્ગમાં પડે છે. જીવનને અનુકૂળ તે કર્તવ્ય એમ કહેનારા વિકાસવાદીઓ-ઉત્ક્રાન્તિવાદીઓ (આ ઉભય શબ્દ 'ઇવોલ્યુશન' વાદીઓ માટે પ્રચલિત છે. બંને જુદે જુદે પ્રસંગે બરાબર છે: બીજ ઉપર દૃષ્ટિ રાખી બોલતાં જે વિકાસવાદ એ જ ફલ ઉપર દૃષ્ટિ રાખી બોલતાં ઉત્ક્રાન્તિવાદ) પણ આ વર્ગમાં જ આવે છે.

૨. **ઉત્કર્ષવાદી** [ઉ. કે.]

વ. ૬, ૨૨૯: વિશાળ વિદ્યાથી સિદ્ધ થતી ઉદારતા તેમને સિદ્ધ હતી અને પોતાના નિશ્ચયો ભિન્ન હોવા છતાં અન્યમાં 'બુદ્ધિભેદ' ન ઉત્પન્ન કરવો, અને કલ્યાણને માર્ગે ઉત્કર્ષ જ થશે એવી એક ઉત્કર્ષવાદી (E.) ની કહો તો ઉત્કર્ષવાદીની શ્રદ્ધાથી, સ્માર્ત શાસ્ત્રાભિજ્ઞ ગુરુની કહો તો તેવા ગુરુની શ્રદ્ધાથી, તેમાં જ પ્રોત્સાહન આપતા.

**Excise, અન્તર્જકાત** [વિ. કો. સં. ૫.]

**Excluded,**

**Law of Excluded middle**—

૧. **એકાંતિકત્વ** [મ. ન.]

ન્યા. શા. ૧૩: ત્રીજો અવિરોધ એકાંતિકત્વથી સધાય છે. કોઇપણ વસ્તુ હોય કે ન હોય-વચલો માર્ગ છે જ નહિ-'હોય' અથવા 'ન હોય' એ બે અંત (નિશ્ચય):માંનો એક-જે તે એક-સ્વીકારવો જોઈએ, વચમાંનો માર્ગ હોય જ નહિ, હોઇ શકે નહિ, જે બે વાત વચ્ચે વ્યાઘાત છે તેમાંની એક ખરી અને એક ખોટી હોવી જ જોઇએ, ત્રીજો રસ્તો નથી.

૨, **વ્યાવૃત્તિન્યાય** (?) [દ. બા.]

**Exclusive, પ્રતિબંધક** [મ. ક.]

હિ. ૨૩: મૂર્ત સાવયવ વસ્તુઓ અને વર્ગો અન્યોન્ય પ્રતિબન્ધક (mutually e. મ્યૂચ્યુઅલિ એક્સક્લુઝિવ) હોય જ; ઘોડો તે હાથી નહી; હાથી તે દીપડો નહી એ પ્રમાણે.

**Execution,** ૧. **કૃતિ** [ન. લ.]

ન. ગ્રં. ૨, ૭૪: જુઓ Design.

૨. **નિર્વહણ** [કે. હ. અ. નો.]

**Exhibitionism,** ( *Psycho-ana.* ) **મયૂરવૃત્તિ, પ્રદર્શનભાવ, પ્રદર્શનવૃત્તિ** [ભૂ. ગો.]

**Experimental farm, પ્રયોગીક્ષેત્ર** [ વ. ઑ. ]

વ. ૪, ૫: જુઓ Demonstration farm.

**Expert,** ૧. **નિપુણ** [ન. ભો.]

વ. ૪, ૩૦૬: દરેક જણે પ્રાકૃતના અભ્યાસી થવાની જરૂર નથી; દરેકને એ વિષયમાં e. (નિપુણ) થવાની જરૂર નથી.

૨. **તજ્જ્ઞ** [અજ્ઞાત]

૩. **તદ્દવિદ** [ઓ. જ.]

કૌ. ૩, ૧, ૧૯૧: " પછી વિષયવાર તદ્દવિદો ('એક્સ્પર્ટ્સ') (આ શબ્દ માટે અમે રા. વ્યોમેશચંદ્ર પાઠકજીના ઋણી છીએ) પુરતી સંખ્યામાં મળશે"-વિ. ક.

૪. **વૈશેષિક** [ગુજરાતી]

૧૯૮૩ ના વિજયાંક સાથેના સાપ્તાહિક અંકમાં એ વિજયાંકનો પરિચયલેખ.

**Explorer, ભૂમિશોધક** [વિ. ક.]

કૌ. ૩, ૧, ૧૯૮

**Expression,** ૧. **અનુભાવ** [મ. ન.]

ચે. શા. ૬૦૦: જુઓ Emotion.

૨. **આવિષ્કરણ, પ્રકટીકરણ, પ્રકાશન, ઉચ્ચારણ** [અજ્ઞાત]

**Expressionism**—ભાવપ્રાકટ્યવાદ [આ. બા.]

વ. ૨૫, ૧૨૯: આવી ઝીણવટથી ઍરિસ્ટોટલના તાત્પર્યનું વિવેચન કરી એના વ્યાખ્યાતાએ Imitation અનુકરણવાદને E. યાને ભાવપ્રાકટ્યવાદમાં પરિણત કર્યો છે.

**Expressionistic,** આત્મપ્રદર્શક [ જ. ભ. દૂરકાળ. ]

ઝરણાં, ટાઢાં ને ઊન્હાં, "કવિ અને કવિતા," ૩૭: કાવ્યના જે પ્રકારો તરફ હમણાં હમણાંમાં જર્મનીમાં વિશેષ ભેદ પ્રતિપાદિત થયો છે તે ઉપર પણ દૃષ્ટિ કરી લઇયે. લેખકની લેખનભાવનાને અંગે કવિતા બે પ્રકારની હોઇ શકે: બીજા ઉપર છાપ પાડવાને લખાયેલી કવિતા અને પોતાનું અંતર ઉકેલવાને લખાયેલી કવિતા. પ્હેલીને પરપ્રેરક ( Impressionistic) કવિતા કહી શકાય અને બીજીને આત્મપ્રદર્શક (E.) કવિતા કહી શકાય.

**Expressive,** ૧. સૂચક, દ્યોતક, વ્યંજક [અજ્ઞાત]

૨. સાંકેતિક, અર્થપ્રદર્શક [કે. હ. અ. નો.]

**Expressiveness,** ૧. સમર્થતા [ કે. હ.]

કાવ્યમાધુર્ય, ૩૪૩: નવજીવન–અનુવાદની ભાષાની સમર્થતા (E.), વ્યંજકતા, મધુરતા આદિ વિશિષ્ટતાથી જે નવું ચૈતન્ય અનુવાદમાં આવે તે.

૨. અર્થવાહકતા [ કા. છ. ]

શ્રી. ગો.૨૫૯: એમની ભાષામાં એવો સ્વાભાવિક પ્રવાહ, એવી અર્થવાહકતા (E.) તથા એવી સંપૂર્ણ હૃદયગામિતા નિવાસ કરી રહ્યાં છે કે એમની ભાષા સહેલાઇથી શિષ્ટ તરીકે સ્વીકારાઇ છે.

૩. વાચકતા [ ર. મ. ]

જ્ઞા. સુ. ૨૩, ૫૧: વાચકતા (e.) ની અલ્પ શક્તિવાળી માનવ ભાષામાં ઈશ્વરનું વર્ણન કરતાં માનવ ભાષાની સીમાથી ઈશ્વરનું સ્વરૂપ મર્યાદિત થતું નથી એટલું લક્ષમાં રાખીશું તો ભ્રમ થવાનો ભય નહિં રહે.

**Extension,** ૧. વ્યાપકત્વ [મ.ન.ચે.શા.]

૨. આકાશવર્તિત્વ [પ્રા. વિ.]

**Spatial extension**—દિગ્વ્યાપકત્વ [ મ. ન. ]

ચે. શા. ૪: વિસ્તાર અથવા વિપુલત્વ એટલે દિગ્વ્યાપકત્વ, થોડી પણ જગો રોકવાપણું તે જડને હોય છે, ચેતનને લેશ પણ હોતું નથી.

**Temporal extension**—કાલવ્યાપકત્વ [મ. ન.]

ચે. શા. ૪: ચેતનવ્યાપારને માત્ર કાલવ્યાપકત્વ છે, કાળમાં તેનો ક્રમ છે.

**Extremist,** ૧. ગરમ [અજ્ઞાત]

૨. જહાલ [મરાઠી ઉપરથી–અજ્ઞાત]

૩. ઉદ્દામ [આ. બા.]

વ. ૬, ૬: ડીસેમ્બર આખર બાવીસમી 'ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ' ભરાઈ. એના ભવિષ્ય પરત્વે એના દુશ્મનોએ ઇચ્છેલું સઘળું અનિષ્ટ, એના મિત્રોએ રાખેલી સઘળી ચિન્તા ખોટી પડી. ઉદ્દામ પક્ષે ( Ee. ) વિષયનિર્ણયમંડળીમાં કેટલુંક તોફાન મચાવ્યું પણ આખરે વિનીત (Moderates) (અમે આ બે અંગ્રેજી શબ્દો માટે 'ગરમ' અને 'નરમ' એ શબ્દો સ્વીકારીશું નહિ, કારણ કે moderate પક્ષને 'નરમ' પક્ષ કહેવાથી જે નિર્બળતાનો ધ્વનિ થાય છે તે અમને માન્ય નથી. 'આત્યંતિક' અને 'માધ્યમિક' શબ્દો વધારે સારા છે, પણ moderate પક્ષવાળા જાણી જોઇને મધ્યમાં રહેવા માગે છે એમ નથી, તેથી એ શબ્દો પણ અમે સ્વીકાર્યા નથી. 'ઉદ્દામ' એટલે જેઓ કોઇ પણ તરેહનાં દામણાં–બન્ધન–માન્ય કરતા નથી તે; અને 'વિનીત' એટલે જેઓ દીર્ઘ દૃષ્ટિ ડહાપણ અને કર્તવ્યવિચારથી આત્મસંયમ વાપરે છે, પોતાની પ્રવૃત્તિનું નિયમન કરે છે તે ) પક્ષ ફાવ્યો.

૪. સીમાન્તસંચારી [ ઉ. કે. ]

વ. ૧૭, ૨૨૭: પછી, મોર્લે જણાવે છે કે, આના પરિણામમાં દેશના (રાજ્ય) સુધારકોમાં બે પક્ષ પડી ગયા હતા એક Moderate (મિતાચરણી) અને બીજો E. ( સીમાન્તસંચારી. )

૫. અતિવાદી [ મ. હ. ]

સ. મ. ૧૯: કેટલાક આધ્યાત્મિક ગૂઢવાદીઓ અથવા અતિવાદીઓએ આવેશ, રાગ અને ચિન્તનના વ્યાપાર વિષેની શ્રદ્ધાના પ્રમાણમાં પ્રખર તર્કમાત્રાનુસારી ન્યાયબુદ્ધિ વિષે ભારે અશ્રદ્ધા કેળવેલી હોય છે.

૬. **તીવ્રવાદી** [ દ. બા. ]

**Extrovert,**(*Psycho-ana.*)**બહિર્મુખ** [ ભૂ. ગો. ]

# F

**Facade,** ( *Arch.* ) ૧. **મુખભાગ, મુખદ્વાર** [સ. ઠ.]

સ. ૨૭, ૫૨૭: જુઓ Colonnade.

**Fact,** ૧. **બીના, વસ્તુ, વાત, હકીકત** [ જૂના ]

૨. **ભૂતાર્થ** [મ. સ ]

અ. ૫૦: તેઓ આપણા અવરજ બાન્ધવ છે, એ ભૂતાર્થ (f.) પ્રતિપાદિત છે.

૩. **પ્રમેય** [પો. ગો.]

સ. ૨૮, ૧૯: દરેક વૈજ્ઞાનિક અન્વેષણમાં પ્રમેય (Ff. ) નું સંશોધન, તેમનું વર્ગીકરણ, તેમાંથી નિયમશોધન અને નિયમસિદ્ધિ એમ ચાર શ્રેણી સ્પષ્ટ હોય છે.

૪. **તથ્ય** [પો. ગો.]

વિજ્ઞાનવિચાર, ૧૪: ખરો બાતમી–ખરી હકીકત-સિદ્ધ થયેલી હકીકતને અંગ્રેજીમાં f. કહે છે, તેને માટે આપણે ગુજરાતીમાં "તથ્ય" શબ્દ યોજીશું.

૫. **ઘટના** [દ. બા.]

**Fact and fiction—ઘટના અને કલ્પના, સાચું અને જોડેલું** [દ. બા.]

**Faculty,** ( a department of a university) ૧. **વિદ્યા** [ગૂ. વિ.]

વિ. ૩: વિદ્યા એટલે કેળવણીના જે વિષયનું વિદ્યાપીઠે ખાસ જુદાહિદું શાસ્ત્ર ઠરાવ્યું હોય તે.

**Fagging, બાલપરિચર્યા** [મ. ર.]

શિ. ઈ. ૪૯૬: એવા જ હેતુથી તેણે બાલપરિચર્યાની રીત પણ કાયમ રાખેલી.

**Fairy tale,** ૧. **અદ્‌ભુતવાર્તા** [હ. દ્વા.]

શાળાપત્રજ્યુબિલિઅંક, ૬૭: શાળામાં પ્રતિવર્ષ અમુક વિષય શિખવવાનો ક્રમ નવી પદ્ધતિમાં મુકરર થયો છે, અને તેમાં પ્રથમ અદ્‌ભુત વાર્તા (F. Tt. ) અને પછી જોડી કાઢેલી વાર્તાઓ(Fables)પછી ધર્મપુસ્તકોમાંથી પસંદગી થાય છે.

૨. **પરી-બુટ્ટી** [બ. ક.]

અં. ૭૧: શુદ્ધ સાહિત્ય એટલે કે કાવ્ય, નાટક, નવલકથા, નવલિકા, દૃષ્ટાન્ત પરી–બુટ્ટી (ફેયરી ટેઇલ (f. t.); ભૂત-વિદ્યાધરની કોઈ પણ અજબ લઘુ ઘટનાનો આખો વર્ગ.) કે વાર્તા, લાક્ષણિક વા પર્યેષક સંવાદ, શિષ્ટ નિબન્ધ, સુરેખ વર્ણન, સ્વપ્ન કે ગપ્પાં; પ્રેરણા કલ્પનાલીલા ઊર્મિવિહાર અને બુદ્ધિકરામતજન્ય અવનવી સુન્દર સજીવન સ્વતંત્ર સૃષ્ટિ: એની જરાયે અવગણના એમને હાથે થઇ નથી.

૩. **રૂપકથા** [ઝવેરચંદ મેઘાણી]

દાદાજીની વાતોની પ્રસ્તાવના.

**Fallacy, હેત્વાભાસ** [મ. ન.]

ચે. શા. ૩૮૯: પરામર્શગત દોષ અથવા હેત્વાભાસનું વર્ણન ન કરતાં એટલું જ કહેવું ઉચિત છે કે વિચારવ્યાપાર એ સાધર્મ્યગ્રહ રૂપ જ છે, એટલે દુષ્ટ અનુમિતિમાં સાધર્મ્યગ્રહની ગરબડ, અથવા સ્પષ્ટ વિવેકાભાવ એ જ મુખ્ય કારણ છે.

**Fallacy of accident—**૧. **સોપાધિક** [ મ. ન. ]

ન્યા. શા. ૧૪૪: પાશ્ચાત્ય ન્યાયમાં એવો એક આર્થિક હેત્વાભાસ માનવામાં આવે છે કે જ્યાં કોઇ સામાન્ય વાતને અમુક એક વાત ઉપર જ લાગુ કરી દેવાતી હોય ત્યાં એ હેત્વાભાસ થાય છે. એ રીતે હેતુ દુષ્ટ થવાનું કારણ એટલું જ છે કે સામાન્ય પ્રસંગે એ હેતુ લાગુ થઈ શકતો હતો પણ વિશિષ્ટ પ્રસંગમાં કોઈ અધિક વાત

ઉમેરવાથી-કોઇ ઉપાધિ આવવાથી-એ હેતુ લાગુ થઇ શકતો નથી.

૨. (Fallacia accidentis) **સોપાધિક અસિદ્ધ** [ શા. વિ. ]

પ્ર. પ્ર. ૨૮૩: અસિદ્ધના બધા પ્રકારોમાં સોપાધિક અસિદ્ધ ઘણો અગત્યનો છે. 'ભગવદ્‌ગીતા વાંચવી જોઈએ કારણ કે એ પુણ્યનું કામ છે માટે કોઇ ડૂબવા પડયો હોય ત્યારે ભગવદ્‌ગીતા વાંચવી જોઇએ' એમ કહીને ડૂબનારને કહાડવાને બદલે કોઈ તે વખતે ભગવદ્‌ગીતા વાંચવી એવું અનુમાન કહાડે તો તે સોપાધિક અસિદ્ધ ગણાય. આમાં 'ભગવદ્‌ગીતા વાંચવી એ પુણ્યનું કામ છે' એ વ્યાપ્તિમાં સત્ય છે ખરું, પણ તે પૂરેપૂરી સિદ્ધ વ્યાપ્તિ નથી. એ વ્યાપ્તિ પૂર્ણ અથવા સિદ્ધ થવા માટે તેમાં 'કોઇ વધારે અગત્યના કર્તવ્યને બાધ ન આવતો હોય ત્યારે' એવો ઉપાધિ ઉમેરવાનોછે.

**Fallacy of composition**—૧. (Fallacy of Accent-of Division,-of Composition) **અર્થાન્તર** [મ. ન.]

ન્યા. શા. ૧૪૨; બીજો આકૃતિસમ હેત્વાભાસ અર્થાન્તર છે. અર્થાન્તર એ આપણા ન્યાયશાસ્ત્રમાં નિગ્રહસ્થાન છે, અને અમુક સાધ્ય માટે જે હેતુનો ઉપન્યાસ કર્યો હોય તેનો આક્ષેપ ન કરતાં ગમે તે કાંઈક બોલવા માંડવું તેને અર્થાન્તર નિગ્રહસ્થાન કેહે છે. પાશ્ચાત્ય અર્થાન્તરમાં ત્રણ પ્રકારની કલ્પનાથી હેત્વાભાસત્વ ઘટાવેલું છે. **અવયવોમાં** જે વાત પ્રત્યેકને લાગુ થતી હોય તે નિગમનમાં સમગ્રને લાગુ કરી દેવી, અથવા અવયવોમાં જે વાત સમગ્રને લાગુ થતી હોય તે નિગમનમાં પ્રત્યેકને લાગુ કરી દેવી; આ બે પ્રકાર. એમાં સ્પષ્ટ રીતે અર્થાન્તરની જ કલ્પના થાય છે. ત્રીજો પ્રકાર એવી રીતે થાય છે કે કોઇ એક વચનમાંના અમુક શબ્દને જ વધારે પુરસ્કાર આપીને એ વાકયના વિવક્ષિતાર્થ કરતાં અન્ય અર્થનો ભાસ ઉપજાવવો. એ પણ અર્થાન્તર છે. આમ ત્રણ પ્રકારે અર્થાન્તર પાશ્ચાત્યોએ માન્યો છે.

૨. **સંયોગીકરણનો હેત્વાભાસ** [ ક. પ્રા. ]

ગુ. શા. ૪૭, ૧૦૨: આવા હેત્વાભાસને અંગ્રેજીમાં 'ફૅલસિ ઑવ કૉમ્પોઝિશન' ('સંયોગીકરણનો હેત્વાભાસ') કહે છે, એમાં અમુક સત્ય વ્યક્તિને લાગુ પડે છે તો તે સમુદાયને પણ લાગુ પડવું જોઈએ એવી રીતે અનુમાન કરવામાં આવે છે, માટે તે દૂષિત થાય છે. એથી ઉલટો હેત્વાભાસ **પૃથક્કરણનો હેત્વાભાસ** (ફૅલસિ ઑવ ડિવિઝન) કહેવાય છે.

૨. **છલ** [ શા. વિ. પ્ર. પ્ર. ૨૭૮ ]

૩. **સર્વગ્રહણદોષ** [ મ. ર. ]

અ. ન્યા.: સર્વગ્રહણદોષ, સાધનમાં દરેક ભાગને માટે જે કહ્યુ હોય તે અનુમાનમાં આખાને લાગુ પાડવાથી થાય છે; એ દ્વયર્થદોષનો જ એક પ્રકાર છે.

**Fallacy of Division**—૧. **અર્થાન્તર** [મ. ન.]

જુઓ ઉપર Fallacy of composition.

૨. **પૃથક્કરણનો હેત્વાભાસ** [ક.પ્રા.]

જુઓ ઉપર Fallacy of composition.

૩. **ભાગગ્રહણદોષ** [ મ. ર. ]

શિ. ઇ. ૪૩૬: આવા મોટા ફિલસુફ ઉપર હેત્વાભાસનો દોષ મૂકતાં સાહસ જેવું લાગે, પણ ન્યાયના અભ્યાસીઓને માલૂમ પડશે કે એ ભાગગ્રહણદોષ (Fallacy of Division) કરે છે:-બધાં શાસ્ત્રો મનુષ્યવર્ગને આવશ્યક છે, માટે દરેક શાસ્ત્ર દરેક મનુષ્યને આવશ્યક છે.

**Fallacy of double question-many questions**—૧. (Fallacy of many questions) **અપ્રાપ્તકાલ** [મ. ન.]

ન્યા. શા. ૧૪૭: અપ્રાપ્તકાલ એ એક નિગ્રહસ્થાન છે, અને એનો અર્થ એ છે કે જે વાસ્તવિક ક્રમ છે તેને વિપરીત કરીને કહેવો, જે સમયે જે કથાનો ક્રમ યોગ્ય છે તે બદલીને કાંઇક કહેવું. આ જ અર્થને કાંઇક અંશે અનુસરી આપણે પાશ્ચાત્યો જે વાતને ઘણા પ્રશ્નો એકમાં સમાવવા રૂપ હેત્વાભાસ કહે છે તેને પણ અપ્રાપ્તકાલ કહીએ તો ચાલે. ચાલતા પ્રસંગને ઉલટાવી નાખી એક વાતનો જવાબ દેઇ ન શકાય અને જવાબ દેતાં કાંઇક અનિષ્ટ જ કહેવું પડે એવી રીતે એક કરતાં વધારે પ્રશ્નોને સેળભેળ કરી દેવા તેને અપ્રાપ્તકાલ હેત્વાભાસ કહેવો. વકીલો કોર્ટમાં સાક્ષીઓ તપાસતાં 'તમે અમદાવાદથી કયારે આવ્યા'

એવો પ્રશ્ન કોઇ સાક્ષી જે અમદાવાદ ગયો જ નથી તેને પૂછે અને તે પોતાના આવ્યાનો સમય કહે તો અમદાવાદ નથી ગયો છતાં ગયો ઠરે, એટલે શો જવાબ દેવો તે જ તેને સૂઝે નહિ, એ અપ્રાપ્તકાલ હેત્વાભાસનું ઉદાહરણ છે. વાસ્તવિક રીતે 'અમદાવાદ ગયો હતો કે નહિ?' એ પ્રશ્ન પછી 'ક્યારે આવ્યો?' એ પ્રશ્ન થઇ શકે.

૨. ( Fallacy of double question ) **પ્રશ્નબાહુલ્ય** [રા. વિ.]

પ્ર. પ્ર. ૨૯૩: અંગ્રેજીમાં જેને પ્રશ્નબાહુલ્યનો દોષ કહે છે તેનો પણ આત્માશ્રયમાં જ સમાવેશ થાય છે. 'તમે દારૂ પીવાનું ક્યારે છોડી દીધું?' એ પ્રશ્ન લો. હવે અમુક માણસ દારૂ પીએ છે એમ સાબીત ન થયું હોય તેમ છતાં આવો પ્રશ્ન પૂછીએ તો તે દોષ જ ગણાય. કારણ કે 'તમે દારૂ પીતા હતા?' અને 'પીતા હતા તો ક્યારે છોડી દીધો?' તેવા બે પ્રશ્નોને બદલે આમાં એક જ પ્રશ્ન પૂછાય છે. આમાં જવાબ હકારમાં આવે કે નકારમાં આવે તો પણ તે પહેલાં દારૂ પીતો હતો એટલું તાત્પર્ય તો જરૂર નીકળે અને એ તો મૂળ પ્રશ્ન જ છે.

**Fallacy of equivocation**—૧. (Fallacy of Amphibology,–of eqnivocation ) **દ્વયર્થતા, હેત્વન્તરનિગ્રહસ્થાન** [મ. ન.]

ન્યા. શા. ૧૪૨: દ્વયર્થતા એટલે બે અર્થ થઇ શકતા હોય તેવા હેતુનો પ્રયોગ. એના બે પ્રકાર છે, એક તો કોઇ પણ ન્યાયમાં હેતુપદ દ્વયર્થ રાખવાથી તેનો ભંગ થાય છે તે. આ સ્વરૂપે આ દોષ માત્ર એ ન્યાયનિયમના ભંગ રૂપ જ છે. 'દિગ્ગજો પૃથ્વીને ધારણ કરે છે,રામશાસ્ત્રી મ્હોટા દિગ્ગજ છે, માટે તે પૃથ્વીને ધારણ કરે છે.' આ સ્થાને દિગ્ગજ શબ્દનો **સાધ્યાવયવમાં** અભિધેયાર્થ છે ને **પક્ષાવયવમાં** ગૌણી વૃત્તિથી લક્ષ્યાર્થ છે, એમ દ્વયર્થતા આવવાથી આ અનુમિતિ દુષ્ટ છે. આ હેત્વાભાસનો બીજો પ્રકાર વાક્યની દ્વયર્થતામાંથી થઇ આવે છે. ભાષાના પ્રયોગ કરતાં વાક્યમાં શબ્દોનો વિન્યાસ એવી રીતે થઇ જાય કે ઉભયે અર્થનું ભાન થઈ શકે ત્યાં પણ આ હેત્વાભાસ જાણવો. અમુક સગર્ભાને શું થશે? એ પ્રશ્નના ઉત્તરમાં **પુત્રોન પુત્રી** એવું વાક્ય લખી આપવાની જે લોકોક્તિ પ્રચલિત છે તેમાં આ હેત્વાભાસ છે કેમકે એના ઉભય અર્થ, **ન** ને પુત્ર સાથે કે પુત્રી સાથે લેવાથી થઈ શકે છે. આ હેત્વાભાસનું નવીન નામ 'દ્વયર્થતા' એવું કલ્પ્યું છે પણ આને હેત્વન્તરનિગ્રહસ્થાન કહીએ તો ચાલે. કેમકે યદ્યપિ હેત્વન્તરમાં પોતે સ્વીકારેલા હેતુને અન્ય વિશેષણ લગાડવાથી દોષ થાય છે એટલે તે અન્ય હેતુના સ્વીકારની બરાબર છે; તથાપિ અત્ર પણ દ્વયર્થતાને લીધે અન્ય હેતુનો જ સ્વીકાર થતો હોય તેવું બને છે એટલે આ દોષને હેત્વન્તરનિગ્રહસ્થાન કહેવાને બાધ નથી.

૨. **છલ** [ રા. વિ. પ્ર. પ્ર. ૨૭૮ ]

૩. **દ્વયર્થદોષ** [ મ. ર. અ. ન્યા. ]

**Fallacy of false cause**—૧. **નિરર્થક** [મ. ન.]

ન્યા. શા. ૧૪૭: નિરર્થક એ નિગ્રહસ્થાનનો અર્થ એવો છે કે પ્રતિજ્ઞાતાર્થ સાથે જેને કોઈ સંબંધ નહિ એવી જ નકામી વાત કહેવી તે નિરર્થક છે. પાશ્ચાત્યો એ હેત્વાભાસ ત્યાં માને છે કે જ્યાં બે વાતોનું સમકાલીનત્વ કે આનુપૂર્વીકત્વ હોય પણ તેમનો કાર્યકારણરૂપ કે બીજો સંબંધ ના હોય છતાં તેમને કાર્યકારણ ઠરાવવામાં આવે. કોઇ ગ્રહણ થાય કે ધૂમકેતુ દેખાય અને તે પછી કે તેવામાં દુકાળ પડે તો તે દુકાળનું કારણ એ ગ્રહણ અથવા એ ધૂમકેતુને માનવો એ નિરર્થક છે. ગામમાં આગ ઘણી થાય છે કેમકે મહીનો મંગળવારો બેઠો છે; એ પણ નિરર્થક હેત્વાભાસ છે.

૨. **અસત્કારણ** [ મ. ર. ]

અ. ન્યા.: પાંચમો દોષ અસત્કારણ (non causa pro causa, false cause) નો છે. ઉદાહરણ તરીકે ઈંગ્રેજ લોકો આબાદ છે તેનું કારણ એમ કહીએ કે આબાદી તેમના વર્તનમાંથી થઇ છે તો એ ખોટું છે કારણ કે કોલસાની ખાણો અને દરિયો એ ઈંગ્લંડની આબાદીનાં મુખ્ય કારણો છે.

**Fallacy of false conclusion**–**પ્રતિજ્ઞાન્તર** [મ. ન.]

ન્યા. શા. ૧૪૫: બીજો આર્થિક હેત્વાભાસ પ્રતિજ્ઞાન્તર છે. પ્રતિજ્ઞાન્તર એ નિગ્રહસ્થાનનો સામાન્ય અર્થ એવો છે કે વાદીએ કહેલા દૂષણનો ઉદ્ધાર કરવા પોતાની પ્રતિજ્ઞાને કોઈ અન્યરૂપે કહેવી. આપણે એમાંનો જે સાધારણ અંશ છે કે પ્રતિજ્ઞાને બદલવી, બીજી જ પ્રતિજ્ઞા કરવી, નવી પ્રતિજ્ઞા કરવી, મૂલને સંબંધવાળી ન હોય તેવી પ્રતિજ્ઞા કરવી તે પ્રતિજ્ઞાન્તર એમ કહીએ છીએ. કોઈ પણ વાત એવી રીતે સિદ્ધ કરવી કે ઇષ્ટ કરતાં કાંઈક બીજું જ નીકળે તેને પાશ્ચાત્યો પ્રતિજ્ઞાન્તર કહે છે. કાયદામાં પુરાવાની તકરારોમાં જેને 'લગતી' અને 'નહિ લગતી' કહે છે તેનો પણ પ્રતિજ્ઞાન્તરમાં સમાસ જાણવો.

**Fallacy of figure of speech**—છલ [મ. ન.]

ન્યા. શા. ૧૪૩: આકૃતિસમ હેત્વાભાસમાં છેલો છલ છે. પ્રકૃત કરતાં અસત્ (અયોગ્ય-ખોટું) ઉત્તર આપવું તે છલ છે; એ પણ નિગ્રહસ્થાન છે. પાશ્ચાત્યો કોઇ પણ અલંકારના પ્રયોગથી થઇ આવતા હેત્વાભાસનો આમાં સમાસ કરે છે. ...એવું ઉદાહરણ પાશ્ચાત્યોના લેખોમાં ઘણા સમયથી અપાતું આવે છે કે 'માણસ ચાલે છે તે ચગદે છે; માણસ આખો દિવસ ચાલે છે, માટે માણસ દિવસને ચગદે છે' તે પણ 'ચાલવા' ના અર્થમાં કાંઇક અંતર ઉપજાવીને પ્રયોજેલો છલ છે.

**Fallacy of irrelevancy or ignoratio elenchi**—અર્થાન્તર [ક. પ્રા.]

ગુ. શા. ૪૭, ૧૦૫: પ્રતિપક્ષીનો પરાજય કરવા સારૂ તે સિદ્ધ કરવા ઇચ્છતો હોય તેથી ઉલટું સિદ્ધ કરવાને બદલે કંઈક જુદું જ સિદ્ધ કરે તો તે હેત્વાભાસને અર્થાન્તર ( 'ઇગ્નો રિશિઓ ઇલેન્ચિ'-પ્રતિપક્ષીના પરાજય સારૂ જે અનુમાન જોઇએ તેનું અજ્ઞાન) કહે છે.

**Fallacy of negative premisses**, નિષેધાવયવ [મ. ન.]

ન્યા. શા. ૧૦૧: બે નિષેધનિર્દેશ ઉપરથી નિગમન ફલિત ન થાય એ નિયમનો ભંગ થવાથી જે દોષ ઉદ્ભવે છે તેને નિષેધાવયવ એ નામ આપવામાં આવે છે.

**Fallacy of non sequitur**—અધિક [મ. ન.]

ન્યા. શા. ૧૪૭: અધિક એ નિગ્રહસ્થાન પણ અત્રત્ય નૈયાયિકોનું છે અને તેનો અર્થ એ છે કે હેતુ અને વ્યાપ્તિ તથા દૃષ્ટાંતથી જે સિદ્ધ થઇ શકે તે કરતાં અધિક સિદ્ધ કરવું. પાશ્ચાત્યો કહે છે કે અવયવોમાંથી ફલિત ન થતું હોય એટલે કે સ્પષ્ટ સંબંધ જણાતો ન હોય અને અવયવો કરતાં અધિક હોય તે અધિક હેત્વાભાસ કહેવાય.

**Logical fallacy**—૧. આકૃતિક હેત્વાભાસ [મ. ન.]

ન્યા. શા. ૧૪૧: પાશ્ચાત્ય ન્યાયમાં હેત્વાભાસના બે મુખ્ય વિભાગ માન્યા છે: આકૃતિક અને આર્થિક; અર્થાત્ ન્યાયની આકૃતિમાત્ર ઉપરથી જ જે દોષનું ગ્રહણ થઇ શકે, સામાન્યતઃ જે નિયમો અપાઇ ગયા હોય તેટલા જોવાથી જ જેનો વિવેક થઇ શકે, તે આકૃતિક હેત્વાભાસ છે: આકૃતિકના પણ બે વિભાગ માન્યા છે: કેવળ આકૃતિક અને આકૃતિકસમ.

૨. નૈયાયિક [મ. ર.]

અ. ન્યા. જુઓ નીચે Material fallacy.

**Material fallacy**—૧. આર્થિક હેત્વાભાસ [મ. ન.]

ન્યા. શા. ૧૪૧: જુઓ ઉપર Logical fallacy.

૨. વાસ્તવિકદોષ [મ. ર.]

અ. ન્યા.: અનુમાનના દોષો બે પ્રકારના છે:—૧ નૈયાયિક (formal) દોષો—એ વિષય જાણ્યા વગર પણ પારખી શકાય છે. વાસ્તવિક ( m. ) દોષો—એ વિષય જાણ્યા વગર પારખી શકાતા નથી.

**Semi-logical fallacy**—આકૃતિકસમ હેત્વાભાસ [મ. ન.]

જુઓ ઉપર Logical fallacy.

( આંહી નહિ આપેલ બાકીના હેત્વાભાસોના પર્યાયો માટે તે તે શબ્દોના વર્ણાનુક્રમ પ્રમાણે અન્યત્ર જુઓ. )

**Fan,**

**Fanlight** (*Arch.*) **કલમદાન**(મુંબઈ) [ ગ. વિ. ]

**Fancy,** ૧. **તરંગ** [ ર. મ. ]

ક. સા. ૪૯૮: પરન્તુ હમેશ એવી હદ હોય છે કે તે ઉપરાંત જઇ કવિ જો એ કાબુ અગાડી ચલાવે તો તે અવસ્થા અમાનુષ તથા અતિ વિકટ થઇ જાય. અને તેથી એ હદે ચિત્તના જ્વરવત્ તપ્ત તથા ઉન્મત્ત તરંગ વાજબી અને ખરા બને છે. (રસ્કિનના 'મોડર્ન પેન્ટર્સ'માંથી આ ભાષાન્તર છે. મૂળ વાક્ય જોવાથી આંહી "તરંગ" શબ્દ "fancy" ને જ માટે વાપર્યો છે એની પ્રતીતિ થશે તેથી તે પણ આંહી આપ્યું છેઃ—"...there being, however, always a point beyond which it would be inhuman and monstrous if he pushed this government, and, therefore, a point at which all feverish and wild fancy becomes just and true. )

૨. **તરંગવૃત્તિ** [ હિં. ગ. ]

કા. મા. ૨૯૦: કલ્પનાના સુખપ્રદ સપાટા તથા તરંગવૃત્તિની લ્હેજતદાર ભ્રમણા નથી એમ નથી. (Optimism માં આપેલું અવતરણ પણ જોવું.)

૩. **કલ્પનાલાલિત્ય** [બ. ક.[1]]

વ. ૫. ૩૩૨: વળી 'કુસુમમાળા'ના મોટા ભાગની ખામી-કે એમાં કલ્પનાપ્રભાવ કરતાં તેના લાલિત્યના ('કલ્પનાલાલિત્ય' F. ના અર્થમાં; '**કલ્પનાપ્રભાવ**' Imagination નાં અર્થમાં) અંશ વધારે છે તે—આ સર્વ કાવ્યોમાં પણ છે.

૪. **વૃથાતરંગ, વૃથાતર્કતરંગ** [ ન. ભો. ]

મ. મુ. ૧, ૧૨૧

૫. **કલ્પનાતરંગ** [આ. બા.]

વ. ૧૨, ૧૨૫: **લી હંટ** "Fancy and Imagination" ના પુસ્તકમાં 'F.' અને 'Imagination" વચ્ચે જે ભેદ બતાવે છે તે બરાબર તારવી આપે એવા એ બે શબ્દો માટે ગૂજરાતી શબ્દો યોજવા બહુ કઠણ છે. રા. રમણભાઈએ 'કવિતા અને સાહિત્ય' નામના એમના ગ્રન્થમાં એને માટે શા શબ્દો યોજ્યા છે એ યાદ આવતું નથી. પણ મને લાગે છે 'F.' માટે 'કલ્પનાતરંગ' અને 'Imagination' માટે '**પ્રતિભાદૃષ્ટિ**' શબ્દ યોજ્યા હોય તો ઠીક.

૬. **તરંગલીલા, મતિલીલા** [બ.ક.]

સા. ૪, ૨૮૯: તરંગલીલા (f.), મતિલીલા (f.) ચાતુર્ય, સુરુચિલીલા (taste, grace) વગેરે કલ્પનાનાં સૌમ્ય રૂપ છે. અને આપણે ઘણુંખરૂં કલ્પનાના ભવ્ય રૂપને જ કલ્પના કહીએ છીયે.

૭. **લાલિત્ય** [બ. ક.]

લિ. ૧૦: કલ્પના ( imagination ) તે પ્રૌઢ નારી, સુંદર ભવ્યગંભીર માતા; F. તે તેનું છોરૂં, રમતિયાળ, કુમારિકા જેવું સ્વરૂપ....Imagination અને f. વચ્ચે આ પ્રકારનો ભેદ સૂચવી શકે એવો f. ને માટે યોગ્ય શબ્દ જોઈએ. 'લાલિત્ય' 'લલિત કલ્પના' વગેરે વાપરીને કામ રેડવિયે છિયે, તે શાસ્ત્રીય દૃષ્ટિએ ઠીક જ છે.

**Fancy dress—સ્વચ્છન્દશૃઙ્ગાર** [ ન. ભો. ]

સ્મ. મુ. ૬૮: તેમ જ (f. d.) સ્વચ્છન્દશૃઙ્ગાર—તરીકે ઉઘાડા માથામાં અંબોડામાં ફૂલ રસિક રીત્યે ખોસવાના પ્રકાર તે અપવાદ સ્થિતિ જ છે.

**Fancyfair**—૧. **આનન્દબજાર** [બંગાળી ઉપરથી-અજ્ઞાત]

**Farfetched,** ૧. **દૂરાકૃષ્ટ** [બ. ક.]

ક. શિ. ૩૩: જુઓ Absnrd.

૨. **દૂરાનીત** [જ. એ. સંજાના]

કૌ. ૨, ૪, ૧૦૧: જુઓ Conceit.

૩. **દૂરાન્વિત** [દ. બા.]

---

[1] વસન્તવાળા સંગ્રહમાંઆ પર્યાય વ.ઑ. ને નામે આપ્યો હતો, અને જે લેખમાં એ શબ્દ આવે છે તેની નીચે સહી પણ વ. ઑ. ની જ છે; પણ પાછળથી એ લેખ પોતાનો હોવાના રા. બળવન્તરાય ઠાકોર પાસેથી ખબર મળતાં આંહીં તેમને જ નામે મૂકયો છે.

**Fascia,** (*Arch.*) પટ્ટો [ગ. વિ.]

**Fatalism,** ૧. **પ્રારબ્ધવાદ** [ગો. મા.]

ન. ૭. ૨૫: આ લખાણનો વિષય F. અથવા પ્રારબ્ધવાદ છે.

૨. **દૈવાધીનતા** [બ. ક.]

લિ. ૧૧૦: ઇસ્લામી વિચારસૃષ્ટિમાં દૈવાધીનતા (f. ફેટેલિઝમ)ની ભાવના પાયાથી ટોચ સુધી વ્યાપેલી છે.

૩. **નિયતિવાદ** [મ. હ.]

સ. મ. ૫૦: પોતે પ્રથમ નિયતિવાદને પુરુષાર્થવાદથી વિરુદ્ધ સમજતો હતો.

૪. **દૈવવાદ** [દ. બા.]

૫. **કર્મવાદ** [મરાઠી]

ટિ. ગી. ૨૭૨: આપણી તરફ કર્મવાદ અથવા દૈવવાદને લીધે, તો પશ્ચિમના દેશોમાં પ્રથમ ખ્રિસ્તી ધર્મના ભવિતવ્યતાવાદને લીધે, અને અર્વાચીન કાળમાં શુદ્ધ આધિભૌતિક શાસ્ત્રના સૃષ્ટિક્રમવાદને લીધે, ઇચ્છાસ્વાતંત્ર્યના આ વિષય ઉપર પંડિતોનું પુષ્કળ લક્ષ ગયેલું છે.

**Fatalist—નસીબવાદી** [બ. ક.]

અં. ૧૯: મુસલમાન અને બહુ ભણેલો નહીં એટલે આસ્તિક અને નસીબવાદી (f.) હશે.

**Father-complex** (*Psycho-ana.*) **પિતૃ-ગ્રન્થિ** [ભૂ. ગો.]

**Federal,**

**Federal system—સંયુક્ત સામ્રાજ્યતંત્ર** [ઉ. કે.]

વ. ૭, ૩૧૩: દેશી રાજ્યો પણ ભવિષ્યમાં આપણાં પ્રાન્તરાજ્યોની સમાન કક્ષામાં હિન્દી સરકારના અંગમાં F. ક.—સંયુક્ત સામ્રાજ્યતંત્રમાં ભળી શકે તે માટે પણ આરંભમાં એક પ્રતિનિધિસંસ્થાનું બીજ રોપ્યું છે.

**Federation,** **સંસારસંયોજન** [ર.વા.]

સ. ૨૨, ૭: જુઓ Colonisation.

**Feeling,** ૧. **લાગણી** [ન. લા.]

ઉપરનો (રા. ઉત્તમલાલ ત્રિવેદીનો નર્મદ-જયન્તીપ્રસંગે વંચાયેલો ) લેખ વંચાઇ રહ્યા બાદ, રા. રા. ગણપતરામ શાસ્ત્રી-આપણા પ્રાન્તના એક માન પામતા માજી ડે. એ. ઇન્સ્પેક્ટર-જેઓ આ પ્રસંગે હાજર હતા તેમણે નર્મદાશંકર સંબન્ધી પોતાનાં સ્મરણ સભાને જાહેર કર્યાં. તેમાં એક બે બાબત જાણવાજોગ હતી. રા. શાસ્ત્રીજીએ જણાવ્યું કે નર્મદાશંકરનો એવો રિવાજ હતો કે જે જે મ્હોટા પ્રશ્નો એમને વિચારવા જેવા લાગે તે તેઓ એક ભીંત ઉપર નોંધતા અને મિત્રો એકઠા થાય ત્યારે એ પ્રશ્નોની ચર્ચા ઉપાડવામાં આવતી. કેટલીક વાર "રાજ્યરંગ" જેવા વિષયના પ્રશ્નની ચર્ચા આખું અઠવાડીયું પહોંચતી. એક વખત "feeling" ને માટે યોગ્ય ગુજરાતી શબ્દ વિષે મિત્રમંડળમાં ચર્ચા ચાલી. આખરે "લાગણી" શબ્દ નક્કી થયો. આજકાલ 'feeling' માટે આ શબ્દ એવો સાધારણ થઇ ગયો છે કે સૌથી પહેલો એ કોણે વાપર્યો એ એ કોઇના જાણવામાં નથી. પણ ખરૂં જોતાં આ શબ્દ પ્રથમ વાપર્યાનું માન નર્મદાશંકરને છે.'-તન્ત્રી, વસન્ત, ૩, ૨૬૩.

૨. **રસેન્દ્રિય** [મ. ન.]

ના. પ્ર. ૧૦: સ્ત્રીનું રસેન્દ્રિય (લાગણી f.) બહુ પ્રબળ છે.

૩. **વૃત્તિ** [મ. ન.]

ચે. શા. ૬૦૧: કાર્યસાધક વેગને વશ કરવા કરતાં વૃત્તિને વશ કરવી એ વધારે કઠિન કામ છે.

૪. **ભાવ** [ર. મ.]

ક. સા. ૨૭૯: અલબત્ત, કવિતા તે સંગીત નથી, અને ભાવ (f.) પ્રકટ કરવાનો કવિતાનો પ્રકાર સંગીતના પ્રકારથી જુદો છે.

૫. **વેદના** [પ્રા. વિ.]

૬. **વેદનાશક્તિ, ભાવનાશક્તિ, વેદનાવ્યાપાર, ભાવનાવ્યાપાર** [કે. હ. અ. નો.]

**Æsthetical feeling—રસૈકાયન લાગણી** [કે. હ. અ. નો.]

**Fellowfeeling—૧. સહાનુભાવ** [મ. ન. ચે. શા. ૪૭૩]

**Ideal feeling—૧.ભાવનારૂપવૃત્તિ** [મ. ન. ચે. શા.]

૨. **વેદનાની તન્માત્રા** [કે. હ. અ. નો.]

**Intellectual feeling—વૈજ્ઞાનિક લાગણી** [ કે. હ. અ. નાં. ]

**Moral feeling—૧. નીતિવૃત્તિ** [ મ. ન. ચે. શા. ૪૨૫ ]

૨. **નૈતિક લાગણી** [ કે. હ. અ. નાં. ]

**Ruling feeling—અધિકૃતવૃત્તિ** [ મ. ન. ચે. શા. ]

**Sense feeling, ઐન્દ્રિયવૃત્તિ** [મ. ન. ચે. શા.]

**Organic sensefeeling—શારીર વૃત્તિ** [ મ. ન. ચે. શા. ]

**Sensuous feeling—ઐન્દ્રિય લાગણી** [ કે. હ. અ. નાં. ]

**Feelings of relation—ધારાધિરોહી લાગણી** [કે. હ. અ. નાં.]

**Fellow,** ૧. ( in universities & colleges ) **૧. શિષ્યગુરુ** [મ. ર.]

જુઓ નીચે Fellowship.

૨. **ઉપાધ્યાય** [ ગૂ. વિ. ]

વિ. ૯૭: ગૂજરાત મહાવિદ્યાલયના અધ્યાપક-મંડળની સલાહ લઈ સ્નાતક થયા પછી વધુ અભ્યાસ કરવા વધારેમાં વધારે રૂ. ૬૦) ના વેતનથી ત્રણ ઉપાધ્યાય નીમવાની ગૂજરાત મહાવિદ્યાલયના આચાર્યને સત્તા આપવામાં આવે છે.

૩. **અધ્યેતા** [વિ. ક.]

કૌ. ૨, ૧, ૨૧૫: કેમ્બ્રીજમાં પૌર્વાત્ય ભાષાઓના અધ્યેતા (' ફેલો ') રા. એડવર્ડ ગ્રેનવીલનું મરણ.

**Fellow citizen—૧. સહનાગરિક** [ સૌ. ભવંગિકા મહેતા ]

ગ્રીક સાહિત્યના કરુણરસપ્રધાન નાટકોની કથાઓ, ઉપોદ્ઘાત, ૧૪: ત્હેના મૃત્યુ પછી ત્હેના ગુણમુગ્ધ સહનાગરિકોએ ત્હેને દેવપદ આપ્યું.

**Fellowship—૧. શિષ્યગુરુની પદવી** [મ. ર.]

શિ. ઈ. ૪૭૭: ઓરિયલ કૉલેજમાં તેને શિષ્યગુરુની પદવી મળી.

૨. ૧. **વિદ્યાર્થીવેતન** [હ. દ્વા.]

છઠ્ઠી પરિષદ્, ભાષણ, ૫૦: જેઓ સારી શોધખોળ કરે, ઉત્તમ પ્રકારના રિસાલા, નિબંધ કે પુસ્તક લખે, તેમને તથા જેઓ ગુજરાતી ભાષાનો ઉંડો અભ્યાસ કરે તેમને, લાયકી પ્રમાણે ઇનામ, વિદ્યાર્થીવેતન (ફેલોશિપ) તથા અમુક પદ્વી પરિષદ્ તરફથી આપવાની યોજના કરવી.

૨. **ઉપાધ્યાયવૃત્તિ** [ગૂ.વિ.વિ.૯૭]

**Feminism, ૧. નારીવાદ** [અજ્ઞાત]

**Feminist—નારીવાદી** [વિ. ક.]

કૌ. ૨, ૨, ૨૧૭: નવલકાર અને પ્રખ્યાત નારીવાદી રા. ડબલ્યુ એમ. જ્યોર્જનું અવસાન.

૨. **સ્ત્રીવાદી** [ બ્યો. જ. ]

અહિચ્છત્ર, ૧૪: સ્ત્રીવાદીઓ લગ્ન વિરુદ્ધ પોકાર કરી રહ્યા છે.

**Fetichism,-Fetishism—૧. જીવારોપણવાદ** [ અ. ક. ]

સ. ૧૩, ૧૩૪: પ્રથમ વિભાગનું નામ જીવારોપણવાદ (ફેટીશીઝમ) એટલે કે સૃષ્ટિની દરેક વસ્તુમાં જીવ છે એમ ધારવું તે. કોઈ ઝાડ જોઇ તેમાં જીવ છે એમ કલ્પી તેને રીઝવી અથવા ચીડવી શકાય એવી માન્યતા રાખવી તે આ મનોવૃત્તિનું સ્વાભાવિક પરિણામ છે.

૨. ( *Psycho-ana.* ) **અલંકારકામુકતા** [ભૂ. ગો.]

**Feudalism,-Feudal system, ૧. વતનવ્યવસ્થા** [હ. મા.]

હિં. રા. ૨૦: યૂરોપીય સમાજની જુની વતનવ્યવસ્થા (f. s.) શિથિલ થઈ તેને સ્થાને દેશપ્રીતિનું નવું ચેતન સ્ફુરવા માંડયું હતું.

૨. **ગરાસદારી પદ્ધતિ** [કે. હ.]

પ્રિયદર્શના ૩૯: તેની ભોગપદ્ધતિ બંગાળાની જમીનદારી (Permanent Settlement) ને મળતી હતી; પણ તે ગરાસદારી (F. S.) થી ભિન્ન હતી.

૩. **સામંતસંસ્થા** [ન્હા. દ.]

ઇ. ઞ. ૧૦: શાર્લમેઇનની (F.) સામંતસંસ્થા ને પોપની કેથોલિક સંપ્રદાયથી સોહાતી મધ્યકાલના યૂરોપની એ કથા.

૪. ઉમરાવશાહી પદ્ધતિ [ર. ક.]
યુ. ૧૯૭૯, ૩૩૫.

૫. સરંજામી પદ્ધતિ [દ. બા.]

૨. ૧. સેવ્યસેવકભાવ [વ. ઑ.]
વ. ૧૩, ૭૫૯: આવું અતિશય મહાભારત અને ઘણું જ ક્રૂર કૃત્ય યૂરોપમાં પૂર્વે કદી આદરવામાં આવ્યું નથી; કારણ કે નેપોલીયનના સામ્રાજ્યમાં પણ F. ( સેવ્યસેવકભાવ ) ની સામે (Liberty) સ્વાતંત્ર્યનો પક્ષ લેવામાં આવતો હતો.

૨. ક્ષાત્રસેવા [આ. બા.]
વ. ૨૫, ૧૬૩: સામ્રાજ્યને સ્થાને જમીનદારી થઇ તે સાથે f. યાને ક્ષાત્રસેવા, અને chivalry યાને કામુકતા અને સંયમના અદ્‌ભુત મિશ્રણરૂપ પતિતોપાસના, ઉત્પન્ન થયાં.

**Fiction, ૧. અર્થારોપ** [વ. ઑ.]
વ. ૨, ૨૦૮: સર હેન્રી મેઇને ઉત્કર્ષનાં ત્રણ સાધનો બતાવ્યાં છે: ( ૧ ) અર્થારોપ (f.) (૨) વ્યવહારશુદ્ધિ ( equity ) અને (૩) પ્રબંધરચના (legislation),

૨. અવાસ્તવિકત્વ [ર. મ.]
જ્ઞા. સુ. ૩૨, ૨૫: કન્યાઓની અછતને લીધે પરનાતની કન્યા લાવવામાં આવે છે ત્યારે તે પરનાતની નથી એવું અવાસ્તવિકત્વ (f.) સ્વીકારી લેવામાં આવે છે,

૩. ૧. કલ્પિતકથા [ન. ભો.]
પાંચમી પરિષદ્‌, ૩૪: આપણા હાલના નવીન યુગના સાહિત્યમાં કેટલીક કૃત્રિમતા છે, ખાસ કરીને f. કલ્પિતકથામાં એ નજરે પડે છે.

૨. કલ્પન [વિ. મ.]
કૌ. ૩, ૨,૧૭૧: ગુજરાતી કલ્પન ('ફિકશન') નું કારખાનું જાણે રાતપાળી ચલાવતું હોય એટલો બધો માલ કાઢે છે.

**Figure,** ( *Logic* ) **ગણ** [ રા. વિ. ]
વસંતરજતમહોત્સવગ્રંથ, ૧૦૯: એરિસ્ટોટલના વાક્યની સાથે સરખાવતાં આ પંચાવયવ વાક્ય એરિસ્ટોટલના પહેલા ગણ ( first f.) પ્રમાણેનું વાક્ય છે.

**Final,**

**Final cause—હેતુકારણ** [મ. ર.]
શિ. ઈ. ૩૫૦: ઍરિસ્ટોટલ હેતુકારણ(f.c.) ઉપર જે ભાર મૂકે છે તે યોગ્ય જ છે.

**Finality—૧. સમાપ્તિ** [ન. ભો.]
પહેલી પરિષદ્‌, જોડણી, ૩૪: f. સમાપ્તિ હોવા વિષયમાં સર્વથા શક્ય તો હોય પણ નહિં.

**Finance,**(management of public money) **કોશવ્યવસ્થા** [ર. મ.]
હા. મં. ૧૫૪: ઇતિહાસ, રાજનીતિ, અર્થશાસ્ત્ર, કોશવ્યવસ્થા (F.) કૃષિ અને વ્યાપારની વૃદ્ધિના ઉપાય; એ કોઇનું જ્ઞાન જરા પણ અગત્યનું નથી, અગત્ય માત્ર ખટપટ ( જે 'કારભારનો સ્તંભ' કહેવાય છે તે) ની છે.

૨. નાણાશાસ્ત્ર [વિ. કો. સં. ૫,]

**Finial,** (*Arch.*) **કલશ** [ગ. વિ.]

**Fixation** (*Psycho-ana.*) **વ્યાસંગ** [ ભૂ. ગો. ]

**Flush** (*Arch.*) **ચાપટ** [ગ. વિ.]

**Focussing કેન્દ્રીકરણ** [બ. ક.]
જુઓ Inference.

**Foot,** ( *Prosody* ) ૧. **ચરણ, પાદ** [ જૂના ]

૨. સંધિ [ કે. હ. ]
બીજી પરિષદ્‌, 'પદ્યરચનાના પ્રકાર' ૪૫: મહા સંસ્કૃતની પદ્યરચનામાં ચરણના કડકા પડતા નથી; એટલે કે જેને ઇંગ્રેજીમાં ફુટ અને ફારસી આરબીમાં રુકન કહે છે અને જેને હું સંધિ નામ આપું છું તે એમાં નથી.

૨. ગણ [અ. ફ.]
ક. ૨૫: મુક્તધારામાં આખી કડી આઠ ચરણોની છે. ૧–૩–૫–૭ ચરણોમાં ચાર ચતુરક્ષર સંધિ, એટલે ચાર ચાર શ્રુતિઓના ચાર ગણ (f.) છે.

**Fore-conscious,** ( *Psycho-ana.* ) **નેપથ્ય** [ ભૂ. ગો. ]

**Foreword, આદિવચન** [ચં. ન.]
સ્વદેશ: આ આદિવચનનો અન્ત આણતાં પૂર્વે એક અન્ય ગૃહસ્થના સંબન્ધમાં બે શબ્દ લખવાનું પ્રાપ્ત થાય છે.

**Form,**

**Forms of thought**—**બુદ્ધિના આકૃતિક નિયમ** [ મ. ન. ]

જુઓ Commonsense.

**Formal,** ૧. (*Logic*) ( Concerned with the form-as distinguished from the matter—of reasoning) **આકૃતિવિષયક, રચનાવિષયક** [ હી. વ. ]

સ. મી. ૩: અત્યાર સુધી આકૃતિવિષયક વા રચનાવિષયકમાત્ર ન્યાયશાસ્ત્ર મનાતું હતું.

૨. **ઔપચારિક** [ અજ્ઞાત ]

**Formal logic**—**રૂપાનુમાન** [શા.વિ.]

પ્ર. પ્ર. પ્રસ્તાવના, ૧૩: રૂપાનુમાનથી હરકોઇ એક નિગમન કહાડીએ કે 'બરફ ગરમ છે શાથી જે તે સફેદ છે; જે જે સફેદ હોય તે તે ગરમ હોય' તો નિગમન સુસંગત છે પણ તે યથાર્થ નથી.

**Formal technique**—**રૂપભાગ** [ વિ. ક. ]

કૌ. ૧, ૧, ૧૨૫: આજના નવલકારો વાર્તાની વસ્તુ અને તેના વૈવિધ્ય કરતાં તેની બાહ્ય કલાત્મકતા, ઉદ્ઘાટન અને એકંદર રૂપભાગ ('ફૉર્મલ ટેકનીક') પર વધારે એકાગ્ર ચિત્તથી લખે છે.

**Formalistic, નિયમલક્ષી** [અ. ક.]

ની. શા. ૬૭

**Formula,** ૧. **ગુરુકુંચી** [ કિ. ધ. ]

૨. **ગુરુસૂત્ર** [કિ. ધ.]

કે. પા. ૬૫: કેટલાયે વિદ્યાર્થીઓ બીજગણિત કે ત્રિકોણમિતિનાં ગુરુસૂત્રો (formulæ) ને સિદ્ધ કરી શકે છે, પણ એનો વ્યાવહારિક ગણિતમાં ઉપયોગ નથી કરી શકતા.

૩. **સૂત્ર, પાઠ** [હ. પ્રા.]

ગ. પ. ૧૦

**Forte,** ( *Music* ) **કર્કશ, કઠોર, તીક્ષ્ણ** [ ગ. ગો. ]

ગા. વા. પા. ૧, ૫૧. જુઓ Mezzo.

**Fortessimo, અતિ કર્કશ** [ગ.ગો.]

ગા. વા. પા. ૧, ૧૩૪

**Fossil,** ૧. **જીવાવશેષ** [ના. હે.]

વ. ૨, ૯૮: ધીરે ધીરે નદીઓ સાંકડી તથા ઉંડી થઇ પડી અને તેઓના કિનારામાં તે કાલના જીવજંતુના અવશેષ ( ફૉસીલ ) ઘણાક ડટાયા. વખત જતાં એ જમીન ઉપર શિલારેતી વગેરે વસ્તુનું ઢાંકણુ પડયું એ વાસ્તે જરા ખોદવામાં નહિ આવ્યાથી જીવાવશેષ (F.) વગેરે તે વખતનાં ચિહ્ન મળતાં નથી.

૨. **અવશેષ** [પો. ગો.]

વિજ્ઞાનવિચાર, ૯૯: વ્યક્તિની વૃદ્ધિ ઉપરાંત જાતિનાં વૃદ્ધિ અને વિકાસના અભ્યાસને માટે પ્રાણીમાત્રનો પ્રાચીન ઈતિહાસ શિલાઓમાં રહેલાં તેમનાં અવશેષો -ff. ઉપરથી ઊપજાવી કાઢવામાં આવ્યો છે.

૩. **પાષાણીભૂત દ્રવ્ય** [વિ. રૂ.]

કૌ. ૨, ૪, ૩૭: સુધારક ચળવળિયાના લલાટે તો જ્યારે ત્યારે પાષાણીભૂત દ્રવ્ય (f.) બનવાના લેખ હોય છે.

**Free,**

**Free trade,** ૧. **નિરંકુશ વ્યાપાર** [ ન. લ. ]

ઇં. ઇ. ૩૦૪: સ્કોટલાંડમાં મૂળથી એણે રાજકીય તથા લશ્કરી સત્તા કેથોલિક અમલદારના હાથમાં સોંપી હતી. પછીથી પાલમેન્ટમાં કહ્યું કે તમે કેથલિકને છૂટ આપવાનો કાયદો કરો. આ દેશની બીચારી પાર્લમેન્ટ ચાર્લ્સના વખતથી રાજાની હાએ હા જ ભણનારી થઇ પડી હતી; પણ તેને પણ આ વાત બહુ ભારે લાગી. અને જ્યારે એવી લાલચ દેખાડી કે ઈંગ્લંડ સાથે નિરંકુશ વ્યાપાર ચલાવવાની તમને રજા આપીશું ત્યારે તેમણે જવાબ દીધો કે શું અમે અમારો ધર્મ વેચીશું ?

૨. **નિર્મુક્ત વ્યાપાર** [ મ. ન. ]

સુ. ગ. ૫૦૬: કોઇ નવો વ્યાપાર ઉછેરવામાં પ્રથમે હાનિ છે ખરી, અર્થશાસ્ત્રનો જે નિર્મુક્ત વ્યાપાર (f. t.) નો નિયમ તેનો ભંગ થાય છે ખરો, તોપણ કંઇક હદ રાખીને તેનો

પ્રયોગ કરવાથી લાભ છે એમ પણ ઘણાકનું માનવું છે.

૩. અનિયત વ્યાપાર [ મ. ન. ]

ચે. શા. ૬૧૮: અનિયત મનુષ્ય, અનિયત વ્યાપાર, અનિયત છાપખાનું, એ બધાં વચનો સ્પષ્ટાર્થ છે; અને સ્વથી અન્ય એવી બાહ્ય નિયંત્રણાનો અભાવ માત્ર સૂચવે છે.

૪. અનિયંત્રિત વ્યાપાર [ ર. મ. ]

ક. સા. ૬૫૩: જમીનદારોના અને વેપારી વર્ગના સ્વાર્થ કેવા જુદા છે, દરેક પોતાના સ્વાર્થ માટે કેવા કેવા પરસ્પર વિરુદ્ધ કાયદા કરાવવા માગે છે, એક કેવા સામાના અહિત-માં પોતાનું હિત સમજે છે તે અનિયંત્રિત વ્યાપારની છુટ (f. t.) માટે જે વિગ્રહ થયો હતો તેના ઇતિહાસથી માલમ પડે છે.

૫. અપ્રતિબદ્ધ વ્યાપાર [આ.બા.]

વ. ૨, ૨૦૨: ઈંગ્લંડની ( Free-trade policy–અપ્રતિબદ્ધ વ્યાપારનીતિ–બીનજકાતી વ્યાપારનીતિ–નો મિ. ચેમ્બરલેઇન ત્યાગ કરવા માગે છે.

૬. નિર્બાધ વ્યાપાર [ ઉ. કે. ]

બ્રિ. આ. ઈ. ૧, ૨૭૮: બ્રિટિશ અર્થ-શાસ્ત્રીઓ નિર્બાધવ્યાપારનીતિની હિમાયત ઘણા વખતથી કરતા આવતા હતા.

૭. અબાધિત વ્યાપાર [ અં. સા. ]

ભા. લે. ૪૭: અર્થશાસ્ત્રમાં અબાધિત વ્યાપારની ભલામણ કરવામાં આવે છે તે બિલકુલ ઈચ્છવાયોગ્ય નથી.

**Free will**, ૧. અનિયતિ [મ. ન.]

ચે. શા. ૬૧૬: અનિયતિ–અનિયતેચ્છાનો પ્રાકૃત ભાવ એવો છે કે મનુષ્યકૃત નિયંત્રણ માત્રથી વિમુક્ત એવી ઇચ્છા.

૨. સ્વતંત્ર કૃતિશક્તિ [ આ. બા, ]

આ. ધ. ૪૧૯: મનુષ્યમાં જે સ્વતન્ત્ર કૃતિ-શક્તિ (F. W.) રહેલી છે એનો ખુલાસો ભૌતિકતત્ત્વશાસ્ત્ર (Physics) રસાયનશાસ્ત્ર કે ગણિતશાસ્ત્ર આપી શકે એમ નથી.

૩. સ્વયંભાવ [ ન્હા. દ. ]

ઇં. કુ. ૧, ૬૪–૭૩: પ્રવાસી ભટકવા ઉતરે તો સ્વયંભાવથી, ને કાંટા ભોંકાય તો વિપથના લ્હાવથી.

૪. કર્તૃસ્વાતંત્ર્ય, પુરુષકાર [દ.બા.]

૫. વાસનાસ્વાતંત્ર્ય, પ્રવૃત્તિસ્વાતંત્ર્ય [ ઉ. કે. ટિ. ગી. ૨૭૧ ]

**Freedom** (of will)—કૃતિસ્વાતંત્ર્ય [ આ. બા. ]

આ. ધ. ૪૦૨: આ છેલ્લે ગણાવેલા ત્રણ મહાન ગુણો ( ૧ ) સત્ય ( Truth ) ( ૨ ) સૌન્દર્ય ( Beauty ) અને ( ૩ ) સાધુતા ( Goodness ) એથી ગેટેની માફક હેકલને પણ આનન્દ આશ્ચર્ય અને ભક્તિ ઉત્પન્ન થયાં છે. એ ત્રણને એ 'દેવીઓ' કહે છે. પણ આ ત્રણ, અને કાન્ટની ભક્તિ પ્રેરનાર ઈશ્વર (God) કૃતિસ્વાતંત્ર્ય ( Freedom ) અને અમૃતત્વ ( Immortality ) એ ત્રિપુટી વચ્ચે હરિફાઇ કે વિરોધ હોવો જ જોઇએ એમ કાંઇ નથી.

**Frontispiece**, ૧. મુખચિત્ર [કૌ. ૨, ૨, ૨૪]

**Fundamentum divisionis**, ૧. વિભાજક ધર્મ [મ. ન.]

ન્યા. શા. ૪૨: વિભાગ કરતાં સ્મરણ રાખવા જેવી મુખ્ય વાત એ છે કે વિભાજક ધર્મ બદલવો નહિ.

૨, ભેદકતત્ત્વ, ભેદકદૃષ્ટિ [શા. વિ.]

પ્ર. પ્ર. ૩૬: જે તત્ત્વ ઉપરથી આપણે વિભાગો પાડ્યા તે તત્ત્વને આપણે ભેદકતત્ત્વ અથવા ભેદકદૃષ્ટિ કહીશું.

૩. વિભાગસૂત્ર [મ. ૨]

અ. ન્યા. જુઓ Cross division.

# G

**Gallantry**, દાક્ષિણ્ય [બ. ક.]

સા. જી. ટિપ્પણ, ૨૮૫: ટ્રૂબડૂર કવિઓનો વિષયમાં મુખ્યત્વે કરીને પ્રેમ અથવા દાક્ષિણ્ય અને **અન્યોક્તિઓ** હતાં (જેનું આ ભાષાન્તર છે તે મૂળ વાક્ય:—The troubadours chiefly confined themselves to subjects of love, or rather gallantry, and to satires.)

**Ganglion**, ૧. તંતુગ્રંથિ [મ. ન.]

ચે. શા. ૨૯: તંતુચક્ર તંતુ અને તંતુગ્રંથિ એટલે ગંડ એનું બનેલું છે.

૨, **શિરાકોશસમૂહ, શિરાસ્ફોટ** [હ. દ્વા.]

કે. શા. ક. ૧, ૩૨૯

**Ganglionic cell—૧. મધ્યસ્થકણ** [વિ. ધ્રુ.]

વ. ૭, ૫૩૭: આમ કામની વહેંચણી થઇ જવાથી બહારના ઉદ્દીપનનો સ્વીકાર કરવાનું કામ અમુક જ કણો લઇ લે છે જે આપણા મજ્જાતંત્રના આદિ **ઉપલબ્ધિકણો** (sense cells) છે. હવે આ ઉપલબ્ધિકણો હજી પણ પોતાનું કામ વિશેષ વિશેષ વહેંચતા જાય છે, જેથી પહેલવહેલાં જેવું એક કણ ઉપલબ્ધિ પામે છે તેવું વચ્ચેનો દલાલ મધ્યસ્થકણ (g. c.) આ પામેલી ઉપલબ્ધિ ત્રીજા કણને એટલે **યાંત્રિક કણ** (Motor cell) ને ઉદ્દીપન કરે છે, જે ગતિ ઉપજાવે છે.

**General**,

**General term—૧. બહુવ્યક્તિવાચકશબ્દ** [મ. ન. ન્યા. શા. ૧૫૪]

**Generality**, ૧. **સામાન્યભાવ** [ર. મ.]

હા. મં. ૬૮: કોઇ માણસ પોતાના લક્ષણને હાસ્યમય કલ્પતું નથી, અને તેથી, હાસ્યમયતાનું નિરીક્ષણ સામાન્યભાવ (g.) વાળું થાય છે, બીજાના સ્વભાવની પરીક્ષા કરતાં ઉપર ઉપરના અંશો જ ગ્રહણ કરે છે, અને તેથી મનુષ્યો એક બીજાને મળતા જણાય એટલે સુધી જ તેમનાં લક્ષણ તે નિરીક્ષણને પ્રાપ્ત થાય છે.

૨. **સામાન્યતા** [દ. બા.]

**Generalization**, ૧. **સામાન્યકરણ** [ન. લ.]

જુઓ Abstract.

૨. **સામાન્યાધિગમ, વ્યાપ્તિનિર્દેશ** [મ. ન.]

ચે. શા. ૩૫૪: વિચારવ્યાપારમાં સામાન્યાધિગમ ઉપરાંત નિર્દેશ અને પરામર્શનો પણ સમાસ થાય છે,

૩. **અર્થાન્તરન્યાસ** [ગો. મા.]

સ. ચં. ૪, ૪૯૫: મને કાંઇ અનુભવ નથી પણ ઉદ્ધતલાલને લાંબો અનુભવ છે તે કહેતા હતા કે: વીલાયતમાં લગ્ન પ્હેલાં હિસ્ટીરિયા થાય છે તે લગ્ન પછી મટી જાય છે, અને આ દેશમાં લગ્ન પછી એ રોગ થાય છે તે સાસુ મરતા સુધી કે વહુ સ્વતન્ત્ર થતા સુધી પ્હોંચે છે. આના ઉપરથી એમણે એવો અર્થાન્તરન્યાસ (G.) શોધ્યો છે કે સ્ત્રીઓની વાસનાઓ વીલાયતમાં લગ્નથી તૃપ્ત થાય છે અને આ દેશમાં પરાધીન વૃત્તિઓ, ચારે પાસ ભરી દીધેલાં કૃત્રિમ સંબંધીઓના જુલમ-જાળમાંથી સ્વતંત્ર થવાથી, તૃપ્ત થાય છે.

૪. **સામાન્યવિચારણા** [ર. વા.]

જુઓ Abstraction.

૫. **જાતિનિર્દેશ** [કે. હ. અ. નો.]

૬. **વ્યાપ્તિ** [દ. બા.]

**Genesis**, **સૃષ્ટિમંડાણ** [મો. ક.]

આ. ક. ૧, ૧૧૨: તેમણે નકશાઓ, અનુક્રમણિકા વગેરે વાળું બાઈબલ મને વેચ્યું. મે તે શરૂ કર્યું, પણ હું 'જૂનો કરાર' વાંચી જ ન શક્યો. 'જેનેસિસ'-સૃષ્ટિમંડાણ-ના પ્રકરણ પછી તો વાંચું એટલે મને ઊંઘ જ આવે.

**Genus**, ૧. **પરસામાન્ય** [મ. ન.]

ચે. શા. ૩૨૬: જે વર્ગ કોઇ બીજા વર્ગના પેટામાં સમાય તે, તે વર્ગની અપેક્ષાએ, **અપરસામાન્ય** કહેવાય; અને ઉપલો વર્ગ, નીચલાની અપેક્ષાએ, પરસામાન્ય કહેવાય.

૨. **સામાન્ય** [રા. વિ.]

પ્ર. પ્ર. ૨૯: વિભાજ્ય પદને આપણે સામાન્ય કહીશું અને સામાન્યમાં વિશેષ ધર્મ ભળવાથી તેના વિભાગો પડે છે માટે તે દરેક વિભાગને આપણે **વિશેષ** કહીશું.

૩. **જાતિ.** [મ. ૨.]

અ. ન્યા. જુઓ. Connotation.

**Geology**, ૧. **ભૂસ્તરવિદ્યા** [અજ્ઞાત]

૨. **ભૂવિદ્યા** [ પો. ગો. ]

વિ. વિ. ૯૫: વળી પૃથ્વીના જુદા જુદા સ્તરોમાં-થરોમાં મળી આવતા પ્રાણીઅવશેષો ઉપરથી તે થરોના કાલનો નિર્ણય કરીને પ્રાચીન ભૂવિદ્યાની મદદથી તે સ્તરોને વ્યવસ્થાપૂર્વક ગોઠવવાનું કામ ભૂસ્તરવિદ્યા (Stratigraphy ) કરે છે.

**Geognosy**, **ભૂગર્ભવિદ્યા.** [પો. ગો.]

વિ. વિ. ૯૫: ભૂગોળવિદ્યા, હવામાનશાસ્ત્ર, સમુદ્રવિદ્યા એ ભૂવિદ્યાના વર્ણનાત્મક વિભાગો ઉપરાંત શિલાઓના સ્વરૂપ અને ઉત્પત્તિના અભ્યાસ માટે શિલાશાસ્ત્ર અને ખનિજવિદ્યા, પૃથ્વીની અંતર સ્થિતિ અને તેનાથી થતા આંતર અને બાહ્ય ફેરફારો ( દાખલા તરીકે જવાળામુખી અને ધરતીકંપ, અને ડુંગરો અને ખીણોનાં બંધારણ) ના અભ્યાસ માટે ભૂગર્ભવિદ્યા એમ જુદા જુદા વિભાગ પડે છે.

**Germ**, **બીજાંકુર** [ પો. ગો. ]

વિ. વિ ૩૭૪

**Germcell** **ગર્ભજંતુકોષ** [પો.ગો.]

વિ. વિ. ૨૯૬: વંશપરંપરામાં પ્રાપ્ત થતાં લક્ષણો ગર્ભજંતુકોષ (g. cc.) માં શી રીતે સમાઈ રહેતાં હશે ?

**Germplasm**, **મૂલાંકુર** [પો. ગો.]

વિ. વિ. ૩૭૪

**Get-up**, ૧. **રૂપરંગ.** [ વિ. ક.]

કૌ.૧,૧, ૨૯: આ અંકમાં જેની નોંધ લેવાઇ છે એવાં પુસ્તકોમાંથી રૂપરંગની-અરસિક અંગ્રેજ શબ્દ 'ગેટઅપ'થી સૂચવાતી વસ્તુની-દૃષ્ટિએ કયું કયા વર્ગમાં શોભે તેવું છે તેની તપાસ રસભરી થશે.

૨. **બેઠક** [ સા. ]

૧૯૨૬, ૯૫૯: આ આખી ચોપડીની બેઠક જ (g. ц.) એવી છે, કે બાળક એની મરજીની વિરુદ્ધ પણ આકર્ષાય. કળાયુક્ત પૂઠું, જાડા કાગળ, બહુ મોટા ટાઈપ, સ્વચ્છ છપાઇ અને બંધાઈ, પુષ્કળ અને સ્પષ્ટ ચિત્રો, સુઘડ અને ઉડીને આંખે બાઝે એવાં રંગીન ચિત્રો એ બધી બાબતોમાં આ ચોપડીએ આપણા સાહિત્યનો બહારનો ઠઠારો કેવી જાતનો જોઇએ એનો આદર્શ આપણી સમક્ષ રજુ કર્યો છે.

૩. **બહિરંગ** [દ. બા.]

**Glacier**, ૧. **હિમપ્રવાહ** [ન. લ.]

ગુ. શા. ૧૮૭૬: જાન્યુઆરિનું સાંકળિયું.

૨. **જંગમ હિમક્ષેત્ર** [ કે. હ. પ્રિ. દ. ૯ ]

૩. **હિમસંહતિ, હિમસરિતા** [પો.ગો.] વિ.વિ. ૩૭૪

૪. **હિમનદ, હિમનદી** [દ. બા.]

**Glacial**, **હૈમ** [પો.ગો.] વિ.વિ. ૩૭૪

**Gland**, **ગ્રંથિ** [કિ. ધ.]

કે. પા. ૧૮૯: સર્વ પ્રાણીઓને શરીર પ્રિય હોય છે; એકાદ માણસ શરીર વિષે ઉદાસીન હોય તો તેને એ અપવાદ ગણી વ્યંગ તરીકે ગણશે; પછી એ ઉદાસીનતાનું કારણ એના શરીરની ભૌતિક રચનામાં જોવા માંડશે. સર્વે પ્રાણીઓમાં અમુક ગ્રંથિઓ ( gg. ) હોય છે; આ માણસમાં નથી; પરિણામ-એની શરીર માટે ઉદાસીનતા.

**Golden**,

**Golden jubilee**, ૧. **સુવર્ણમહોત્સવ, કનકોત્સવ** [અજ્ઞાત]

**Golden wedding**, **સૌભાગ્યમહોત્સવ, સૌભાગ્યનો સુવર્ણમહોત્સવ** [આ. બા.]

જુઓ Wedding.

**Gospel**, ૧. **સુવાર્તા** [ આ. બા. ]

ધ. વ. ૨૩૦ ઈશ્વરે મનુષ્યને જુદે જુદે વખતે મળી ૧૦૪ ધર્મગ્રન્થો પ્રકટ કર્યા છે. તેમાંના સો નષ્ટ થઇ ગયા છે, અને માત્ર ચાર જ રહ્યા છે: (૧) મોઝીઝનું 'તઉરાત' યા 'પેન્ટાટયૂક' (૨) ડેવિડનાં સામ ( ગીત ), (૩) જીસસનું 'ઈન્જિલ' યા ગૉસ્પેલ ( સુવાર્તા ) અને (૪) હજરત મહમદને મળેલું કુરાન.

૨. સુકથા [મ. હ.]

સ. મ. ૧૬૯: ન્યાય અને પ્રગતિની કોઇ વિશાળ સુકથા (ગૉસ્પેલ) આપણે તે મોહન મંત્ર વડે ગૂંથવી પડશે.

**Grace, લાલિત્ય** [મ. ન.]

ચૈ. શા. ૪૮૮: કોઇ મૂર્તિના સૌંદર્યની વાત કરીએ છીએ ત્યાં તેના અવયવોનું લાલિત્ય અને સૌષ્ઠવ જ ઇષ્ટ હોય છે.

**Graceful—લલિત** [કે. હ. અ. નોં.]

(sentiment) **લાલિત્યભાવના** [કે. હ. અ. નોં.]

**Grand, ભવ્ય** [ન. ભો.]

હે. વી. ટીકા, ૪૪: પ્રકૃતિના સ્વરૂપના સ્વીકારાયલા વિભાગ બે છે:-(૧) Sublime-ઉન્નત અને (૨) Beautiful, સુન્દર, પણ વાસ્તવિક જોતાં ત્રણ વિભાગમાં સર્વ સ્વરૂપનો સમાવેશ થાય છે:-(૧) Grand, ભવ્ય, (૨) Sublime ઉન્નત અને (૩) Beautiful, સુન્દર.

**Grandeur—૧. ગૌરવ** [કૃ. ભો.]

જુઓ Sublimity.

૨. **ભવ્યતા, વૈભવ** [દ. બા.]

**Grotesque, વિરૂપ** [આ. બા.]

વ. ૧૮. ૪૦૨: એમાં એમણે એમ જણાવ્યું છે કે રામાયણમાં રાવણની આકૃતિ આપી છે એ બહુ જ 'g.' યાને વિરૂપ છે.

**Guild, ૧, મહાજન** [જૂનો]

૨. **પૂગ** [દ. બા.]

# H

**Hair-splitting, ૧. કૈશિકભેદદર્શન** [ન. ભો.]

વ. ૧૩, ૭૪૨: આ કેવળ (h. s.) કૈશિક ભેદદર્શન નથી.

૨. **કેશવિચ્છેદ** [દ. બા.]

**Hallucination, ૧. વિભ્રમ** [હ. વ.]

મા. શા. ૨૩૧

૨. **વિપર્યયજ્ઞાન** [કિ. ધ.]

કે. પા. ૮૧:

૩. **ભ્રમણા,** [કે. હ.અ. નોં.]

૪. **ભ્રમ, આલાતચક્ર** [દ. બા.]

૫. **ઇન્દ્રજાળ** [ભૂ. ગો.]

**Halo, ૧. પરિવેષ** [ગો. મા.]

સ્ને. મુ. ૧૦: પરિવેષ આ આસપાસ જે પ્રસરે કેવો ?

૨. **પ્રભા, પ્રભામંડળ** [દ. બા.]

**Halving,** (*Arch.*) **તાળીજોડ** [ગ. વિ.]

**Harmonic triad** (*Music*) **સ્વરત્રયી** [ગ. ગો.]

ગા. વા. પા. ૧, ૨૪૩; એક વાદી, પછી અનુવાદી અને પંચમભાવ સંવાદી એમ ત્રણ સ્વરો હારમોનિયમ ઉપર એકદમ વગાડવામાં આવશે તો તે સ્વરત્રયી કાનને વિચિત્ર મધુરતા આપશે. આવી રીતના સ્વરોનું ઐક્ય થવું તેને હાર્મની કહે છે. અને તે આ રીતે ઐક્ય પામતી સ્વરોની ત્રયીને તેમના સંગીતમાં હાર્મોનિક ટ્રાઇડ એવું નામ આપવામાં આવ્યું છે.

**Harmonious, ૧. સુસ્વર** [ર. મ.]

ક. સા. ૨૭૯: કવિતા એકંદરે સુસ્વર ( h. ) હોવી જોઈએ એની મી. મીસ્તરી ના પાડતા નથી.

૨. **મેળબંધ** [હ. દ્રા.]

કે. શા. ક, ૧, ૨૬૦: નાના અવયવો મોટા અવયવોને દબાવી દે, એવા આગળ પડતા હોય, તો તે મેળબંધ ન કહેવાય.

૩. **અન્યોન્યસંશ્લિષ્ટ** [ઉ. કે.]

વ. ૬, ૨૨૮: જુઓ Balanced.

૩. **એકરસ** [હી. વ્ર.]

સ. મી. ૭૮: વ્યાવહારિકસત્તાવાદીને એમ સ્વીકારવું જ પડે કે વસ્તુતત્ત્વ પણ અખંડ એકરસ સત્ય સ્થાયી રહેતું નથી.

૫. **સુસંગત** [દ. બા.]

**Harmony, ૧. સમતા** [મ. ન.]

ચૈ. શા. ૪૮૭

૨. **સંવાદ** [ગો. મા.]

સ.ચં. ૪, ૬૩: સર્વ પ્રજાઓને અને માંડલિક રાજાઓને સાચવનાર ચક્રવર્તીના સામ્રાજ્યના અમે તમે અંશભૂત છીએ અને એ મહાન્ યંત્રનાં આપણે ચક્ર છીએ તે ચક્રોની ગતિમાં પણ સંવાદ (h. સર્વ રાગોનો એક રાગમાં લય) થવો અવશ્ય છે.

૩. **સુસ્વરતા** [ર. મ.]

ક. સા. ર૯૯: પહેલું પદ્ય છન્દમાં છે અને તોટક છન્દનું માપ જાણનાર સહુ કોઇને તેની સુસ્વરતા (h.) અને મધુરતાની ખબર છે.

૪. **મેળ, સુસંગ** [હ. દ્વા.]

કે. શા. ક. ૧. ર૬૦, ૩ર૮

૫. **સંવાદિતા** [ચં. ન.]

સ. ર૩, ૫૫૭: સુરોની અનેકતાનું ઉન્મૂલન અશકય હોય ત્યારે ત્હેમની સંવાદિતા (h.) એ બીજા નંબરની ઉત્તમ સ્થિતિ છે.

૬. **સમરસતા, એકરસતા, સંગતિ** [ હી. વ્ર. ]

સ. મી. ૩૦: જુઓ Coherence Theory.

૭. **માપસૌષ્ઠવ** [બ. ક.]

જુઓ Concrete.

૮. **સ્વરસામ્ય, સ્વરમાધુર્ય** [કે. હ. અ. નો.]

૯. **સુસંગતિ, સ્વરમેળ** [દ. બા.]

**Hearteology, હૃદયશાસ્ત્ર** [-હા. દ.]

શ. સં. પ્રસ્તાવના, ૧૬: કાલિદાસનું H.-હૃદયશાસ્ત્ર એકદેશી ન હતું.

**Heathen, ખ્રિસ્તેતર** [મ. હ.]

સ. મ. ૧૬૭

**Hedonism, સુખવાદ** [અ. ક.]

ની. શા. ૧૯: ગંભીર ચિંતનના છેક પ્રાતઃકાળના સમયથી કેટલાક માણસો એવા થઇ ગયા છે કે તેમણે આનંદ કે મોજમઝા એ જ શ્રેય વસ્તુ છે એમ મત ધરાવ્યો હતો. આ વાદને સુખવાદ (હિડૉનિઝમ) કહેવામાં આવે છે. પોતાની મઝા કયાં કર્મથી સૌથી વધારે મળશે એવો ઉદ્દેશ રાખી કર્તવ્ય કરનારાઓનો વાદ સ્વાર્થપરાયણ સુખવાદ (ઇગોઇસ્ટિક હિડૉનિઝમ) કહેવાય છે....સમાજની મઝા કયાં કર્મથી સૌથી વધારે મેળવાશે એવો ઉદ્દેશ રાખી કર્તવ્ય કરનારાઓનો વાદ પરમાર્થપરાયણ સુખવાદ 'યુનિવર્સલિસ્ટિક હિડૉનિઝમ' કહેવાયછે.

ર. **સુખેષણાવાદ** [પ્રા. વિ.]

કૌ. ૫, ૧, ર૫૭: આમાં સુખેષણાવાદ-h.-ઉપર જે ચારિત્ર્યમીમાંસાનો પાયો રચવામાં આવ્યો હોય, તે બહુ દૂર ન જઈ શકે. મનુષ્ય સુખને વાંછે અને દુનિયામાં સુખ ન મળે તેથી જ આપણી ફિલસુફી નિવૃત્તિ અને નિર્વાણને માર્ગે ગઇ હશે એમ લાગે છે.

**Egoistic Hedonism—સ્વાર્થપરાયણ સુખવાદ** [અ. ક.]

**Universal Hedonism—પરમાર્થપરાયણ સુખવાદ** [અ. ક.]

**Henotheism,** ૧. ઉપાસ્યશ્રેષ્ઠતાવાદ [ ચં. ન. ]

ગુ. જી. ૧૧૩: ઉપાસ્યશ્રેષ્ઠતાવાદ-હેનોથીઈઝમ-એ નામના પોતાના નવા ધર્મનાં વધારે દૃષ્ટાન્તો આપતાં મૅકસમ્યુલર કહે છે...

ર, **એકદેવવાદ** [વિ. મ.]

અધ્યાપનમન્દિરને માટે લખાયેલી શિક્ષણ-નોંધ : ઋગ્વેદના ધર્મનું એક વિશેષ લક્ષણ ત્હેનો એકદેવવાદ-હિનોથિઇઝમ-છે.

**Henotheistic—ઉપાસ્યશ્રેષ્ઠતાવાદી** [ચં. ન. ગુ. જી. ૧૧ર]

**Herd-instinct,** ૧. યૂથવૃત્તિ [દુ. કે.]

પ્ર. ૧૯૭૩, દીવાળી અંક.

ર. **સંઘવૃત્તિ** [ભૂ. ગો.]

**Hereditary, પારંપરિક, કુલક્રમાગત પૈતૃક** [કે. હ. અ. નો.]

**Heredity, પરંપરા** [મ. ન.]

ચે. શા. ૫૧૫: ઘણા યુગથી ચાલતા માંડલિક અનુભવને લીધે નીતિમાર્ગે વૃત્તિવ્યાપાર કરવાનું અને તે માર્ગે વિવેક કરવાનું શીલ બંધાઈ ગયું હોય, ને તે પ્રતિ બાળકમાં પરંપરાથી સંક્રાન્ત થઇ સાહજિક રૂપે જણાતું હોય, એમ માનવામાં કશી અશકયતા નથી.

ર. **વંશાન્વય** [ચં ન.]

ગુ. જી. ૫: પ્રકૃતિના બીજા નિયમોની માફક વંશાન્વય-H.-નો નિયમ પણ અચલ છે.

૩. **આનુવંશિકતા** [દ. બા.]

**Hero,** ૧. ૧. **વીર** [અજ્ઞાત]

૨. **પ્રવીર** [હિં. ગ.]

વ. ૫, ૨૨૫: ગુજરાતના ગયા જમાનાનો ગુર્જર પ્રવીર ( Hero of Gujarat ) તે **નર્મદ.**

૩. **મહાનુભાવ પુરુષ, મહાપુરુષ** [ બ. ક. ]

સા. જી. પ્રવેશક, ૬૬: મહાનુભાવ પુરુષની-મહાપુરુષ (હીરો h.) ની–ગ્રીક ભાવના હોમર આદિ કવિઓએ સૂજેલી સામાન્ય રીતે પ્રવૃત્તિમય જીવનની હતી.

૪. **વિભૂતિ** [મરાઠી ઉપરથી–અજ્ઞાત]

૨. **કથાપુરુષ** [આ. બા.]

વ. ૧૦, ૧૫૧: આવી વિશિષ્ટતા જગતના સઘળા ઐતિહાસિક મહાપુરુષોનું તેમ જ મહાભારત શેકસપિયર આદિના કથાપુરુષો (Hh.) નું લક્ષણ હોય છે.

**Heroworship**—૧. **વીરપૂજા, વિભૂતિપૂજા** [અજ્ઞાત]

**Heterogeneity**—૧. **અનેકતા** [ આ. બા. ]

આ. ધ. ૫૪: સર્વ પ્રકૃતિરૂપ છે તો મનુષ્ય ઊંચું શા માટે પરોપકારી પુરુષ ઊંચો શા માટે અને ચોર નીચો શા માટે–એ વાતનો ખુલાસો થઇ શકતો નથી. જેમ સાદાઇ (simplicity) **એકતા** ( homogeneity ) તેમ નિકૃષ્ટતા; અને જેમ ગૂંથણી (complexity) અનેકતા (h.) તેમ ઉત્કૃષ્ટતા:–માછલાના શરીર મગજ અને જીવન કરતાં મનુષ્યનું શરીર મગજ અને જીવન વધારે અનેકતા અને ગૂંથણીથી ભરેલાં હોય છે અને તેથી માછલા કરતાં મનુષ્ય ઊંચો અને જંગલી મનુષ્ય કરતાં સુધરેલો મનુષ્ય ઊંચો છે, એમ તેઓ તરફથી ઉપરના પ્રશ્નના જવાબમાં કહેવામાં આવે છે.

૨. **ભેદાભેદી** [બ. ક.]

સુ. ૧૯૮૩, કાર્તિક, ૧૮૫: યુરોપ અમેરિકાના દેશો, આપણા કરતાં ઘણી ઓછી ભેદાભેદી (h. હિટરોજિનીઈટી) ના બનેલા છે.

૩. **વિવિધતા, વૈચિત્ર્ય** [દ. બા.]

**Hetero-sexuality,** (*Psycho-ana.*) **વિજાતિકામુકતા, વિજાતિ-આકર્ષણ** [ભૂ. ગો.]

**Hetero-suggestion,** (*Psycho-ana.*) **પરસૂચન** [ભૂ. ગો.]

**Hieroglyphics,** ૧. **ચહેરાલિપિ** [ન.લા.]

સ. ન. ગ. ૪૮૭: ઇજિપ્શિઅનોએ પોતાની જૂની ચહેરાલિપિ બદલીને નવી વર્ણલિપિ કરી. જૂની લિપિ બે પ્રકારની હતી, એક પત્થર લાકડાં ઉપર લેખ કોતરવાની એટલે માણસ ચીતરી માણસ, ઘોડો ચીતરી ઘોડો તાજ કહાડી રાજા, સૂરજ કહાડી દહાડો સમજાવવો; અને બીજી ઉપાધ્યાયો જે પોતાના સંકેત જણાવવાને વાપરતા તે.

૨. **ચિત્રાત્મક ભાષા** [મ. ન.]

સિ. સા. ૩૬૪: હવે સમજો કે આર્યલોકની જ નહિ, પણ આર્ય, સેમેટિક, તુરાનિઅન, સર્વની એક જ ભાષા હોવી જ જોઇએ ને હતી. એટલે કે જે જે ધર્મભાવના ઇત્યાદિ આપણે સર્વ ધર્મોમાં સમાન રૂપે બતાવતા આવ્યા છીએ, તે બધાં એ જ ભાષાનાં બારાક્ષરી તથા શબ્દકોશાદિ છે, ને તે બધાં એક જ રીતે સમજાતાં. એક જ સંજ્ઞાત્મક, સર્વગમ્ય, સર્વમાન્ય ભાષા હતી એના નમુના આજે પણ વેદસંહિતા મિસરની ચિત્રાત્મક પ્રાચીન ભાષા ( હાઈરોગ્લિફિકસ), ચીનની ચિત્રરૂપ વર્તમાન ભાષા ઇત્યાદિ છે.

૩. **ચિત્રપલ્લવી** [મ. ર.]

ઇજિપ્ત, ૩૯; પ્રથમ તો એ કે ચિત્રપલ્લવીની સંજ્ઞાથી ઓળખાતી લેખનપદ્ધતિ શોધી કાઢેલી જણાય છે.

૪. **ચિત્રચિહ્ન** [ર. મ.]

જ્ઞા. સુ. ૨૩, ૫૧: કાવ્યોના શબ્દો મૂળાક્ષરો (alphabets) માં જ હોય અને ચિત્રચિહ્નો (h.) માં લખ્યા હોય તો પણ અર્થ પ્રકટ કરી શકે.

૫. **ચિત્રવર્ણ** [ન્હા. દ.]

૬. **ચિત્રાક્ષરી** [ક. મા.]

૭. **ચિત્રલિપિ** [દ. બા.]

**Hobby,** **શોખ** [બ. ક.]

જુઓ Docorative art.

**Homogeneity**—१. **એકતા** [આ.બા.]
જુઓ Heterogeneity.

**Homo-sexuality**, (*Psycho-ana.*) **સજાતિકામના, સજાતિ-આકર્ષણ** [ ભૂ. ગો. ]

**Honeymoon**, १. **આનન્દમાસ** [ભો. ગીન્દ્રરાવ રતનલાલ દીવેટિયા]

દીવાળી કે હોળી, ૨૮૧: જ્યારે યુરોપીઅનોમાં લગ્ન પોતાની મેળે જ કરવામાં આવે છે, લગ્નનો પ્રથમ ઉત્સાહ આનન્દ લગ્ન પછી તરત જ જાગૃત રાખવા આનન્દમાસ-હનીમુન ભોગવવાને બન્ને પતિ પત્નીને થોડા દિવસ એકલાં રાખવામાં આવે છે ત્યારે એના કેટલા લાભ થાય છે?

२. **વધૂમાસ** [ન. ભો.]

ગુજરાતનો નાથ, ઉપોદ્ઘાત, ૧૮: આ 'મંજરીની મેડી' નું બીજું દર્શન! કેટલા બનાવોના અંતર પછી, પણ એનું એ છતાં, જુદું. આ ગર્વપ્રધાન જોડાને માટે h. વધૂમાસ, જુદા જ પ્રકારનો વિધિ-કવિયે, કવિ-વિધિયે નિર્માણ કર્યો હતો.

३. **મધુચન્દ્રિકા** [ઇં. ક.]

ગુ. ૧૯૮૩, માઘ, ૪૫૮: h. (મધુચન્દ્રિકા) કરવાને તેઓ hill station (હવા ખાવાના સ્થલ) પર ગયાં તેટલામાં જ રસિક બ્હેનનું illusion (આવરણ) ખલાસ થઈ ગયું.

**Honorarium**, १. **પારિતોષિક** [અજ્ઞાત]

२. **મૂશાહીરો** [અજ્ઞાત]

३. **પુરસ્કાર** [દ. બા.]

**Honorary**, १. **યશોવૃત્તિ**[1] [મ.ર.]

લિં. ચ. ૪૪: મુદ્દત પૂરી થતાં આ યશોવૃત્તિ સૈનિકોમાં ઘણા ઘેર ચાલ્યા ગયા પણ લિંકન ફરીથી દાખલ થયો, કારણ કે તેને પોતીકું ઘર ન હતું.

२. **માનદ** [મ. સુ.]

વ. ૫, ૧૭૬: મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, ફાર્બસ ગુજરાતી સભાના માનદ મંત્રી.

३. **માનાર્થ** [ન. ભો.]

વ. ૫, ૨૮૦: સંવત ૧૯૬૨ જ્યેષ્ઠ માસના 'વસન્ત' ના અંકમાં 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા' સંબન્ધી જાહેર ખબર નીચે 'માનદ મન્ત્રી' એમ સહી નીચેનું અધિકારીપદ વાંચતાં મ્હને જરાક સંશય ઉત્પન્ન થયો કે 'ઑનરરી સેક્રેટરી' એ શબ્દમાં 'ઑનરરી' (h.) શબ્દનો અર્થ આટલાં વર્ષ સૂધી જે હુ જાણતો હતો તે ઊંધો જ હશે કે કેમ. પણ આજ સૂધી બધાના અનુભવ અને જ્ઞાનને અંગ્રેજી કોશનો પણ આધાર મળે છે તેથી મ્હારા મનને કાંઇક આશ્વાસન મળ્યું. અંગ્રેજી કોશમાં h. શબ્દનો અર્થ નીચે પ્રમાણે છે:—"Done, made, conferred or held simply as an honour; 2. Holding an office or title bestowed in sign of honor, and exempt from the regular powers and duties" (The Standard English Dictionary) અર્થાત્ મન્ત્રીપદ કે કોઈ પણ પદ સ્વીકારવાથી માન આપનાર નહિ પણ તે પદ મળવાથી માન પામનાર-પગારદાર નહિં પણ એ અધિકારનું માનમાત્ર મેળવનાર-એમ જ અર્થ છે. 'માનદ' નો અર્થ 'માન આપનાર' એમ છે તે સાધારણ સંસ્કૃતના અને સારા ગુજરાતીના જ્ઞાનવાળાને તો કહેવાની જરૂર જ નથી. તેથી એ શબ્દ h. ને સ્થળે વાપરવો યથાર્થ નથી, એ કોઇને પણ સ્પષ્ટ જણાશે. આ પ્રકારના નવીન શબ્દોની યોજના કેટલીકવાર કેટલાક વર્ગમાં કેટલાંક કારણોને લીધે રૂઢ પ્રચાર ઉત્પન્ન કરનારી થઇ પડે છે માટે જ વેળાસર એ ખોટો પ્રચાર સુજ્ઞ વર્ગમાં ના પ્રવર્તે એ ઉદ્દેશથી આટલું લખવું એ કર્તવ્ય લાગે છે. 'ઑનરરી' શબ્દને બદલે સંસ્કૃત શબ્દ વાપરવો જ એમ આગ્રહ હોય તો બીજા યોગ્ય શબ્દ ના જડે એમ નથી. થોડા દિવસ ઉપર જ માંગરોલ જૈન સભાના મન્ત્રીનો પત્ર મ્હારા ઉપર આવેલો ત્હેમાં 'માનાધિકારી મન્ત્રી' એમ અધિકારપદ લખ્યું હતું તે મૂળ શબ્દનો અર્થ બરોબર સાચવે છે. 'માનાધિકારી' શબ્દ બહુ લાંબો પડતો હોય તો "માનાર્થ" એ શબ્દ વાપરવા લાયક નથી એમ નથી. એ

---

१. રા. આનન્દશંકર ધ્રુવે પણ આ શબ્દ એક સ્થળે વાપર્યો છે:—"કન્યાઓની હાઇસ્કૂલોમાં યશોવૃત્તિ શિક્ષક તરીકે કામ કરવું" (વસન્ત,૮, ૫)

શબ્દમાં બીજો લાભ એ છે કે અમુક અધિકાર મળ્યાથી માન મળ્યું છે એમ માનનારથી, તેમ જ તે આધકાર સ્વીકારીને માન સભા વગેરેને પોતે આપ્યું છે એમ કલ્પનારથી પણ એ શબ્દ સરખી રીત્યે વગર સંકોચે વાપરી સકાશે.

**૪. સન્માનિત** [ર. વા.]

નિ. ૯: વિદ્વાનો, સાક્ષરો અને પંડિતોને સન્માનિત (h.) સભ્યો થવા વિનંતિ કરી સાક્ષરમંડળ સ્થાપવા પ્રયાસો ચાલે છે.

**૫. નિર્વેતન** [અજ્ઞાત]

**૬, અવૈતનિક** [અજ્ઞાત]

**૭. બીનલવાજમી** [હી. ત્રિ.]

બુ. પ્ર, ૬૯, ૨૫૧: આ વર્ગીકરણનું કામ કેટલુંક પગારદાર વિદ્વાનો પાસે અને કેટલુંક ઉત્સાહી બીનલવાજમી વિદ્વાનોને હાથે કરાવવામાં આવતું હતું.

**૮. અવેતન** [વ્યો. જ.]

**૯. સેવાર્થી** ( Paid=પગારદાર, અર્થાર્થી ) [ દ. બા. ]

**Hot-house**, **ઉષ્માગૃહ** [ક. મા.]

વેરની વસુલાત, ૬૯: ઉષ્માગૃહનું વાતાવરણ વ્હેલાં ઉછેરે છે, પુષ્પિત કરે છે, કરમાવે છે.

**Humanism, ૧. માનવતા** [બ. ક.]

જુઓ discipline.

**૨. ૧. માનવભાવનાવાદ, માનવહિતવાદ, માનવાર્થવાદ** [હી. વ્ર.]

સ. મી. (૧) ૭૧: એણે એતદ્‌વિષયક પોતાના મતવાદનું નામ 'માનવભાવનાવાદ' (H.) એ રાખ્યું છે; (૨) ૧૬.

**Humanistic education-ભાષાશિક્ષણ, વિનિયમશિક્ષણ** [હ. દ્વા.]

કે. શા. ક. ૧, ૩૨૮.

**Humanitarianism—૧. માનવભક્તિ** [ઉ. કે.]

વ. ૪, ૧૦૨: કૉમ્તે તેના વખતમાં ચાલતા આધિદૈવિક અને આધ્યાત્મિક ધર્મને મનુષ્યના ઉત્કર્ષની ત્રણ ભૂમિકાના નિયમ પ્રમાણે હલકા દરજ્જાની માની અવગણના કરવા લાયક માન્યા હતા. પરન્તુ 'માનવભક્તિ' (H.) 'મનુષ્ય જાતિરૂપી પરમ પુરુષની સેવા' એ નામથી આધિભૌતિક ધર્મ તેણે સ્વીકાર્યો હતો.

**૨. જનતાસ્મિતા** [બ. ક.]

સુ. ૧૯૮૩, કાર્ત્તિક, ૫૮: બંધુભાવ, આખી વસુધામાં પથરાયલી જનતા ઉપર એકસરખો કુટુંબપ્રેમ, એ શબ્દો એક વખત મંત્રબળ ધરાવતા હતા, તથાપિ કાળે કરીને ઘસાયા છે, ઝાંખા પડી ગયા છે, ખાલી થોથાં જેવા થઇ ગયા છે. એ જુના શબ્દોના અર્વાચીન પર્યાયો રૂપ શબ્દો હ્યુમેનિટિરિયનિઝમ--હ્યુમેનિટિ (Humanitarianism, Humanity) જનતાસ્મિતા એ છે.

**Humanity, ૧. માનવતા** [ચં. ન.]

સ. ૨૫, ૨૮૨: અઠવાડીયે અઠવાડીયે હું તો 'નવજીવન' અને Young India વાંચુ છું અને એ અસિધારાવતી તપસ્વીના ઉગ્ર ઉદ્‌ગારોમાં એ વ્યાપી રહેલી માનવંતા (H.) અને રસિકતા માટે માન અનુભવું છું.

**૨. (Benevolence) ૧. જનતાપ્રેમ, આત્મભાવ** [મ. ન.]

ચે. શા. (૧) ૪૫૦: જુઓ Nonpersonal emotion (૨) ૫૯૯: જે હેતુઓ સારામાં સારી રીતે સ્વાર્થવૃત્તિને દબાવી વશ રાખે છે તે તે સ્વકર્તવ્ય, પરમાર્થબુદ્ધિ અને સામાન્યતઃ જેને આત્મભાવ કહીએ છીએ, તે છે.

**૨. ભુતદયા** [ગ્રા. બા.]

વ. ૧૮, ૨: ભૂતદયા તે સ્ત્રીરૂપે ચીતરી હતી.

**૩. જનતાસ્મિતા** [બ. ક.]

જુઓ Humanitarianism.

**૪. માનવાસ્મિતા** [ બ. ક. ]

સુ. ૧૯૮૩, કાર્ત્તિક, ૧૦૬: પરરાજ્યો સાથેના બાહ્ય સંબંધો (foreign relations) માં માનવાસ્મિતા અર્થાત્ બંધુભાવ બધે પ્રસંગે ન જળવાઇ શકે, પોતાના હક્ક વા મોભ્ભા વા જાનમાલના તત્કાલ વા ભાવિ સંરક્ષણને માટે, આપદ્ ધર્મ લેખે, પ્રજાનાયકને માનવાસ્મિતાની નીતિ (h.) છોડીને **દેશાસ્મિતા** ( patriotism ) ની નીતિને જ વફાદાર રહેવું પડે.

**૫. મનુબાંધવતા** [ભ. ક.]

સુ. ૧૯૮૩, ફાગણ, ૯૩: યૂનિયનમાં જ

કેટલાક ખ્રિસ્તી અને પાપભીરૂ નેતાઓએ લોકમતની સામે પડીને પણ પ્રજાનું ઉદ્‌બોધન મનુબાંધવતા (h.) ને નામે કર્યા કર્યું.

**Humour**, **૧. રમુજી હાસ્યરસ**, **ઠાઉકું હાસ્ય** [ન. લ.]

**ન. ગ્રં. ૨**, (૧) ૨૭૫: રસ એટલે ખરા જુસ્સાની સાથે આ જુવાન કવિમાં ચિત્રણુ-શક્તિ પણ સારી છે. આ ચિત્રણશક્તિમાં **રમુજી હાસ્યરસ** જેને ઈંગ્રેજીમાં H. કહે છે તે સારો માલમ પડે છે. (૨) ૩૨૮: ઠાઉકું હાસ્ય (H.) **મર્માળાં કટાક્ષ** ( Wit ), વાણીની મીઠાશ, અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય, એ વડે દલપતશૈલીના શાંત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે.

**૨. સમર્મ હાસ્યરસ, મર્મ** [ર.મ.]

(૧) **ક. સા.** ૭૧૨: ખરા સમર્મ હાસ્યરસ (h.) નો ગુજરાતી સાહિત્યમાં અભાવ છે, (૨) **હા. મં.** ૨૮: ઈંગ્રેજી વિવેચકો હાસ્યરસના wit અને H. એવા બે ભાગ પાડે છે. સ્વ. **નવલરામે** Wit નો અથ 'મર્માળાં 'કટાક્ષવચન એ પદથી કર્યો છે અને H. નો અર્થ ' ઠાવકું હાસ્ય' એ પદથી કર્યો છે. ' **નર્મયુકત વાક્‌ચાતુર્ય** ' અને ' સમર્મ હાસ્યરસ ' એવી યોજના અનુક્રમે કરીશું તો તે કદાચ વધારે યોગ્ય થશે. (૩) **હા. મં.** ૪૭: ઉપરના નિ-રૂપણમાં 'વિટ'' અને 'હ્યુમર' એ ઈંગ્રેજી શબ્દો વાપર્યા છે તેનું કારણ એ છે કે ' નર્મયુકત વાક્‌ચાતુર્ય ' અને ' સમર્મ હાસ્યરસ ' એવાં કાંઇક લાંબાં પદ સરખામણીની વ્યાખ્યાઓમાં ઘડી ઘડી વાપરતાં અન્વય ક્લિષ્ટ થઈ જાય. એ બે ઈંગ્રેજી શબ્દો માટે ' **નર્મ** ' અને 'મર્મ' એ બે શબ્દો રૂઢ થાય તો બહુ સરળ-તા થાય.

**૩. હાસ્ય** [ કિ. ધ. ]

**કે. પા.** ૨૧૨: સામાન્ય રીતે **કટાક્ષ** ( satire ) **નર્મહાસ્ય** ( wit ) અને હાસ્ય ( h. ) એ હાસ્ય રસનાં સાધનો છે એમ આપણે માનીએ છીએ.

**Humorist**—**૧. હાસ્યરસલેખક** [ ર. મ. ]

**હા. મં.** ૫૧: પ્રખ્યાત હાસ્યરસલેખક સ્વિફ્ટ જન્મારામાં કદિ હસ્યો જ નહોતો એમ કહેવાય છે.

**૨. નર્મલેખક** [બ. ક.]

**સ. ૩**, ૧૨૩: પ્રસિદ્ધ નર્મલેખક ( h. ) " માર્કટ્વેન " કૃત 'મોર ટ્રેમ્સ ઍબ્રોડ' નામના ઈંગ્લિશ પ્રવાસપુસ્તકમાંથી તરજુમો.

**૩. મર્મવિદ્‌** [વિ. ક.]

**કૌ. ૧, ૨**, ૧૭૫: ખરા મર્મવિદ્‌ [મર્મ॰ વિદ્‌ હ્યુમરીસ્ટ જુઓ " ' વીટ ' અને 'હ્યુમર' –એ બે અંગ્રેજી શબ્દો માટે ' નર્મ ' અને ' મર્મ ' એ બે શબ્દો રૂઢ થાય તો બહુ સર-ળતા થાય " (રમણભાઇ; 'હાસ્યરસ' પૃ. ૪૭ ની ટીપ ) માં ત્રેવડી શકિત હોવી જોઇએ.

**૪. નર્મી** [ બ. ક. ]

**સુ. ૧૯૮૩**, **માગશર**, ૧૦૦: એમને ( રમણભાઇને ) નર્મી ( h. હ્યુમરિસ્ટ ) કહેવા કે ઉપનર્મી તે વિશે મતભેદને અવકાશ છે.

**Sense of humour**—**૧.હાસ્યરસની પરામર્શશકિત** [ન. ભો.]

**મ. મુ. ૧**, ૩૧૨: ત્હેમની ફિલસુફ જેવી ગમ્ભીર વિચારતરંગમાં રમતી મુખાકૃતિની અંદરથી પણ હાસ્યરસની પરામર્શશકિત ( s. o. h. )–બારીકીથી જોનારને–ડોકિયાં કરતી જણાઇ આવતી હતી.

**૨. હાસ્યરસેન્દ્રિય** [જ્ઞા. બા.]

**વ. ૧૭**, ૫૬૭: **બુદ્ધ** ભગવાન્ ઉપદેશ કરે છે કે–**અક્કોધેન જિને કોધં**–' અક્રોધ વડે ક્રોધને જીતવો. ' એ સત્ય છે; **પણ** એ શ્રમસાધ્ય છે. હાસ્યરસેન્દ્રિય વડે ક્રોધનો જય કરી સકાય છે એ નવું તત્ત્વ **ધમ્મપદ**માં ઉમેરવાની ધૃષ્ટતા કરું ?–આ રસેન્દ્રિયની કેળવણીથી અનેક ભારે અપરાધ ટાળી સકાય છે, અન્યને અન્યાય આપતાં રોકાઇયે છિયે, વ્યર્થ કંકાસ, કલહ, ટળી શકે છે, ઈત્યાદિ લાભનો વિચાર કરીશું તો s. o. h.–હાસ્યરસેન્દ્રિયની કીમત બહુ ઊંચી અંકાશે.

**૩. હાસ્યરસજ્ઞતા** [ચં. ન.]

**સ. ૨૬**, ૨: શરૂઆત કરનારનેય શરમાવે એવાં તરફડીયાંને અભિનન્દી અન્ધ આત્મ-સંતોષમાં મ્હાલીએ તો બીજા બધાના તો ઠીક

પણ હાસ્યરસજ્ઞતાના—s. o. h.—ના એ હક-
દાર ન રહી શકીએ.

**૪. મર્મવેદન** [ વિ. ક. ]

કૌ. ૨, ૪, ૧૩૩: એ કૃતિઓમાં જે હાસ્ય-
રસ અને મર્મવેદન ('સેન્સ ઓફ હ્યુમર')
છતાં થાય છે તે સર્વત્ર ઉત્તમ કે પ્રથમ પંક્તિનાં
નહીં તો દ્વિતીયમાં માનવંતું સ્થાન મેળવે
તેવાં તો હમેશાં હોય છે.

**૫. વિનોદભાવ** (sense=અભિજ્ઞતા)
[ દ. બા. ]

**Hypnotism,** ૧. **સંમોહનવિદ્યા**
[ અં. બા. ]

પૂ. યો. ૪, ૯૮: મનનો શરીર ઉપરનો
સંયમ H.—સંમોહનવિદ્યાના પ્રયોગોમાં સ્પષ્ટ
જણાઇ આવે છે.

૨. યોગનિદ્રા [ કે. હ. અ. નોં ]

**Hypothesis,** ૧. **ઊહ** [મ, ન.]

ચે. શા. ૨૮૨: જુઓ Constructive
imagination.

૨. **કલ્પના** [ આ. બા. ]

વ. ૪, ૨૪૩: શુદ્ધ સત્યાન્વેષી જનને ઘટે
તેવા સમર્યાદ શબ્દોમાં રા. ગોવર્ધનરામે પોતાની
કલ્પના (h.) આપણા આગળ મૂકી છે.

૩. **સંભાવના** [ન. દે.]

વ. ૧૦, ૧૧૬: જેમ Science અથવા
વિજ્ઞાનની મર્યાદામાં સંભાવના અથવા H.
પ્રથમ રચી વ્યક્તિકરો ( phenomena ) ના
અનુભવબળ વડે તેની સત્યાસત્યતાનો નિર્ણય
થાય છે......

૪. **ઉપન્યાસ** [બ. ક.]

સા. ૯૭. પ્રવેશક, ૪૯: આ કારણો શોધવાનો
વ્યાપાર શાસ્ત્રને વિસ્તારવા માટેના વ્યાપારોમાં
મોટામાં મોટો છે, અને એ વ્યાપારમાં
લક્ષ્યસંસ્કારક દૃષ્ટિ ઘણીવાર અમુક પ્રકારનો
કાર્યકારણસંબંધ હશે એવી કલ્પના કરે છે,
અને પછી તે કલ્પના કે ઉપન્યાસ 'હાઇપો-
થિસિસ' (h.) શુદ્ધ નીવડે છે કે નહીં તે નક્કી
કરવાને માટે તેને અનશુદ્ધ માની લઇને તેના
ઉપરથી અનુમિતિઓ કહાડવાનું કામ લાક્ષણિક
દૃષ્ટિ પાસે લે છે, એટલે એ અનુમિતિઓનાં
પરિણામ પ્રત્યક્ષ સાથે જોતાં ઉપન્યાસમાં અ-
શુદ્ધિ હોય તો તે પકડાઇ આવે છે.

૫. **પક્ષ, કલ્પિતાર્થ** [હ. પ્રા.]

ગ. ૫. ૧૮

૬. **પ્રતિજ્ઞા** [હી. વ્ર.]

સ. મી. ૧૦૮: અનેક ભૌતિકશાસ્ત્રીઓને એ
પ્રતિજ્ઞારૂપે સ્વીકારી લીધેલા દ્રવ્યના અસ્તિત્વ
સંબંધમાં એટલો બધો વિશ્વાસ છે કે એના
અસ્તિત્વથી વિપરીત, એટલે એના અભાવની
કલ્પના સરખી થઈ શકે એમ નથી.

૭. **તર્ક** [રા. વિ.]

પ્ર. પ્ર, ૨૪૧: પણ બુદ્ધિ એટલો વખત
કેવળ પૃથક્કરણોનાં પરિણામો જોતી તેની નોંધ
લેતી બેસી રહેતી નથી. તે પોતાના સ્વભાવ
પ્રમાણે નિરીક્ષણ કરતાં પહેલાં કે નિરીક્ષણ
ચાલતાં દરમિયાન નિરૂપ્યમાણ વિષયના કાર્ય
અથવા કારણ વિષે તર્ક બાંધે છે. અને પછી
તે તર્ક ખરો છે કે ખોટો છે તે નિરીક્ષણના
પરિણામથી જોતી જાય છે. આવા અનેક તર્કો
બુદ્ધિ એક સાથે અથવા વારાફરતી કરતી જાય
છે અને ઘણી વાર આવા અનેક તર્કોમાંથી
કયો સાચો છે એ જ નિરીક્ષણમાં બાકી
રહે છે. આ તર્ક એ બુદ્ધિની નબળાઇ સમજવા-
ની નથી. તર્કને સિદ્ધ વ્યાપ્તિ માની લેવી
એ નબળાઇ છે ખરી.

૮. **વાદ** [કિ. ધ.]

**બુદ્ધ અને મહાવીર,** ૧૦૦: જે પરિણામો
આપણને પ્રત્યક્ષપણે માલુમ પડે છે પણ તેનાં
કારણો અત્યંત સૂક્ષ્મતાને લીધે અથવા બીજાં
કોઇ કારણને લીધે પ્રત્યક્ષ પ્રમાણથી ઠરાવી
શકાતાં નથી, તે પરિણામો સમજાવવા તેનાં
કારણો વિષે જે કલ્પના કરવામાં આવે તે વાદ
(h., theory) કહેવાય.

૯. **અટકળ** [બ. ક.]

લિ. ૨૫: આવી વ્યાપ્તિ માત્ર અટકળ
તરીકે રજૂ કરી શકાય શાસ્ત્રીય સિદ્ધાંત
લેખે નહીં; અને અટકળ (h. હાઇપોથીસિસ)
કે **પ્રથમદર્શની વ્યાપ્તિ** (empirical gen-
eralization એમ્પિરિકલ જનરલાઇઝેશન)
ગણતાં પણ એને વધારે ગૌરવ ન આપિયે...

**Hypothetical proposition,** ૧. **સાન્વય નિર્દેશ** [મ. ન.]

ન્યા. શા, ૭૪: સાન્વય નિર્દેશ બે પ્રકારના થાય છે સાપેક્ષ અને અન્યતરાન્વિત.

૨. **સાંકેતિક વાક્ય** [રા. વિ.]

પ્ર. પ્ર. ૯૬: 'જો હવા બગડે તો રોગ ચાલે' એ સાંકેતિક વાક્યનો દાખલો છે.

# I

**Iconography,** ૧. **મૂર્તિવિદ્યા** [દુ. કે.]

યુ. ૧૯૭૯, વૈશાખ, ૯૭: દક્ષિણમાં જળવાઇ રહેલા આગમોના તથા મૂર્તિવિદ્યાના અભ્યાસી ગોપીનાથરાવે 'હિન્દુ મૂર્તિવિદ્યા' (Hindu Iconography) નામનાં ચાર મોટાં પુસ્તકોમાં વર્ણન સાથે આપણા ધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયોના ભિન્ન ભિન્ન પૂજ્ય દેવોની જુદી જુદી સ્થિતિમાં હાલમાં વિરાજતી મૂર્તિઓનાં ચિત્રોનો જબરો સંગ્રહ કર્યો છે.

૨. **મૂર્તિશાસ્ત્ર** [દ. બા.]

**Idea,** ૧. (Sentiment) **ભાવ** [મ. ન.]

ચે. શા. જુઓ Non-personal emotion.

૨. **ભાવના** [ર. મ.]

ક. સા. ૫૫૩: જ્યાં અનેક વસ્તુઓનું એક વર્ગનામ હોય છે ત્યાં તે વસ્તુની ભાવના (i.) અથવા અમૂર્ત આકૃતિ વિદ્યમાન હોય છે. દુનિયામાં ઘણાં બિછાનાં અને ઘણાં મેજ હોય છે. ઘણા પદાર્થને એ બે નામથી આપણે ઓળખીએ છીએ પણ તેમની ભાવનાઓ તો બે જ છે; બીછાનાની ભાવના અને મેજની ભાવના.

૩. **પ્રત્યય, વિચાર, માન્યતા** [હી. વ્ર.]

સ. મી. ૧૪૬: આપણી કલ્પનાઓ, આપણી માન્યતાઓ, આપણા પ્રત્યયો, આપણા વિચારો જે દ્વારા આપણે એ સામાન્ય અનુભવનું સ્વરૂપ નક્કી કરવા મથીએ છીએ, તેને સત્ય વા અસત્ય–મિથ્યા–કહી શકાય.

૪. **મનોભાવ, આશય,** (mental image) **આંતરદૃશ્ય, પ્રતિભાસ** [કે. હ. અ. નોં.]

**Idea of reason, બુદ્ધિવિષયીભૂત ખાસ–વિશિષ્ટ–અનિવાર્ય–નિયામક–પ્રત્યય, અર્થરહિત પ્રત્યય, વસ્તુશૂન્ય પ્રત્યય** [હી. વ્ર. સ. મી. ૧૭૧]

**Idea of self, આત્મવિચાર,** [મ. ન.]

ચે. શા. ૩૩૯: એ તો આપણે આગળ જોઇ આવ્યા છીએ કે પોતાને લાગતી અનુકૂળતા પ્રતિકૂળતાની વૃત્તિનું સ્થાન પોતાનો દેહ જ છે એમ દર્શન થવાથી તેના મનમાં આત્મા (પોતાપણા)નો વિચાર ઉપજવા માંડે છે. આવો બીજવત્ આત્મવિચાર તે પણ બહુ ધીમે ધીમે કરે છે.

**Condensation of ideas, પ્રતિભાસનું સમસન, પ્રતિભાસનો સમાસ** [કે. હ. અ. નોં.]

**Freeing of ideas, પ્રતિભાસ સામાન્ય** [કે. હ. અ. નોં.]

**Fusion of ideas, પ્રતિભાસનો યોગ, પ્રતિભાસનો મેળો, પ્રતિભાસનું સંગીલન** [કે. હ. અ. નોં.]

**Series of ideas, પ્રતિભાસનો શ્રેણીબંધ, પ્રતિભાસની પરંપરા** [કે. હ. અ. નોં.]

**Ideal,** *adj.* ૧. **ભાવનામય** [મ. ન. ચે. શા.]

૨. **ભાવનાત્મક** [ઉ. કે.]

વ. ૧, ૩૩: પોતાનો આ ઉચ્ચાશય સિદ્ધ કરવા માટે રા. ગોવર્દ્ધનરામે આ ગ્રંથમાં અનેક કુટુંબો અને પાત્રો ચિત્ર્યાં છે જેમાંનાં કેટલાંક **ભાવાત્મક** (real) કેટલાંક ભાવનાત્મક (i.) અને કેટલાંક બેના મિશ્રણવાળાં છે.

*noun* ૧. **ભાવના** [મ. ન.]

સુ. ગ. ૨૫૬: સત્ય, પ્રેમ, ધર્મ, શૂર, પરાક્રમ સર્વ ઉદાર ગુણો જેથી મનુષ્યનું મનુષ્યત્વ છે તે કોઇ ઉચ્ચતમ ભાવનારૂપે જ રહેલા છે; ને તે ભાવનાનો જે જે સ્થૂલમાં શુદ્ધમાં શુદ્ધ આવિર્ભાવ થયો છે તે તે સ્થૂલ આ વિશ્વમાં પોતાનાં નામ અમરત્વના પૂજ્યાસને મૂકી ગયાં છે.

૨. **ઉચ્ચગ્રાહ** [ગો. મા.]

(સ. ચં. ૪, ૧૪૭ અને ) સા. જી. ૩: યુનિવર્સિટી અથવા **વિદ્યોત્તેજક સમાજોએ** આપેલી વિદ્યાનો ઉચ્ચગ્રાહ (i.) દર્શાવતાં કાર્ડિનલ **ન્યૂમેન** કહે છે કે શુદ્ધ વિદ્યા ઉપયોગી ન હોવી જોઇએ.

૩. **આદર્શ** [અજ્ઞાત]

"બંગાળી ઉપરથી આ શબ્દપ્રયોગ આપણામાં આવ્યો છે. ઘણો પ્રચાર થયો છે. પરંતુ 'ભાવના' અને 'આદર્શ' એ બેમાં અર્થભેદ છે." ન. ભો.

૪. **ધ્યેય** [અજ્ઞાત]

**Idealisation,** ૧. **ઉચ્ચીકરણ** [ મ. ન. ]

સુ. ગ. જુઓ Novel.

૨. **પરમોત્કર્ષ** [મ. ન. ચે. શા.]

**Idealism,** ૧. ૧. **ભાવના** [ર. મ.]

ક. સા. ૪૯૧: ર. **આનન્દશંકરનું** કહેવું ખરૂં છું કે રસવિચારમાં Idealism અને Realism વચ્ચેના ગંભીર પ્રશ્નમાં Realismને પુષ્ટિ મળે તે અનિષ્ટ છે. ભાવનાની ક્ષતિ કરી તેને સ્થાને **વાસ્તવિકતાનો** પ્રકર્ષ વધારવાનો અમારો પ્રયાસ નથી. પણ ભાવનાનું દર્શન તિરોહિત ન થાય તે માટે અમારો પ્રયાસ છે.

૨. **ભાવનામયતા** [ચં. ન.]

સ. ૧૯૧૯, **જુલાઈ**: ર. **ન્હાનાલાલના** નાટકની ભવ્ય ભાવનામયતા (Sublime i.) અને અદ્ભુત મોહિનીયુક્ત ભાષાકલા લોકભોગ્ય દૃશ્ય નાટક તરીકે સફળ થવામાં એને અન્તરાયરૂપ થાય છે તો સાહિત્યની એક વિદ્વદ્ભોગ્ય મનોહર કૃતિ તરીકે સફળ થવામાં એને સહાયરૂપ થાય છે.

૩. **આદર્શવાદ** [અજ્ઞાત]

૪. **આદર્શદર્શન** [દ. બા.]

કા. લે. ૧, ૫૮૩: આ ચિત્રકારના **હિન્દદેવીના** ચિત્રમાં આદર્શદર્શન(I.) અને **યથાર્થદર્શન** (Realism) નો થયેલો અપૂર્વ સંયોગ આજના યુગમાં સર્વત્ર અત્યંત લોકપ્રિય થયેલો છે.

૫. **ધ્યેયવાદ** [દ. બા.]

ન. જી. ૯, ૧૭૪: નવા યુગમાં ધ્યેયવાદ ( આઇડીઍલીઝમ ) જાગૃત થયો.

૨. (*Philoso.*) ૧. **વિજ્ઞાનવાદ** [આ. બા.]

વ. ૩, ૩૦૨: **મણિલાલના** કાવ્યગ્રંથો ઉપર એમના તત્ત્વજ્ઞાનની બે રીતની અસર થઈ છે: એક બાહ્યસૃષ્ટિ (Nature) કરતાં મનુજહૃદય (Human heart) ને પ્રાધાન્ય આપવામાં; અને કવિતામાં પણ જીવિતના પરમ હેતુને-પરમ પુરૂષાર્થને-આગળ રાખવામાં. એમાંની પહેલી એમના વિજ્ઞાનવાદ ( I. ) ની આડકતરી (indirect) અસર છે, અને બીજી જીવિતના હેતુ (The End of Human Existence) સંબન્ધી તત્ત્વચિન્તનમાંથી ઉદ્ભવેલી સીધી (direct) અસર છે.

૨. **મનોમયસૃષ્ટિવાદ** [ મન. રવ. ]

કૃ. ચ. ગવેષણ, ૨: શ્રી **કૃષ્ણને જૂદા જૂદા** સિદ્ધાન્તો-doctrines-જૂદી જૂદી **ચક્ષુઓથી** જુએ છે. **અકલ્પિતવાદ**-Realism-પોતાની દૃષ્ટિથી જુએ છે. અકલ્પિતવાદ-Realism-ની વિરુદ્ધનો **નામવિષયકવાદ**-Nominalism પોતાની દૃષ્ટિથી જુએ છે. નામવિષયકવાદની વિરુદ્ધનો મનોમયસૃષ્ટિવાદ-Idealism-પોતાની નજરથી જુએ છે. **અનુભવાતીતવાદ**-Transcendentalism અધ્યાત્મવાદ-Spiritualism-ની વળી જૂદી જ દૃષ્ટિ છે.

૩. **ભાવનાવાદ** [ન. ભો.]

વ. ૨૦, ૩૨૬: **સૌન્દર્યતત્ત્વના આ સ્વરૂપને** પરિણામે ચિન્તકો **સૌન્દર્યનું** લક્ષણ સંપૂર્ણ આપવાને **અસમર્થ** થયા છે. ભિન્ન ભિન્ન લક્ષણો અપાયાં છે, તે **સર્વનો** અહિં સંગ્રહ કરવાની જરૂર **નથી.** મુખ્ય બે મત, અને તે બંનેનો સમન્વય કરનારો ત્રીજો નિષ્કર્ષરૂપ સિદ્ધાન્ત **દર્શાવીશું** તો બસ **છે. ઍરિસ્ટોટલના** જડવાદ **પ્રમાણે સૌન્દર્યનું મૂળ** symmetry ( સમપ્રમાણતા)માં છે. Neo-Platonic **ફિલસુફીએ** સ્વીકારેલા Idealism એટલે ભાવનાવાદ **પ્રમાણે**

સૌન્દર્યનું મૂળ જડસ્વરૂપની પાર રહેલા કોઇ સૂક્ષ્મ ભાવનાતત્ત્વથી મળતા અનુપ્રાણનમાં છે.

૪. **દૃષ્ટિસૃષ્ટિવાદ, બાહ્યાર્થાપલાપવાદ** [હી. વ્ર. સ. મી. ૩૩]

**Absolute Idealism, અજાતિવાદ** [મ. ન.]

ચે. શા. જુઓ. Metaphysics.

**Objective idealism, બાહ્યાર્થવિજ્ઞાનવાદ** [મ. ન. સદર]

**Subjective Idealism, વિજ્ઞાનવાદ** [મ. ન. સદર]

**Idealist, ૧. ૧. ભાવનાવાદી** [ન. ભો.]

દયા, ક્ષમા, શાન્તિ, ૬૨: આ તત્ત્વચિંતનનો અર્થ ભાવનાવાદી જેવો કે અદ્વૈતવાદી જેવો લેવાનો નથી.

૨. **આદર્શવાદી** [અજ્ઞાત]

૩. **વિજ્ઞાનવાદી, બાહ્યાર્થાપલાપવાદી** [હી. વ્ર.]

સ. મી. ૧૪: **બાહ્યાર્થાસ્તિત્વવાદી** અને બાહ્યાર્થાપલાપવાદીના વાદો ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે આ વિષયમાં તત્ત્વચિંતકોનો અતિ મહાન્ મતભેદ છે.

૪. **ભાવનાદ્રષ્ટા** [વિ. ક.]

કો. ૨, ૧, ૨૧૬: તે વસ્તુદ્રષ્ટા મટયો; બદલામાં તેની સાત્ત્વિકતા વિકસી અને તે ભાવનાદ્રષ્ટા બન્યો.

૨. **ભાવનાદાસ** [બ. ક.]

ગુ. સ્ટે. ૩૭; પણ તે સાથે તેઓ આંધળિયાં કરીને પડે એવા ભાવનાદાસ (i. આઇડીયલિસ્ટ) પણ ન્હોતા.

**Idealistic ૧. ભાવનાવાદી** [ન. ભો.]

બીજી પરિષદ્, "અભિનયકલા," ૮.

૨. **ભાવનાશાળી** [ચં. ન. સ. ૨૫, ૪૩૫]

૩. **આદર્શદર્શી** [દ. બા.]

કા. લે. ૧, ૫૮૦: આવો અનુભવ થયા પછી ઉપાસક આત્માભિમુખ થઇ જાય છે. તે ઇંદ્રિયજન્ય રસને છોડી દઇ ભાવાત્મક રસ લેવા માંડે છે. તે આનન્દ વ્યક્ત કરવાનાં સાધન ભલે પાર્થિવ હોય અને ઇન્દ્રિયગોચર હોય, તો પણ તે દ્વારા વ્યક્ત કરવાનો ભાવ ઇંદ્રિયાતીત હોય છે, અને તેથી તે દ્વારા મળતો આનન્દ શુદ્ધ, નિષ્કલંક અને સ્થાયી હોય છે. તે આનન્દ શમપ્રધાન હોય છે. વિલાસિતાનું ત્યાં નામ સરખું નથી હોતું. તે આનન્દમાં પ્રવેશ કર્યા પછી માણસ विगलितवेद्यान्तर થઈ જાય છે. આ કલાને આદર્શદર્શી કહે છે કેમકે આ કલાના આદર્શમાં આત્માનું પ્રતિબિમ્બ પડયું હોય છે.

૪. **કાલ્પનિક** [બ. ક.]

ગુજરાતી, દિવાળી પર્વ, ૧૯૨૬, ૧૪: જુઓ Classical.

૫. **ભાવનામય** [બ. ક.]

વીણા, ૧૯૨૭, ૧૭: આનન્દમઠ–બંકિમચંદ્રની ભાવનામય **અદ્ભુત કૃતિ** (Idealistic Romance આઇડીયલિસ્ટિક રોમાન્સ).

**Ideation, વિચારણા** [હ. દ્વા. કે. શા. ક. ૧, ૩૨૮]

**Identical proposition, અભિન્ન વિધાન** [દ. બા.]

**Identification, ૧. પ્રત્યભિજ્ઞા** [મ. ન.]

ચે. શા. ૧૮૨: આમ હોવાથી એમાં કશું આશ્ચર્ય નથી. કોઇપણ પદાર્થની પ્રત્યભિજ્ઞા થવી એ કાર્ય બાળકને જરાક ઉંમરે પહોંચ્યા પછી શક્ય થાય.

૨. **અભિજ્ઞા, તત્ત્વાભિજ્ઞા** [કે. હ. અ. નો.]

**Identity, તદ્દેવતા, અભિન્નતા** [ન. ભો.]

**Law of identity, ૧. તાદાત્મ્યનિયમ** [મ. ન.]

ન્યા. શા. ૧૩: તાદાત્મ્યનો નિયમ અવિરોધના પેટામાં આવવા જેવો નથી.

૨. **એકતાનો નિયમ** [મ. ર.]

અ. ન્યા: એકતા (I.) નો નિયમ...જે કંઇ છે તે છે.

**Ideo-motor,** (*actions*) **વિચારસંસ્કારજન્ય કર્મ** [મ. ન. ચે. શા.]

૨. **પ્રતિભાસપ્રેરિત કર્મ** [કે. હ. અ. નો.]

**Idiom,** ૧. રૂઢિપ્રયોગ [ન. લા.]

સ. ન. ગ. ૩૫૬: સાકસન ભાષા પણ નિંદાવા લાગી; નિશાળોમાં ફ્રેંચ ભાષા શીખવવામાં આવી ને એડવર્ડ ત્રીજાનું રાજ્ય થયું ત્યાં સુધી કાયદાકાનૂનમાં નોર્મન ભાષાના રૂઢિપ્રયોગ વપરાતા રહ્યા.

૨. રૂઢ–ઉક્તિ [ર. મ.]

ક. સા. ૭૩૧: પારસી, કાઠીયાવાડી, કચ્છી વગેરેના મિશ્રણથી અને ઈંગ્રેજી ભાષાની રૂઢ–ઉક્તિઓ ( ii. ), ઉપરથી કરેલા 'તરજુમિયા' શબ્દોથી સુંબઇગરી ગુજરાતી ભાષા થઇ છે.

૩. રૂઢ–પ્રયોગ [હ. દ્વા.]

કે. શા. ક. ૧, ૩૩: લેટિનના પહેલું ગ્રીક શીખવવું. પરંતુ લેટિન થોડે થોડે અંતરે ચલાવવું જોઇએ, નહિ તો પરદેશી ઉચ્ચાર, ને પરદેશી રૂઢ–પ્રયોગોથી માતૃ-ભાષાની શુદ્ધતા બગડશે.

૪. ખાસ પ્રયોગ [ક. પ્રા.]

સ. ૨૯, ૪૯૭: કર્કહામ સાહેબ 'Pride & Prejudice' ઉત્તમ રીતે વાંચી બતાવતા હતા અને તેમાં જે ખાસ પ્રયોગો (ii.) આવે તેનો અર્થ ચાંપી ચાંપીને કહેવાની તેમને ટેવ હતી.

૫. ભાષાપ્રવાહ, વાક્પ્રચાર, પરિપાટી [દ. બા.]

**Idiomatic,** સુરૂઢ [વિ. ક.]

કૌ. ૩, ૨, ૧૬૪: ભાષા 'લૌકિક' શબ્દાનું ભાષાન્તરકર્તા જાહેર કરે છે; ભલે, પણ લૌકિક ગુજરાતી સુરૂઢ (ઇડીઓમેટિક) પણ ના હોવું જોઇએ ?

**Idiosyncracy,** ૧. વ્યક્તિત્વ [ગો. મા.]

સ. ૩, ૪૨: ભાષાઓના વ્યક્તિત્વ ( i. ) વીશે ઉપર કહેલું છે તે પ્રમાણે સંસ્કૃત પ્રાકૃત અને ગુજરાતીના કોઠાનાં બંધારણ જુદાં જુદાં છે.

૨. દેહસ્વભાવ, [મણિલાલ નારણભાઈ તંત્રી]

ગુજરાતી નવલકથાનું સાહિત્ય, ૧૯.

**Illusion,** ૧. ભ્રમ [ન. ભો.]

વ. ૧૪, ૬૭૧: રેલવેના પાટા સમાન્તર રહી પરસ્પર જોડાયા વિનાના જ રહે છે છતાં દૂરથી જોનારને મળી જઈ એકઠા થયેલાનો ભાસ આપનાર optical i. (દૃષ્ટિભ્રમ)થી કાંઈક વિપરીત પ્રકારનો આ પ્રેમીયુગલના અસંયુક્ત સંયોગમાં(psychological i.) માનસશાસ્ત્રગત ભ્રમ પ્રગટ થાય છે.

૨. માયા [ઘ્રા. બા.]

વ. ૧૭, ૪૫૬: વિવર્તની ઉત્પત્તિ માયા–i.-માં છે.

૩. આભાસ, અધ્યાસ [હી. વ્ર.]

સ. મી. (૧) પ્રસ્તાવના, ૫: છેવટનાં બે પ્રકરણોમાં આભાસ (I.) વિષયક અને અસત્ય ભ્રાન્તિ–વિપર્યય–મિથ્યાજ્ઞાન (Error) વિષયક ચર્ચા જોવામાં આવશે. (૨) ૧૭૦.

૪. ભ્રમદર્શન [ન. ભો. નવો]

**Illustrator,** લેખચિત્રકાર [રવિશંકર મહાશંકર રાવળ]

જુઓ Decorator.

**Image,** ૧. ચિત્ર [મ. ન. ચે. શા. ૫૩૧]

૨. મૂર્તિ, છાયા, પ્રતિબિંબ [હી. વ્ર. સ. મી. ૧૭૦]

૩. પ્રતિકૃતિ, પ્રતિમા, અનુમા [પ્રા. વિ.]

**After image,** સંસ્કાર, પ્રતિપ્રત્યક્ષ, અન્વાદર્શ [કે. હ. અ. નો.]

**Double images,** યુક્પ્રતિદૃશ્ય [કે. હ. અ. નો.]

**Mental image** ( or idea ) પ્રતિપ્રત્યક્ષ, અન્વાદર્શ [કે. હ. અ. નો.]

**Negative after image,** પ્રતિયોગી અન્વાદર્શ–પ્રતિપ્રત્યક્ષ [કે. હ. અ. નો.]

**Positive after image,** અનુયોગી અન્વાદર્શ–પ્રતિપ્રત્યક્ષ [કે. હ. અ. નો.]

**Primary image,** મૂળચિત્ર [મ. ન. ચે. શા. ૨૭૪]

**Secondary image,** ઉપચિત્ર [મ. ન. ચે. શા. ૨૭૪]

**Imagination,** ૧. **કલ્પના** [ર. મ.]
ક. સા. ૪: એકન એથી ઉલટો વિચાર દર્શાવે છે. તે કહે છે કે માણસ પોતાના તર્ક અને કલ્પના (I.) થી સૃષ્ટિમાં ન હોય તેવું ઉત્પન્ન કરે છે, અને તેનું નામ કવિતા.

૨. **કલ્પનાપ્રભાવ** [બ. ક.]
જુઓ Fancy.

૩. **પ્રતિભાદૃષ્ટિ** [આ. બા.]
જુઓ Fancy.

૪. **પ્રતિભાશકિત** [કે. હ. અ. નો.]

**Æsthetic imagination, સૌન્દર્યકલ્પના** [મ. ન.]
ચે. શા. ૨૭૮: કલ્પનાનો જે જીવનભૂત વ્યાપાર છે તે અનેક મનોવ્યાપારમાં કામ આવે છે. એના ત્રણ વિભાગ કરી શકાય. (૧) પદાર્થો વિષેના જ્ઞાનને ઉપકારક ઉપચય. (૨) અમુક કામ કેમ કરવું, સાધન અને સાધ્યની યોગ્યતા શી રીતે આણવી, એવા જ્ઞાનને ઉપકારક ઉપચય. (૩) ઊર્મિઓને સંતોષનાર ઉપચય. પ્રથમ પ્રકારની કલ્પનાને **જ્ઞાનકલ્પના** અથવા **સ્વરૂપકલ્પના** કહેવાય, બીજીને **વ્યાવહારિક કલ્પના** અથવા શોધ કહેવાય, ત્રીજીને સૌન્દર્ય-કલ્પના અથવા પ્રતિભા કહેવાય.

**Cognitive imagination, જ્ઞાનકલ્પના, સ્વરૂપકલ્પના** [મ. ન.]
જુઓ ઉપર Aesthetic imagination.

**Constructive imagination, ઉપચાયક કલ્પના** [મ. ન. ચે. શા.]

**Practical imagination, વ્યાવહારિક કલ્પના** [મ. ન.]
જુઓ Aesthetic imagination.

**Representative imagination, સંકલ્પ** [મ. ન. ચે. શા.]

**Reproductive imagination, સંસ્કારોદ્‌બોધરૂપ કલ્પના** [મ. ન.]
ચે. શા. ૨૭૧: જેને આપણે સંસ્કારોદ્‌-બોધરૂપ કલ્પના કહીએ છીએ તેમાં પણ અજ્ઞાત એવો કોઈ વિપર્યય તો આવી જ જાય છે.

**Immanent, અંતર્યામિ** [હા. બા.]
વ. ૨૫, ૨૦૪: અહિં સૃષ્ટિના સર્જનદ્વારા પ્રભુનું જ્ઞાન થાય તે માત્ર સ્રષ્ટાનું કાર્ય સૃષ્ટિ એમ કાર્યકારણસંબંધથી નહિં, પણ સૃષ્ટિમાં જ પ્રભુનું દર્શન થાય એ રીતે, અવતારરૂપ ચમત્કારથી, કે પ્રભુના i. અંતર્યામિ સ્વરૂપથી, એ દર્શન થાય.

**Immanence, અન્તસ્ત્વ** [આ. બા.]
વ. ૧૬, ૩૯૫: અત્યારે ઈશ્વરમીમાંસાનું એક એવું પુસ્તક નથી લખાતું કે જેમાં, ઈશ્વરના 'Transcendence'–પરત્વની સાથે 'Immanence'–અન્તસ્ત્વ–નું પ્રતિપાદન ન થતું હોય.

**Immediate,** ૧. **અવ્યવહિત** [મ. ન.]
ચે. શા. જુઓ Attention.

૨. **અપરોક્ષ** [મ. ન. ન્યા. શા. ૧૫૧]

૩. **સાક્ષાત્** [હી. વ્ર.]
સ. મી. ૧૮: આ પ્રમાણે બે પ્રકારનાં જ્ઞાન આપણે માનીએ છીએ. એક સાક્ષાત્ અને બીજું **વ્યવહિત;** એક અપરોક્ષ અને બીજું પરોક્ષ એટલે આનુમાનિક.

**Immediate inference,** ૧. **અપરોક્ષાનુમિતિ** [મ. ન. ન્યા. શા. ૬૭]

૨. **અવ્યવહિત અનુમાન** [રા. વિ.]
પ્ર. પ્ર. ૧૦૩: અનુમિતિઓ બે પ્રકારની છે, અવ્યવહિત અનુમિતિ અને વ્યવહિત અનુમિતિ. અવ્યવહિત અનુમિતિ એટલે એક વાકય ઉપરથી પરભાર્યું નિરૂપણ કરેલ બીજું વાકય. આ અનુમિતિજ્ઞાન મેળવતાં વચમાં બીજા વાકયની કે સાધનની જરૂર નથી પડતી માટે આ પરભાર્યું એટલે અવ્યવહિત અનુમાન કહેવાય છે.

૩. **અવ્યવધાન અનુમાન** [મ. ર.]
અ. ન્યા: હવે અવ્યવધાન અનુમાનના કેટલાએક પ્રકારોમાં પ્રવેશ કરીએ.

**Immediate inference by added determinants, વર્ધિતાપરોક્ષ** [મ. ન. ન્યા. શા.]

**Immediate knowledge, સાક્ષાત્પ્રમા** [કે. હ. અ. નો.]

**Impassioned,** ૧. **રાગયુક્ત** [ર. મ.]
ક. સા. ૨૭૯: ડી. કિવન્સી નામે પ્રસિદ્ધ ઇંગ્રેજ લેખકે 'અફીણીની કબુલત' વગેરે કેટલાક લેખો વિલક્ષણ ગદ્યમાં લખી ગદ્યમાં ભાવ-

મય રચના કરવાનો એક નૂતન પ્રકાર દર્શાવ્યો છે. એ શૈલીને કેટલીકવાર ગદ્યમય કવિતા (Prose poetry) કહેવામાં આવે છે અને તે પોતે તેને 'રાગયુક્ત ગદ્ય' (impassioned prose) કહે છે અને એ બીજું નામ વધારે ઉપયુક્ત લાગે છે.

૨. **ભાવમય** [ન. ભો.]

જુઓ Antithesis.

૩. **હૃદયવેધી** [બ. ક.]

જુઓ Concrete.

૪. **ભાવપૂર્ણ**, ઉત્કટ [દ. બા.]

**Imperialism**, ૧. **સામ્રાજ્યભાવના** [આ. બા.]

વ. ૩, ૪૧૧: મિ. **વેડર્બર્ન બ્રિટિશ** સામ્રાજ્યભાવના (I.) નો સમય પૂરો થવા આવેલો માને છે તે બાબતમાં અમને શંકા છે.

૨. **સામ્રાજ્યવાદ** [દ. બા.]

કા. લે. **૧**, ૨૮૦: **ઈશ્વર** ગયા પછી પોતાની પાસે ઐશ્વર્ય લેનાર સામ્રાજ્યવાદે (ઇમ્પીરિઍલિઝમ) 'મદ'ને મુક્તિ આપી. મારી જાતિ શ્રેષ્ઠ છે, અમે જ આખી દુનિયાપર રાજ્ય કરવાને લાયક છીયે એમ કહેતી મદોન્મત્ત જાતિઓ સારી દુનિયાને હેરાન કરવા લાગી છે.

૩. **સામ્રાજ્યપ્રવૃત્તિ** [બ. ક.]

સુ. ૧૯૮૨, **શ્રાવણ**, ૧૦૫: અમુક સમયે અમુક સંજોગોમાં સામ્રાજ્યપ્રવૃત્તિ (i.) અનિવાર્ય હોઇ ઉત્પન્ન થાય છે જ.

**Impression**, ૧. **સંસ્કાર** [મ. ન. ચે. શા. ૨૦૧]

૨. **પ્રત્યય** [ગો. મા.]

સ. ચં. ૪, ૫૪૩: આપણા તેમ **પાશ્ચાત્ય** વિદ્વાનોનો એક અભિપ્રાય છે કે જાગૃત દશાના સંસ્કારોથી (સંસ્કાર=Association) થતા પ્રત્યય (પ્રત્યય=I.) સ્વપ્નરૂપે સ્ફુરે છે (जागरितसंस्कारजः प्रत्ययः स्वप्नः-**પંચદશીની** ટીકા)

૩. **છાપ** [દ. બા.]

**Impression coexistent in space, સહભૂત સંસ્કાર** [મ. ન. ચે. શા.]

**Impressionistic**, ૧. **સંસ્કારભોગી** [વિ. ક.]

કૌ. ૧, ૨, ૫: ઓગણીસમી ને વીસમી સદીના સંગમકાળ દરમિઆન જે કળા અને વિવેચનની સંસ્કારભોગી ('ઈમ્પ્રેશનીસ્ટીક') ભાવના યુરપમાં પ્રસરી તેના પ્રયોજકોમાંનો એક ફ્રાન્સ હતો.

૨. **સંસ્કારપ્રધાન** [વ્યો. જ.]

કૌ. ૩, ૩, ૧૧૩: આધુનિક પાશ્ચાત્ય વિવેચના માટે એક જ વિશેષણ પસંદ કરવું હોય તો એમ કહેવાય કે એ સંસ્કારપ્રધાન (ઈમ્પ્રેશનિસ્ટિક) છે. દિદેરો એ પદ્ધતિનો પયગમ્બર ગણાય છે પણ એનો સૌથી પ્રખ્યાત પ્રતિનિધિ તો સેન્ટ બવ છે. લેખકને તેની કૃતિઓથી છુટો પાડી, કૃતિઓ પોતાની પાસે લઇ બેસી, પોતાના પર પડેલા સંસ્કારોનું સજીવ ચિત્ર આલેખવું એ આ પદ્ધતિનો સિદ્ધાંત છે.

૩. **પરપ્રેરક** [જ. ભ. દૂરકાળ]

ઝરણાં, ટાઢાં ને ઊન્હાં, ૩૭: જુઓ expressionistic.

**Impressionalism**, **સંસ્કારાત્મક વિવેચન** [ક. મા.]

રસાસ્વાદનો અધિકાર, ૧૯: આનંદલક્ષી વિવેચનનો એક અપૂર્વ પ્રકાર તે સંસ્કારાત્મક વિવેચન (I.); આ વિવેચન કરતી વખતે વિવેચક શાસ્ત્રકાર, કે સરખામણી કરનાર, ઉત્ક્રાન્તિવાદ કે રસદર્શી થતો નથી; તે કલાકારની માફક કૃતિનો રસીયો થઈ બેસે છે.

**Impressionalist, આભાસવાદી** [ન. ભો.]

બીજી પરિષદ, "અભિનયકલા", ૧૧: છાયા એ ગુણ ચિત્રકલામાં આભાસવાદી (Impressionalist) કલાવિધાયકોએ સ્વીકારેલો છે ત્હેને જ મળતો ગુણ અભિનયકલામાં છે. અમુક દેખાવની સમગ્ર 'છાયા'ની છાપ ઉપસ્થિત કરવી, ઝીણી ઝીણી વિગતોનો અનાદર કરવો,–એમ ચિત્રકળામાં આભાસવાદીનો સિદ્ધાન્ત છે. તે જ પ્રમાણે અભિનયમાં માત્ર સ્વભાવનું સ્વરૂપ-એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના, લગાર પણ હાલ્યાચાલ્યા વિના, સ્વભાવરેખાની વિગતોનું સ્પષ્ટ ચિત્ર પાડયા વિના જ માત્ર સ્વભાવમુદ્રાની સમગ્ર 'છાયા' વડે જ દર્શાવવું એ એ કલાનું એક લક્ષણ છે.

**Impressive,** હૃદયગ્રાહી [મ. ન.]

ચે. શા. ૩૬૪: એક જ અનુભવ જો સારો હૃદયગ્રાહી હોય તો એવી સારી શ્રદ્ધા ઉપજાવી શકે છે કે જેમાં તે અનુભવના પુનઃ પુનઃ અભ્યાસથી અભ્યાસના પ્રમાણમાં વૃદ્ધિ થતી નથી.

**Impressiveness,** સંસ્કારપ્રેરકત્વ [મ. ન.]

ચે. શા. ૭૯: આ પ્રકારે બાહ્ય પ્રોત્સાહન કરનાર વસ્તુના **પ્રચય** અને **ગુણુ**નો જે વિચાર કર્યો તેનાથી વસ્તુના સમગ્ર સંસ્કારપ્રેરકત્વનો નિર્ણય બની શકે છે.

**Impulse,** ૧. વેગ [મ. ન.]

ચે. શા. ૫૯૬: સ્વસંયમ શબ્દનો અર્થ એવો છે કે વિકસિત ઇચ્છા અમુક સમયે સ્વવિરુદ્ધ એવા વેગમાત્રનો પરાભવ કરી તેમને યોગ્ય મર્યાદામાં રાખી શકે એવી શકિત.

૨. ઉત્કલિકા, **મનસ્વીપણું**, ઉછાળો [હ. દ્વા. કે. શા. ક. ૧, ૩૨૭]

૩. **પ્રવર્તનબળ** [આ. બા.]

વ. ૧૪, ૧૪૯: હું માનું છું કે આ સર્વની નીચે એવું પ્રવર્તનબળ (i.) રહેલું છે કે જેને આધ્યાત્મિક (spiritual) બળ ગણી શકાય.

૪. **મનોવેગ** [કિ. ધ.]

ન. સ. ૧, ૩૫૩: જ્યાંસુધી મનોવેગ (i.) બુદ્ધિ ઉપર સત્તા ચલાવવા શકિત ધરાવે છે....

૫. **પ્રેરણા** [પ્રા. વિ.]

૬. **ઊર્મિ** [દ. બા.]

**Impulsive,** ઉત્કાલિક, **મનસ્વી** [હ. દ્વા. ૩૨૬]

**Impulsive judgement,** સાહસિક **નિર્ણય** [પ્રા. વિ.]

**Impulsive movement,** સ્વયંચર્યા [કે. હ. અ. નો.]

**Impulsiveness** (rashness), **સંભ્રમ** [મ. ન.]

ચે. શા. ૩૭૦: વિચારનિર્દેશવ્યાપારમાં કોઇને એટલો બધો સંભ્રમ રહે છે, નિશ્ચય ઉપર આવી જવાની એટલી બધી આતુરતા થાય છે કે એ વ્યાપારમાં પુરાવા ઇત્યાદિનું તોલન કરવામાં જે વિલંબ થાય છે, તેને તેમનાથી જરા પણ સહન કરાતો નથી.

**Incidence,** કરસંપાત, [વિ. કો. સં. ૫.]

**Incommensurable,** ૧. **અપ્રમેય** [ન. લ.]

ન. ગ્રં. ૨. ૩૨૯: દલપતરામની શૈલી સભારંજની, અને **નર્મદાશંકર**ની તે મસ્ત. આ શૈલીઓ પરસ્પર અપ્રમેય (I.) એટલે એક બીજા સાથે માપી શકાય એવી જ નથી. તે પોતપોતાને સ્થળે ઉત્તમ જ છે.

૨. **અનન્વયરૂપ** [ન. ભો.]

ગુજરાતનો **નાથ**, ઉપોદ્ઘાત, ૪૫: રા. કન્હૈયાલાલનાં સર્જેલાં પાત્રોની વ્યક્તિતા સુરેખ, અનન્ય, અનન્વયરૂપ (i.) ટંકાયેલી, त्वष्ट्रव शाणाल्लिखिता विभाति વિશ્વકર્માએ સરાણ ઉપર ઉતારી કાપી કાઢેલી હોય તેમ દીપે છે.

૩. **દુર્મેય** [હ. પ્રા.] ગ. પ. ૪.

૪. **અપર્યાપ્ત** [દ. બા.]

(ભગવદ્‌ગીતા, ૧, ૩૦. अपर्याप्तंतदस्माकं बलं भीष्माभिरक्षितम् )

**Independent,** (*Modern Indian politics*) ૧. **સર્વપક્ષસ્વતન્ત્ર** [હિં. હિ. વ. ૨૨, ૩૫૮]

૨. **નિર્પક્ષવાદી** [ન્હા. દ.]

૩. **સ્વતન્ત્રપક્ષી** [બ. ક.]

સુ. ૧૯૮૨, ભાદરવો, ૭૭: પ્રાંતિક અને વરિષ્ઠ ધારાસભાઓ માટે પ્રતિનિધિઓ ચૂંટવાની ધમાલ ત્રીજી વાર આરંભાઇ છે. પ્હેલી ચૂંટણી વખતે, ૧૯૨૦ માં, મતદારોમાં બે પક્ષ હતા. મત નહીં જ આપિયે, સંપૂર્ણ અસહકાર કરીશું, એ ગાંધીજીના અનુયાયીઓનો પક્ષ હતો. મત તો આપવા, એ બીજો પક્ષ હતો, જેમણે નોંધાવેલા મતો ઉપરથી એ પક્ષના પ્રતિનિધિઓ ચૂંટાયા હતાઃ ઉદારપક્ષીઓ (liberals) અને સ્વતન્ત્રપક્ષીઓ (ii.).

૪. **સ્વતન્ત્ર** [દ. બા.]

**Indeterminism,** (*Metaph.*) **પ્રવૃત્ત્યનિશ્ચિતતા** [બ. ક.]

ની. શા. ૧૨૪: પ્રવૃત્ત્યનિશ્ચિતતા (ઇન્ડિટર્મિનિઝમ)ના વિચારમાં દરેક નવું કર્મ કરતી

વખતે હું જાણે અત્યારસુધી કોઇ પ્રકારનું જીવન જીવ્યો જ ન હોઉં, ને પાછલા ને હવેના જીવનમાં કારણ ને કાર્યની સાંકળ હોય જ નહિ એમ માનવામાં આવે છે.

**Individualism**, ૧. વ્યક્તિદૃષ્ટિ [વ. ઑા.]

વ. ૪, ૩૨૮: આ પત્રમાં પૂર્વે ગ્રીસ અને રોમના ઇતિહાસમાંથી સૂત્રરૂપે કેટલોક બોધ તારવી કાઢવામાં આવ્યો હતો, તથા યુરોપના અર્વાચીન યુગનાં ખાસ લક્ષણ–ઐહિકતા (Secularism) અને વ્યકિતદૃષ્ટિ (I.)–બતાવી એની રાજકીય ઈતિહાસ ઉપર થયેલી અસરનું દિગ્દર્શન કરાવ્યું હતું.

૨. વ્યક્તિસ્વાતન્ત્ર્ય [આ. બા.]

વ. ૫, ૪૭૫: બુદ્ધિસ્વાતન્ત્ર્ય (Rationalism) અને વ્યકિતસ્વાતન્ત્ર્ય (I.) એ મિ. મિલથી આધષ્ઠિત ૧૮૭૫ પહેલાંના જમાનાના મુખ્ય સિદ્ધાન્તો હતા.

૩. વ્યક્તિવાદ [આ. બા.]

બુ. પ્ર. ૬૦, ૧૯૬: વ્યક્તિવાદ (I.) એ ગયા જમાનાનું ભૂષણ તેમ જ દૂષણ હતું.

૪. વ્યક્તિસ્વાતન્ત્ર્યવાદ [ગ. ક.]

ભા. લે. પ્રવેશક, ૩૩: ઉપર "ગમે તે પ્રકારે" એ શબ્દો લખવા પડયા છે એટલા માટે, કે કેવળ વ્યકિતસ્વાતન્ત્ર્યવાદ (i.) ઉપર દલીલ રચીએ તો તેમાં શુદ્ધ બુદ્ધિવ્યાપાર વડે (logically) આ બેમાંથી એકે ભાવના સિદ્ધ થઇ શકે એમ નથી, એ ફિલસુફીના અભ્યાસકોને જાણીતું છે.

૫. અહંભાવ [આ. બા.]

વ. ૨૧, ૨૦૫: ઇંગ્લંડના ગઈ સદીના ઇતિહાસમાં જ્ઞાનની અને ઇન્સાનિયતની પરિસીમા રૂપે મનાએલું 'I'–યાને અહંભાવ ઉપર રચાએલું જનસમાજનું બંધારણ અત્યારે ભૂલ ભરેલું જ મનાય છે.

**Individualistic**, વ્યક્તિપ્રધાન, અહંભાવપ્રધાન [મ. ન.]

સુ. ગ. ૪૯૨: (૧) રૂક્ષતા, અમર્યાદિત સ્વાતંત્ર્ય, કૃત્રિમ વ્યવહાર, પ્રતારણા, અક્ષમા એટલાં વ્યક્તિપ્રધાન પાશ્ચાત્ય સંસર્ગનાં ફળ છે. (૨) વિચાર વિચારના ભેદ માટે છેક પરસ્પરનો સમૂલ વિદ્વેષ કરવા પર્યંત પ્રવૃત્તિ થાય છે એવી અક્ષમા જે સર્વત્ર સ્નેહમાત્રનો વિનાશ સાથે છે, તે અહંભાવપ્રધાન પાશ્ચાત્ય સંસર્ગનો મહિમા છે.

**Individuality**, ૧. વ્યક્તિત્વ [અજ્ઞાત]

૨. સ્વતસ્ત્વ [મ. ન.]

ચે. શા. ૧૦૫: શ્રોત્રચક્ષુરાદિની સાથેના સન્નિકર્ષથી જે વિશેષ પ્રત્યક્ષ અથવા લૌકિક પ્રત્યક્ષ થાય છે તે પરસ્પર થકી સહેજે ભિન્ન પડી શકે એવા સ્વતસ્ત્વવાળાં હોય છે.

૩. વૈશેષ્ય [આ. બા.]

વ. ૫, ૪૭૪: મિ. વાછા કહે છે કે બુદ્ધિનું સ્વાતન્ત્ર્ય એ આ યુગનું મુખ્ય લક્ષણ છે, અને તદનુસાર કેળવણીમાં કૃત્રિમ અને જુલમી પદ્ધતિને સ્થાને બાળકના સ્વાભાવિક વિકાસક્રમને અનુસરતી અને દરેક વ્યકિતના વૈશેષ્ય (I.) ને પોષનારી એવી શિક્ષણપદ્ધતિ પશ્ચિમના દેશોમાં હવે વિસ્તરતી જાય છે.

૪. પૃથક્‌લક્ષણ [ર. મ.]

હા. મં. ૬૮: હમેશના જીવનવ્યવહારમાં તો આપણે ઉપયોગિતાના દૃષ્ટિબિન્દુથી વસ્તુઓ પ્રવૃત્તિઓ તરફ નજર કરીએ છીએ; એ વસ્તુઓ અને પ્રવૃત્તિઓ ઓળખાવવામાં અને વાપરવામાં કામ આવે એવા એમના એક બે બાહ્ય અંશ લઇ એટલેથી જ આપણે અટકીએ છીએ, અને, એવા એક બે અંશ લઇ એવી ઘણી વસ્તુઓ અને પ્રવૃત્તિઓને સામાન્ય વર્ગમાં મુકી સામાન્ય નામથી ઓળખીએ છીએ. આવા ઉપયોગપ્રધાન વ્યવહારમાં આપણે એ વસ્તુઓ અને પ્રવૃત્તિઓનાં અન્તઃસ્વરૂપ જોતાં નથી, એ દરેક પ્રવૃત્તિ કેવી વિશેષતાવાળી છે, દરેકનું કેવું પૃથક્‌લક્ષણ (i.) છે તે આપણે વિચારતા નથી.

૫. વૈશિષ્ટ્ય [દ. બા.]

**Induction**, ૧. વ્યાપ્તિવિચાર [મ. ર.]

શિ. ઇ. ૭૯: પોતાના મનના પૃથક્કરણને બદલે વસ્તુસ્થિતિના પૃથક્કરણને સ્થાપિત કરવાથી જ એરિસ્ટોટલ વ્યાપ્તિવિચાર, પૃથક્કરણપદ્ધતિ, અને સકલ શાસ્ત્રોનો પિતા છે.

૨ વ્યાપ્તિ, વ્યાપ્તિવ્યાપાર [મ. ન.]

ચે. શા. (૧) ૩૭૮: આ પ્રસંગોમાં ભૂત અનુભવનો કેટલો સુવિજ્ઞાત અનુકર્ષ હોય છે

એ વાત એ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે ઘણાક શુદ્ધ નિગમન ઉપર આવી શકનારા માણસો પોતે પ્રાપ્ત કરેલાં નિગમનનાં કારણ પછીથી બતાવી શકતા નથી. તેમને વ્યાપ્તિનું ભાન નથી હોતું એટલું જ નહીં પણ જે ઉપરથી વ્યાપ્તિ ઊપજી શકે તેવી કોઈ હકીકતનું પણ ભાન નથી હોતું. (૨) (Process of induction) ૩૮૫: કારણતા પરત્વે વ્યાપ્તિવ્યાપાર બહુ ઊતાવળથી કરી લેવાય છે અને એ વાત અન્ય રીતે પણ છતી થાય છે.

૩. **વ્યાપ્તિપ્રાપ્તિ** [ગો. મા.]

સા. જી. ૯૭: સાંપ્રત **પાશ્ચાત્ય** ન્યાયની I. વ્યાપ્તિપ્રાપ્તિમાં આથી પણ વિશેષ છે, અને ઉદાહરણોનું શોધન કેમ કરવું અને કેવાં ઉદાહરણોનું કેવું શોધન કરી કયારે વ્યાપ્તિ બાંધવી એ વિષયની ઉત્સર્ગમાળાનું પ્રકરણ આ પાશ્ચાત્ય શાસ્ત્રમાં આપણા શાસ્ત્ર કરતાં અનેકધા વિશેષ વિસ્તારવત્ અને સુઘટિત છે.

૪. **વ્યાપ્તિન્યાય** [ક. પ્રા.]

ગુ. શા. ૪૭, ૫: ન્યાયના બે પ્રકાર વ્યાપ્તિન્યાય (ઈંડકશન) અને અનુમાન (ડીડકશન) છે.

૫. **વિગમન** [દ. બા.]

૨, (Inductive Logic) **વ્યાપ્તિખંડ** [મ. ન. ન્યા. શા. ૧૫૫]

**Theory of induction, વ્યાપ્તિવાદ, વ્યાપ્તિપ્રક્રિયા** [હી. વ. સ. મી. ૧૭૦]

**Inductive,** ૧. **નિર્ણયગામી** [ચં. ન.]

જુઓ. Deductive.

૨. **વિગમનાત્મક** [દ. બા.]

**Inductive reasoning, વ્યાપ્તિગ્રહ** [મ. ન.]

ચે. શા. ૩૮૦: વ્યાપ્તિગ્રહનો જે વ્યાપાર તે એક એક વાત થકી ઉપર ઉપર જતાં સર્વદેશી નિર્દેશે પહોંચવા રૂપી છે.

**Inductive science, વ્યાપ્તિનિબંધનશાસ્ત્ર** [મ. ન.]

ન્યા. શા. ૧૩૯: વ્યાપ્તિનિબંધનશાસ્ત્રો એક એક વ્યકિત વ્યકિતને અવલોકી વ્યાપ્તિ ઉપર આવવાને યત્ન કરે છે, ત્યારે પરામર્શનિબંધનશાસ્ત્રો, પ્રાપ્ત કરેલી વ્યાપ્તિને એક એક વ્યકિતને, એક એક પ્રસંગ પ્રસંગને, લાગુ કરવા યત્ન કરે છે.

**Indulgence,** ૧. **મુક્તિપત્રિકા, ક્ષમાપત્રિકા** [ન. લા.]

સ. ન. ગ. (૧) ૩૯૦: ૧૫૧૬ માં ઝ્યુરિચનો એક ધર્માધિકારી (લ્યુથરની પહેલાં) પોપે કહાડેલી મુક્તિપત્રિકા વેચાતી હતી તેની સામા થયો હતો. (૨) ૨૪૬: સને ૧૫૧૭ માં રોમનો પોપ ધર્મગુરુ લીઓ દશમો એણે પોતાના ધર્મના લોકને પાપથી મુકત કરવાને 'ક્ષમા॰ પત્રિકાઓ' વેચવા માંડી હતી. લ્યુથર સામો થયો.

૨. **ક્ષમાપત્ર** [મ. ર.]

શિ. ઇ. ૧૫૩: દશમા લીઓના ક્ષમાપત્રોના વ્યાપારની હકીકત જાહેર છે.

૩. **પાપમોચની પત્રિકા** [આ. બા.]

ધ. વ. ૨૨૦: આ અરસામાં એવું બન્યું કે રોમમાં સેંટ પીટરનું દેવળ બાંધવા માટે પોપે (દસમો લીઓ) લોક પાસેથી નાણાં એકઠાં કરવા પાપમોચનની પત્રિકાઓ (જેને અંગ્રેજીમાં 'ઈન્ડલજન્સીઝ' કહે છે.) કાઢી અને તે વેચવા એક સાધુને મોકલ્યો. એ સાધુઓએ પત્રિકાઓ વેચીને નાણાં એકઠાં કરવા માંડયાં. આ જોઇ લ્યૂથરને ઘણો ગુસ્સો આવ્યો, અને વિટનબર્ગના દેવળના બારણે પોતે એક પત્રિકા ચોઢી. અને એમાં આ પાપમોચની પત્રિકાઓનુ એણે ખૂબ ખંડન કર્યું.

૪. **મોક્ષપત્રિકા** [મ. હ.]

સ. મ. ૨૧૪: પોપના તરફથી એક પાદરી મોક્ષપત્રિકાઓ વેચવા આવ્યો.

**Industrialism,** ૧. **વૈશ્યવૃત્તિ** [તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી]

સ. ૧૩, ૨૦૪: **राजाकालस्य कारणम्** એ શ્રી ભીષ્મપ્રોક્ત રહસ્યસૂત્રાનુસાર, તથા પરરાજવર્ગને પરધર્મપાલનમાં નિયામકત્વ એ સ્વધર્મ ન હોવાથી, વર્તમાનકાળમાં બ્રાહ્મણાદિ શૂદ્રાન્ત ચાતુર્વર્ણ્ય સ્વ સ્વના વિહિત ધર્મોની મર્યાદાઓનો અભયે ભંગ કરી પ્રાધાન્યે વૈશ્યવૃત્તિ (i) માં જ અભ્યુદય માની રહ્યો છે.

૨. **ઉદ્યોગધૂન** [ન્હા. દ.]

જુઓ Capitalism.

૩. **વૈશ્યપ્રકોપ, વિટ્પ્રકોપ, વાણિજ્યવાદ** [દ. બા.]

કા. લે. ૧, (૧-૨) ૧૯૦: આવી રીતે લૂંટીને આણેલું સોનું પરાક્રમી પુરુષો પોતાની પાસે જ રાખે તો વર્તમાન યુગના **ક્ષત્રપ્રકોપ** ( Militarism ) સાથે વૈશ્યપ્રકોપ (I) ના મેળાપની ભયંકર સ્થિતિ ઉભી થાય. ( 'ક્ષત્રપ્રકોપ' અને 'વિટ્પ્રકોપ' એ બે નવાં નામોની સાર્થકતા મારે સિદ્ધ કરવી જોઇએ. ચાતુર્વર્ણ્યનું સમતોલન અથવા સામંજસ્ય એ તો સમાજની સ્વાભાવિક સ્થિતિ છે. સમાજને માટે આ ચારે વર્ણની જરૂર સ્વીકારાયલી છે. વ્યક્તિના શરીરમાં જેમ વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓ પ્રમાણસર હોય ત્યારે જ શરીર નીરોગી રહે છે તેમ સમાજશરીરમાં ચાતુર્વર્ણ્ય પ્રમાણસર હોવું જોઇએ. શરીરમાં પિત્તનું પ્રાબલ્ય વધે તો તેને પિત્તપ્રકોપ કહે છે અને તેથી આખું શરીર બગડી જાય છે. એ જ પ્રમાણે વિટ્પ્રકોપ અથવા વૈશ્યપ્રકોપ વિષે. શરીરનો નાશ થવાની ઘડી આવ્યે ત્રણે ધાતુનો પ્રકોપ થઈ જાય છે. એને ત્રિદોષ કહે છે. યૂરોપમાં આજે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ત્રણે વર્ણનો સામટો પ્રકોપ ચોખ્ખો દેખાય છે અને ત્યાંના બ્રાહ્મણો આ ત્રણે વર્ગના કિંકર બની ગયા છે.) (૩) ૨૮૦: ત્યાર પછી વાસનાતૃપ્તિને અંગે ધન મેળવવાની જરૂર વધે જ. કારખાનાં વધ્યાં, વેપાર વધ્યો, અને પ્રકૃતિવાદ (પ્રૉટેસ્ટંટિઝમ) ની પાછળ વાણિજ્યવાદ (ઈન્ડસ્ટ્રિયાલિઝમ) આવી ગયો.

**Inelegance,** **અનાગરત્વ** [ન. લ.]

ન. ગ્રં. ૨, ૨૩૧: અર્થલક્ષી બંધ અને એકાગ્ર શૈલી, એ બે દુર્લભ સુગુણો આ કાવ્યમાં છે, એમ અમે પાછળ બતાવ્યું. એમાં સિદ્ધિ કેટલી થઇ છે તે હવે જોવાનું છે. એક અર્થલક્ષી બંધ જ સિદ્ધિએ પહોંચાડવો બહુ મુશ્કેલ અને ઘણાને તો અસાધ્ય જ થઈ પડે એમાં કંઈ આશ્ચર્ય નથી. આ શૈલીમાં ત્રણ વાતનો મોટો ભય રહે છેઃ-ક્લિષ્ટતા, કઠોરતા, અને અનાગરત્વ (I.) એટલે શુદ્ધિ, રૂઢિ, પ્રૌઢિ વગેરેનો ભંગ થઇ વાણી ખીચડા જેવી ગામઠીયા દેખાય છે.

**Inertia,** ૧. **તમોગુણ** [બ. ક.]

યુ. સ્ટે. ૪૩: જુઓ Commonsense.

૨. **નિષ્ક્રિયત્વ, આલસ્ય** [પો. ગો.]

વિ. વિ. ૩૭૪

૩. **જડતા** [ કે. હ. અ. નોં ]

**Inference,** ૧. **અનુમિતિ** [મ. ન.]

ન્યા. શા. ૧૧: પરામર્શનો સંભવ જ સાદૃશ્ય ઉપર છે. 'માણસ મરણશીલ છે, કાલિદાસ માણસ છે, માટે કાલિદાસ મરણશીલ છે.' એ અનુમિતિમાં આપણે સાદૃશ્યમાત્રથી જ વ્યવહાર કરીએ છીએ.

૨. **અનુમાન** [હી. વ્ર. સ. મી.]

૩. **અનુલબ્ધિ** [બ. ક.]

ગુજરાતી, દિવાળીપર્વ, ૧૯૨૯, ૧૪: ભાવના ભળીને એ વાસ્તવ દુઃખ વાસ્તવિકતર અને સાથે કાલ્પનિક બની જઇ માનવદર્દનો ઉચ્ચતર ભવ પામે, તેવા લખાણમાં જ કલા છે, કેમકે તેના લખાણમાં જ દુઃખ શ્રેયઃસાધન હતું અથવા દુઃખને પણ આત્માની શાંતિમાં સંસ્કારીને શ્રેયઃસાધન કર્યું, એ અતીંદ્રિય અનુલબ્ધિ (i.) શ્રદ્ધાસંકલિત અનુમિતિઓ વડે આપોઆપ પ્રકાશે છે. અને આ ભાવનામયતા અને આ કેન્દ્રીકરણ ( focussing ) વડે પ્રકટતું ઉદ્ભાસન ( illumination ) આમવર્ગને શકય નથી, અધિકારીને જ દર્દીલા રસિકોને જ લભ્ય છે.

**Inference from particulars, એકદેશીનિર્દેશનિબંધન અનુમિતિ** [ મ. ન. ]

ચે. શા. ૩૭૭: કોઇ બાળક એક અથવા વધારે લાકડાના કટકાને તરતા દેખી, બીજો કોઈ તેવો જ કડકો પણ તરશે એમ માને તો તે આવા પ્રકારનું અનુમાન કરે છે. આને એકદેશીનિર્દેશનિબંધન અનુમિતિ કહે છે, કેમકે એમાં વ્યાપ્તિ બતાવવામાં આવતી નથી.

**Explicit inference, પરાર્થાનુમાન** [મ. ન.]

ચે. શા. ૩૮૦: સ્વસિદ્ધ અનુમાનને પરાર્થાનુમાનની દૃષ્ટિથી **સ્વાર્થાનુમાન** કહી શકાય.

**Implisit inference, સ્વાર્થાનુમાન** [મ. ન.]

જુઓ Explicit inference.

**Inferential knowledge, અનુમિત પ્રમા, સાધિત પ્રમા** [ કે. હ. અ. નોં. ]

**Inflection-Inflexion**, વિભક્તિભંગ [ન. ભો.]

વ. ૧૧, ૩૫૬: હિન્દીમાં વિભક્તિભંગ (inflexion) ને પ્રસંગે कया, कौन એ શબ્દોને (कि એમ વિકાર થયા પછી) स આગળ આવે છે ( किसने, किसको, ઇત્યાદિ ) તે મૂળ कीदश માંનો અવશેષ છે, એ પણ સૂચક વાત છે.

**Inflectional** ૧. **સંયોગમય** [ર. મ.]

જ્ઞા. સુ. ૨૬, ૮૦: ત્રીજો ક્રમ inflectional અથવા synthetical એટલે સંયોગમય રૂપનો હોય છે.

૨. **પ્રત્યયાત્મિકા** [ક. પ્રા.]

બૃ. વ્યા: ૧૨: ઘણા ભાષાશાસ્ત્રીઓ પ્રત્યયરહિતા, સમાસાત્મિકા, અને **પ્રત્યયાત્મિકા** એ ત્રણ, ઉપર દર્શાવેલી ભાષાની સ્થિતિ ભાષાના ક્રમિક વિકાસથી થઇ છે એમ માને છે. પ્રત્યયાત્મિકા સ્થિતિમાં પૂર્વની બે સ્થિતિનાં ચિહ્ન જોવામાં આવે છે. તેમાં એકસ્વરી સ્થિતિમાં જોવામાં આવતા શબ્દસમૂહ તથા સામાસિક સ્થિતિમાં જોવામાં આવતા સમાસ માલમ પડે છે. ઘણા ઉપસર્ગ અને પ્રત્યય આરંભમાં સ્વતંત્ર શબ્દ હતા, તે સામાસિક સ્થિતિમાં શબ્દની સાથે જોડાયા, અને છેવટે પ્રત્યયાત્મિકા સ્થિતિમાં પૂર્વગ અને પ્રત્યયરૂપ થયા. દેવ સરખો-પ્રત્યયરહિતા સ્થિતિ; દેવ-સદશ-સમાસાત્મિકા સ્થિતિ; દિવ્ય-પ્રત્યયાત્મિકા સ્થિતિ (અંગ્રેજીમાં Like God-Monosyllabic (એકસ્વરી, પ્રત્યયરહિતા) God like-Agglutinative **સમાસાત્મિકા, સંયોગાત્મિકા**), God-ly-Inflectional (પ્રત્યયાત્મિકા).

**Informal**, ૧. **અનૌપચારિક** [વિ. ક.]

કૌ. ૨, ૨, ૨૧૩: કૌમુદી સેવકગણની અનૌપચારિક ( 'ઇન્ફૉર્મલ' ) સ્થાપના થઇ.

૨. **બેધોરણ** [બ. ક.]

સુ. ૧૯૮૨, **આષાઢ**, ૧૦૯: ગૂંચવણિયા અને વિવાદગ્રસ્ત વિષયની બધી બાજુ પૂરી છૂટથી ચર્ચીને કૈંક રસ્તો કહાડી શકાય તે માટે જ મોટી સભાઓ a committee of the whole house નું informal બેધોરણ રૂપ સ્વીકારી મનમાની છૂટથી પૂરતા સમય લગી જુદાજુદા દષ્ટિબિંદુ સિદ્ધાંત લક્ષ્ય આદિની ઝપાઝપી ચલાવીને તે પછી ઠરાવો ઘડે છે.

**Inherited**, ૧. **પરંપરિત** [મ. ન.]

ચે. શા. ૫૪૭: અમુક એક જાતના વ્યાપારો જે સમગ્ર જાતિ અનેક કાળથી કરતી આવે છે તેના તે જ પરંપરિત શીલરૂપે વ્યક્તિવ્યક્તિમાં દર્શન દે છે.

૨. **સહજ** [આ. બા.]

જુઓ Acquired.

**Innate**, ૧. **નૈસર્ગિક** [મ. ન.]

ચે. શા. ૫૭: આવો પરંપરિતનો જે અર્થ તે જ અમુક શક્તિ નૈસર્ગિક છે એમ કહેવાથી થઇ શકે છે.

૨. **સહજ** [પ્રા. વિ.]

૩. **વસ્તુગત, સ્વાભાવિક, અંતઃસ્થ** [દ. બા.]

**Innervation**, **તંતુવ્યાપાર** [મ. ન.]

ચે. શા. ૧૦૨: પ્રત્યક્ષ એ સાદો ચેતનાવ્યાપાર છે. એટલે તે કરતાં વધારે સાદા શબ્દોથી તેનું લક્ષણ કરવું કઠિન છે. જે તંતુવ્યાપાર ઉપર તેનો આધાર છે તેને ઉદ્દેશીને એનું લક્ષણ બતાવી શકાય. ત્યારે **પ્રત્યક્ષ** તેને કહીએ કે જે ચેતનપરિવર્ત **સંવાહક-તંતુના** બાહ્ય અંતના સંઘર્ષથી થાય છે તે.

**Inquisition**, **ધર્મવિચારણસભા** [ક. પ્રા.]

કર્તવ્ય, ૨૯૭: રોમમાં ધર્મવિચારણસભાના ( 'ઈન્કિવઝિશન'ના ) બંદીખાનામાં દાખલ થવાની તેણે રજા માગી.

**Insensitive**, **જડકરણ** [બ. ક.]

લિ. ૧૦૭: આંધળાને રૂપનું આકર્ષણ નહીં, બહેરાને માધુર્યનું નહીં, એમ જુદા જુદા માણસ એક દિશામાં જડકરણ (i. બૂઠા) તો બીજીમાં પટુકરણ, જન્મથી પરિસ્થિતિથી કે કેળવણીથી હોય છે.

**Insomnia**, **નિદ્રાલોપ** [ન્હા. દ.]

ચિ. દ. ૫૩: નિદ્રાલોપ-I.-નો રોગ પણ એ ભાવનાની સજા તરીકે મહારાજને મળી ચૂક્યો છે.

**Inspectionism,** ( *Psycho-ana.* ) **દર્શનવૃત્તિ** [ભૂ. ગો.]

**Instinct,** ૧. **સાહજિકવૃત્તિ** [ગો. મા.]

સ. ચં. ૨, ૧૬૨: માત્ર આત્મરક્ષણની સાહજિકવૃત્તિ ( Instinct of self-preservation ) સૂર્ય ગયા પછી પણ સૂર્યનાં કિરણ રસળે તેમ હજી રહી હતી અને એ વૃત્તિએ પણ એવું જ શીખવ્યું કે નાગની પાસે સચેતન દેખાવા કરતાં જડ દેખાઇ જાય તે રસ્તે તેને જવા દેવો એ જ સારું છે.

૨. **સહજબુદ્ધિ, પ્રેરણાશકિત** [મ. ન.]

ચે. શા. (૧) ૬૭: આશરે ત્રણ વર્ષ પૂર્ણ થતા સુધી ઇંદ્રિય અને સહજ બુદ્ધિનો સમય છે. (૨) ૫૭૭: પ્રાણીઓને કેટલીક તૈયાર પ્રેરણાશકિતઓ જન્મસિદ્ધ હોય છે તેમ માણસને નથી.

૩. **પ્રેરણા** [અજ્ઞાત]

૪. **સહજસ્ફૂર્તિ** [દ. બા.]

કા. લે. ૧, ૪૭: વિશાટ જનતાના હૃદયની લાગણી સાચી હોય છે, જનતાનો સહજ સ્ફુર્તિ (i.) થી ઉઠેલો ખ્યાલ હમેશાં સાચો હોય છે, એમ તેઓ માનતા.

૫. **અનભિજ્ઞ ધી** [ બ. ક.]

લિ. ૧૧૪:

લ્હારો સૌમ્ય પ્રેમલીલાપ્રવાહ
દિકકાળોનાં અંગઅંગે સુહાવે;
એ છે ગતિ સ્થિતિ રતી વિરતી બધે બધી
એ ઉન્નતી અવનતી અનભિજ્ઞ'ભિજ્ઞ ધી.

(અનભિજ્ઞ ધી=પ્રેરણા, instinct. અભિજ્ઞ ધી=બુદ્ધિ, self-conscious reason, which inquires, considers and decides.)

૬. **સહજવૃત્તિ** [પ્રા. વિ.]

**Instinct of self-preservation** ૧. **આત્મરક્ષણની સાહજિક વૃત્તિ** [ ગો. મા. ]

જુઓ Instinct.

૨. **જીજીવિષા** [દ. બા.]

**Gregarious instinct, યૂથ-સ્વભાવ, યૂથવૃત્તિ** [ દ. કે. પ્ર. ૨, ૧૨, ૫૦૩-૫ ]

**Instinctive,** ૧. **પ્રકૃતિસિદ્ધ** [દ. બા.]

૨. **સ્વયંપ્રેરિત** [કે. હ. અ. નો.]

**Insular, આત્મસંકોચી** [ન. ભો.]

ત્રીજી પરિષદ્, ક ૨૪: અંગ્રેજ લોક જ્યહાં જ્યહાં જાય છે ત્યહાં ત્યહાં સ્થાનિક ભાષાનો સંસ્કાર પોતે લેવાના કરતાં સ્થાનિક લોકો ઉપર પોતાની ભાષાના સંસ્કાર વધારે બેસાડે છે; આ બેટમાં વસનાર લોકના આત્મસંકોચી (I.) સ્વભાવને લીધે કાંઇક અંશે છે.

**Integrating, સંઘટક, સંશ્લેષક** [આ. બા.]

જુઓ. Disintegratiog.

**Integration,** ૧. **એકીકરણ, સંકલ્પ** [મ. ન.]

ચે. શા. ૩૮૭: વ્યાપ્તિમાં આપણે ઘણાં દૃષ્ટાંતોમાંથી એક સર્વસામાન્ય નિયમ શોધીએ છીએ, એટલે કે પ્રત્યેક દૃષ્ટાંતનું પૃથક્કરણ અથવા વિકલ્પ કરી જોઇએ છીએ કે તેમાંથી સાધારણ અંશ ક્યાંય લાગે. આથી ઉલટી રીતે પરામર્શમાં મુખ્ય વ્યાપાર સંકલ્પ અથવા એકીકરણનો છે.

૨. **સંવિત્તિ** [પ્રા. વિ.]

**Integrity, સાકલ્ય, પૂર્ણાંકતા** [દ. બા.]

**Intellect, બુદ્ધિ** [ અજ્ઞાત મ. ન. ચે. શા. ૪૯૩ ]

**Intellectual ideal, બુદ્ધિલક્ષિણી ભાવના** [જ્ઞા. બા.]

જુઓ Aesthetic.

**Intellectualism, બુદ્ધિવાદ** [ હી. વ્ર. ]

સ. મી. ૩૯: તેઓ માત્ર એટલું જ કહી શકયા છે કે બુદ્ધિવાદના પાયા ઉપર આ વાદની રચના રચવામાં આવી છે તે ઠીક નથી.

**Intellectuality, બુદ્ધિમત્તા** [ ચં. ન. સ. ૨૩, ૩૭૩ ]

**Intensity,** ૧. **વૈપુલ્ય, વિપુલતા,** [મ.ન.]

ચે. શા. (૧) ૬૧૩: ઇચ્છામાત્રમાં પોતાના બળ અથવા વૈપુલ્યના પ્રમાણમાં પ્રયત્ન-

પ્રવણતા હોય છે. (૨) પછીજ જે સુખની ભાવના કરવામાં આવી હોય તેની વિપુલતા ઉપર ઈચ્છાના બળનો અર્થાત્ તેના વેગનો મુખ્ય આધાર રહે છે.

૨. **તારતમ્ય, પ્રકર્ષ, સ્પષ્ટતા** [ કે. હ. અ. નોં. ]

**Seminal Intensity, આરંભક વૈપુલ્ય** [મ. ન.]

ચે. શા. ૧૦૮: પ્રત્યેક પ્રોત્સાહન અમુક અંશની વિપુલતાવાળું હોય તો જ સમજી શકાય તેવું પ્રત્યક્ષ ઊપજાવી શકે છે. આને આરંભક વૈપુલ્ય એવું નામ આપવામાં આવે છે.

**Interdependence, પરસ્પરતન્ત્રતા** [ આ. બા. ]

વ. ૨૩, ૩૬૫: કારણ કે independence સ્વતન્ત્રતા વગર પરસ્પરતન્ત્રતા interdependence શી રીતે બને?

**International, ૧. આંતરરાષ્ટ્રીય** [અજ્ઞાત]

૨. **બહુરાષ્ટ્રીય** [કા. છ.]

સ. ૨૭, ૧૩૭: આખી સભાનું સ્વરૂપ બહુરાષ્ટ્રીય–i.–થઇ જાય છે.

**Internationalism, ૧. આંતરરાષ્ટ્રીયત્વ** [અજ્ઞાત]

૨. **સર્વદેશવાદ** [હિં. હિ.]

વ. ૨૦, ૧૨૭: જુઓ Nationalism.

૩. **રાષ્ટ્રનિરપેક્ષતા** [દ. બા.]

**Interpretation, ૧. અર્થગ્રહણ** [ ન. લ. ]

ગુ. શા. ૧૧–માર્ચ ૧૮૭૨: સાંકળિયું: જોડણીના નિયમોનું અર્થગ્રહણ—Interpretation of the new Rules of Spelling.

૨. **અર્થશોધન** [પ્રા. વિ.]

૩. **લિંગપરામર્શ, પરામર્શ, સંસ્ફોટન** [ કે. હ. અ. નોં. ]

૪. **રહસ્યશોધન** [ ભૂ. ગો. ]

**Intimate relation, સમવાય** [ મ. ન. ચે. શા. ]

**Introduction, ૧. ઉપોદ્ઘાત** [અજ્ઞાત]

૨. **અવતરણ** [ન. ભો.]

કુ. મા. ૯૯: અવતરણ=વિષય દાખલ કરવાને અર્થે ઉપોદ્ઘાત (I.).

૩. **ઉદ્ઘાટન** [મ. સૂ.]

ગૌરીશંકર ઉદયશંકર ઓઝા એઓના જીવનચરિત્રનું ઉદ્ઘાટન.

૪. **પ્રવેશક** [બ. ક. સા. જી.]

૫. **પરિચય, પરિચાયક** [દ. બા.]

**Introspection, ૧. અન્તર્જ્ઞાન** [અ. ક.]

ની. શા. ૧૪: આ સવાલ એવો છે કે તેનું નિરાકરણ માત્ર અન્તર્જ્ઞાનથી જ (ઇન્ટ્રોસ્પેકસનથી જ) થઈ શકે.

૨. **આન્તરૂ દૃષ્ટિ, આન્તરૂ ઇક્ષિણ** [ પ્રા. વિ. ]

૩. (self-cousciousness) **આત્મસંવિદ્** [ કે. હ. અ. નોં. ]

૪. **આત્મપરીક્ષણ, અંતરદૃષ્ટિ, હૃદયપરીક્ષણ, હૃદયશુદ્ધિ** [દ. બા.]

**Introvert,** (*Psycho-ana.*) **અંતર્મુખ** [ ભૂ. ગો. ]

**Intuition, ૧. સહજોપલબ્ધિ** [મ. ર.]

શિ. ઈ. ૫૯: આ સત્યવ્યંજનપદ્ધતિનો ઉપયોગ જે સત્યોની સહજોપલબ્ધિ થઇ શકે તેમના સંબંધમાં, એટલે કે ધર્મ, નીતિ અને અધ્યાત્મના વિષયોમાં જ તે કરતો; ભૂગોળ, ઈતિહાસ અને ભૂસ્તર જેવા વિષયોમાં એ પદ્ધતિ ફળપ્રદ નીવડી શકે નહીં એ સ્પષ્ટ છે.

૨. **આંતરપ્રેરણા** [પાન્થ]

જુઓ Authority.

૩. **અંતઃપ્રજ્ઞા, પ્રત્યગ્દૃષ્ટિ, અંતર્દૃષ્ટિ, ઋતંભરાપ્રજ્ઞા** [હી. વ્ર.]

સ. મી. ૧૩૫: હવે જો બુદ્ધિને દૂષિત માનવામાં આવે, તો વસ્તુના યથાર્થ ગ્રહણને માટે કોઇ પ્રકારની શુદ્ધ અંતઃપ્રજ્ઞા વા પ્રત્યગ્દૃષ્ટિ માનવી જ પડશે અને આ મનમાં પ્રત્યગ્દૃષ્ટિ –અંતર્દૃષ્ટિ–જેને આર્યશાસ્ત્રોમાં 'ઋતંભરા પ્રજ્ઞા' કહેવામાં આવે છે, તે એવા પ્રકારનું સાધન છે જ.

૪. **અંતઃસ્ફૂર્તિ** [દ. બા.]

**Intuitionism, અન્તર્જ્ઞાનવાદ** [ અ. ક. ]

ની. શા. ૬૫: આ ભેદ એવો છે કે અન્તર્જ્ઞાનવાદ (ઈન્ટયુઈશનિઝમ) વિષેના લેખકોએ પોતે જ હંમેશાં કાઢયો નથી.

**Intuitionist,** અંતઃપ્રજ્ઞાવાદી [ ઉ. કે. ]

વ. ૬, ૨૨૯: તેની સાથે એમ કહેવું જોઇએ કે એક હેતુવાદી ( Rationalist ) ને, એક સર્વાત્મવાદીને, એક જનહિતવાદીને ( Utilitarion ) એક અંતઃપ્રજ્ઞાવાદીને (I.) શોભે તેવી નીતિ તેઓ ઉપદેશતા અને પોતે આચરતા.

૨. **આધિદૈવતવાદી** [ઉ. કે.]

ટિ. ગી. ૧૨૧: આધિભૌતિક માર્ગ સિવાય કર્માકર્મના પરીક્ષણનો એક બીજો પંથ આધિદૈવતવાદીઓનો છે. આ પંથના લોકનું એવું કહેવું છે કે, મનુષ્ય કર્મ અકર્મનો અથવા કાર્ય અકાર્યનો જે વખતે નિર્ણય કરે છે તે વખતે કયા કર્મથી કોને શું સુખ અથવા દુઃખ થશે અને તે પૈકી એકંદર સુખનો સરવાળો મોટો થશે કે દુઃખનો, એટલી બધી ભાંજગડમાં, અથવા આત્મ-અનાત્મવિચારમાં પણ તે કદી પડતો નથી; અને પુષ્કળ લોકને તો આવી ભાંજગડ ઉભી થાય છે એવી સમજણ ભાગ્યે જ હોય છે. ધર્માધર્મનો નિર્ણય કરતી વખત મનુષ્યના મનની શી સ્થિતિ થાય છે તેનો જ્યારે વિચાર કરીએ ત્યારે આપણને એમ જણાઇ આવશે કે, કારુણ્ય, દયા, પરોપકાર ઇત્યાદિ મનુષ્યના મનમાં સ્વાભાવિક રીતે થનારી ઉદાત્ત મનોવૃત્તિઓ જ મનુષ્યને એકદમ અમુક કામ કરવામાં પ્રવૃત્ત કરે છે (આધિદૈવત પક્ષ એટલે Intuitionist school ).

૩. **સ્ફૂર્તિવાદી** [દ. બા.]

**Intuitionist school, આધિદૈવત પક્ષ** [ ઉ. કે. ટિ. ગી. ૧૨૨ ]

**Invalid,** દુષ્ટ [મ. ન.]

ચે. શા. ૩૮૯: પરામર્શવ્યાપારમાંથી અદુષ્ટ તેમ દુષ્ટ ઉભયે પ્રકારનાં નિગમન ફળી શકે છે.

**Invective, નિર્ભર્ત્સના** [ વિ. ક. ]

કો. ૧, ૧, ૧૪૭: તેમાં 'સેટાયર' (શુદ્ધ કટાક્ષકથન)ના સાહિત્યસંસ્કાર ને પકવતા કરતાં 'ઇન્વેકટીવ' ( નિર્ભર્ત્સનાયુકત[1] કટાક્ષ )નું પત્રકારીપણું વધુ છે.

**Ipse dixit, उवाच** [મ. ૨.]

સિ. અ. ૧૨૯: સામાન્ય વર્ણનની પદ્ધતિએ માત્ર એટલું કહી શકાય, કે સુધારાવાળા તે અર્વાચીન હિંદુસ્તાનના એવા માણસો જેઓ કોઇપણ પ્રકારના માત્ર उवाच (ipse dixit) ને સત્ય માનતા કે માની શકતા નથી.

**Irony,** ૧. **વક્રોકિત** [મ. ૨.]

શિ. ઇ. ૫૮: વક્રોકિત (ગ્રીક શબ્દ 'આયરની' પહેલાં તો "પ્રશ્નપદ્ધતિ"ના અર્થમાં વપરાતો હતો; પણ સોક્રેટીસના પ્રશ્નોમાં મર્મ, પરિહાસ, અને વકતા હોવાને લીધે તેનો લાક્ષણિક અર્થ ધીમે ધીમે સર્વત્ર પ્રચલિત થઇ ગયો છે.)

૨. **વ્યાજોકિત** [મણિભાઇ નારણભાઈ તંત્રી]

ગુજરાતી નવલકથાનું સાહિત્ય, ૫૦: એમાંની (વિકાર ઓફ વેઇકફિલ્ડમાંની) ગંભીર અને હિતૈષી વ્યાજોકિત (I.) માનુષી દૂષણનું શુદ્ધ અને કરુણાત્મક દર્શન, સર્વ દુઃખના સમયે સૌમ્યતા, .....એ સર્વે મારી કેળવણીના ઉત્તમ સાધનો નીવડયા છે.

**Isolation, વિવિક્તતા** [આ. બા.]

વ. ૪, ૩૨૮: જેમ કેટલાક સુધારકો, અજ્ઞાન પ્રજા ઉપર ગિરિશૃંગ ઉપરથી અભિમાન વિવિકતતા (I.) અને :બેપરવાઇની દૃષ્ટિથી જુએ છે તેમ મિ. રાનડેનું ન હતું.

**Splendid isolation,** ૧. **દેદીપ્યમાન વિચ્છિન્ન દશા** [ ન. ભો. ]

વ. ૧૩, ૧૩: લૉર્ડ કર્ઝને એક પ્રસંગે એક ભાષણમાં પોતાની વાઇસરૉયની પદવીને પરિણામે અનુભવેલી 'S. I.'ની સ્થિતિ–દેદીપ્યમાન વિચ્છિન્ન દશા-વિષે શોકોદ્ગાર કાઢયો હતો એમ સ્મરણમાં આવે છે.

૨. **પ્રતિષ્ઠિત અસ્પૃશ્યતા** [દ. બા.]

---

[1] આ મુદ્રણદોષ લાગે છે, ખરી જોડણી કૌંસ બહાર મૂકેલા શબ્દ પ્રમાણે છે.

# J

**Jambs**, (*Arch.*) **પડખાં** [ગ. વિ.]

**Joinery**, (*Arch.*) **જોડકામ** [ગ. વિ.]

**Jollyboat**, **વિહારનૌકા વિહારતરણિ** [ગો. મા.]

સ. ચં. (૧) ૩, ૨૩: નદીના પાણી ઉપર કુમુદસુંદરી ન્હાની અને સુંદર વિહાર-નૌકા ("જાલીબોટ") પેઠે પવનની લ્હેરમાં વગર હલેસે તણાતી લાગતી હતી. (૨) કુસુમ પાસેના એક પાતળા ઝાડને બાઝી તેનો વાંસો લટકતા કેશભારથી ઢંકાઇ ગયો, જોતા જોતામાં ઉપર ચ્હડી, એ શાખાઓના વચાળામાં ઉભી રહી, અને આકાશમાંથી નાજુક વાદળી ત્રુટી પડે તેમ કુંડમાં કૂદી પડી, પા ઘડી પાણીને ચીરી પાણી તળે અદૃશ્ય થઇ પાછી ઉપર આવી, અને પાણીની સપાટી ઉપર હલેસાંથી તરતી રંગેલી નાની વિહારતરણિ ( જૉલીબોટ ) પેઠે સુંદર હાથના ટૂંકા વામ ભરતી ભરતી તરવા લાગી.

**Journalism**, ૧. **પત્રકારિત્વ** [અજ્ઞાત]

૨. **વૃત્તવિવેચન** [દ. બા.]

કા. લે. ૨, ૨૯૭: જેમ કેળવણીમાં અને સાહિત્યમાં તેમ વૃત્તવિવેચન (J.) ને માટે આપણે ત્યાં હજી એક શબ્દ રૂઢ થયો નથી એ આશ્ચર્ય છે. આને સારુ દૈનિકથી માંડીને માસિક ત્રૈમાસિક અને વાર્ષિક સુધીનાં બધાં છાપાંઓ અને તેમાં આવતી ન્યૂજ ખબરથી માંડીને ગંભીર ચર્ચા સૂધી બધું જેમાં સમાય એવો શબ્દ જોઇએ છે. આપણે ત્યાં 'લોકવૃત્ત' એ એવો જૂનો અને વિપુલાર્થવાહી શબ્દ છે. આમાં પ્રજાજીવનનાં બધાં અંગો આવી જાય છે. એ ઉપરથી 'જર્નાલીઝમ્'ને 'લોકવૃત્ત વિવેચન' અથવા સંક્ષેપમાં 'વૃત્તવિવેચન' કહી શકાય. જ્યાં જ્યાં 'જર્નાલીઝમ' શબ્દ વપરાય છે તે દરેક જગાએ આ શબ્દ બંધબેસતો આવે છે.

**Yellow journalism**, **ધમાલબાજ પત્રકારિત્વ** [વિ. ક.]

કૌ. ૧, ૪, ૧૬૪: 'રીપબ્લીકન'ના કામનું સૌથી મહિમાવંત અંગ તો આ છે કે ધમાલબાજ પત્રકારિત્વની ('યલો જર્નાલીઝમ') રીતો તરફ ઢળવા તેના માલેકો લલચાયા નથી.

**Journalist**, **વર્તમાનપત્રી** [ચં. ન.]

સ. ૨૩, ૩૭૫: તેઓ જો કોઇ સુધરેલા પાશ્ચાત્ય દેશમાં હોત તો વર્તમાનપત્રીનો ધંધો સ્વીકારત.

**Judging**, **નિર્દેશવ્યાપાર** [મ. ન.]

ચે. શા. ૩૫૩: કોઇ એક સામાન્ય પ્રાપ્ત થવા પછી, આપણે તે સામાન્યને બીજી કોઇ વ્યક્તિને અથવા વ્યક્તિઓના વર્ગને પણ લગાડીએ. ઉદાહરણ. આપણે 'ગ્રાનીટ' એ સામાન્ય જાણ્યા પછી 'આ પથરો ગ્રાનીટ છે' એમ પણ કહીએ. આવો જે વ્યાપાર તેને નિર્દેશવ્યાપાર એટલે કે કોઇક નિર્ણય બતાવવાનો વ્યાપાર કહે છે.

**Judgment**, ૧. ૧. **નિર્દેશ** [મ. ન.]

ચે. શા. ૩૫૪: ગમે તે પ્રકારે ઉદ્‌ભવે પરંતુ જેમાં બે ભાવનાને યોજી કોઈ વચન કહેલું હોય તે નિર્દેશ કહેવાય.

૨. **બુદ્ધિવિવેક, તર્કવ્યાપાર** [ર. મ.]

હા. મં. (૧) ૮: બુદ્ધિવિવેક (J.) અને બુદ્ધિચાતુર્ય (wit)નો ભેદ દર્શાવતાં લૉક કહે છે......(૨) ૧૧૪: વસ્તુઓ, સ્થિતિઓ અને પ્રસંગોમાં રહેલી વિલક્ષણતા બહાર આણી હાસ્ય ઉપજાવવાનો મનોવ્યાપાર તે તર્કવ્યાપાર (j.). નથી.

૩. **ઉપન્યાસ** [હી. વ્ર.]

સ. મી. ૧૫૩: જે વિષયો સંબંધી આપણે આ નિર્દેશો વા ઉપન્યાસો કરીએ છીએ, તે વિષયો તત્સંબંધી આપણે કરેલા નિર્દેશોના વા ઉપન્યાસોના જ વસ્તુતઃ બનેલા હોય છે.

૪. **વિજ્ઞાન, જ્ઞાન** [પ્રા. વિ.]

૫. **સંપ્રધારણ** [ કે. હ. ઘ. નો ]

૨. ૧. **નિર્ણય** [ન. દે.]

વ. ૧૦, ૧૧૭: શ્રી શંકરના પ્રૌઢ વિચારશીલ અંતઃકરણમાં ધર્મના સંબંધી ફળનિર્ણય (Judgment of Value) કરવા કરતાં તત્ત્વ-

નિર્ણય (Judgment of Truth) કરવા આગ્રહ રહ્યો હતો.

૨. વિવેકશક્તિ [ચં. ન.]

સ. ૧૯૨૦, જૂનઃ જેમની વિવેકશક્તિ (J.) માટે મને ઊંચો મત છે તેવા ત્રણ સ્નેહીઓને જ્યારે મ્હેં આ લઘુ સંસ્કારલેખ વંચાવ્યો...

**Analytic Judgment,** વિકલ્પ-નિર્દેશ [મ. ન.]

ચે. શા. ૩પ૭: ઉદ્દેશપદમાં કોઇ નવો ધર્મ ઉમેરનારા અને ઉદ્દેશપદનો સ્વગત ધર્મ એટલે કે તે શબ્દના જાતિવિશિષ્ટત્વથી પ્રસિદ્ધ થયેલો ધર્મ સ્પષ્ટ કરી બતાવનારા, એવા નિર્દેશો વચ્ચે નૈયાયિકો ભેદ માને છે. પ્રથમ પ્રકારના નિર્દેશોને **સંકલ્પનિર્દેશ** અથવા **વસ્તુનિર્દેશ** કહેવામાં આવે છે; બીજા પ્રકારના નિર્દેશોને વિકલ્પનિર્દેશ અથવા **શબ્દ-નિર્દેશ** કહેવામાં આવે છે.

**Moral Judgment,** નીતિનિર્દેશ [ મ. ન. ]

ચે. શા. ૫૧૩: નીતિવૃત્તિ અને નીતિનિર્દેશ –સૌંદર્યશકિતની પેઠે આમાં પણ અત્ર બુદ્ધિ-વ્યાપાર સાથે ઊર્મિનું તત્ત્વ મિશ્ર થાય છે.

**Private judgment,** પૃથગ્બુદ્ધિ [ ન. લ. ]

ઇ. ઇ. ૧૯૭: પ્રોટેસ્ટંટ પંથે આ પરંપરાની વાત ન માની, તે બાઈબલમાં હોય તે જ ખરૂં એમ કહી લડીને જુદો પડયો. હવે બાઇબલમાં શું કહ્યું છે તેનો નિર્ણય કરનારૂં કોણ? રોમ તો કહેવું જ આવે છે કે **પીટરની ગાદી.** પ્રોટેસ્ટંટોનો જવાબ તો આ જ હોઇ શકે કે પૃથગ્બુદ્ધિ ( P. J. ) એટલે પોતપોતાની સમજ; અને હાલ એ જ પ્રોટેસ્ટંટ પંથનું ખાસ લક્ષણ ગણાય છે. આ રીતે પૃથગ્બુદ્ધિનો અધિકાર સિદ્ધ થયો તો પછી એક માણસનો બીજાને ધર્મની બાબતમાં દબાણ કરવાનો શો હક છે?

**Synthetic judgment,** સંકલ્પ-નિર્દેશ [ મ. ન. ]

જુઓ Analytic judgment.

**Jurisprudence,** ૧. વ્યવહારશાસ્ત્ર [ હ. ક. ]

સ. ૧૬, ૨૨૦: ઇ. સ, ૧૮૨૧–૨૨ માં ત્હેણે વ્યવહારશાસ્ત્ર (J.) નો અભ્યાસ શરૂ કર્યો.

૨. ધારાશાસ્ત્ર [ર. વા.]

સ. ૨૨, ૮: નિસર્ગતઃ આ રીતે કાયદો અથવા ધારાશાસ્ત્ર (J.) ના સર્વે પ્રદેશોના અભ્યાસ તરફ લક્ષ અપાશે.

૩. શાસનવિજ્ઞાન [મ. છ.]

સ. ૨૯, ૭૯૧: યુરોપીય શાસનવિજ્ઞાન–J.–વેત્તાઓએ દંડનાં કેટલાંક લક્ષ્ય બતાવ્યાં છે.

૪. સ્મૃતિમીમાંસા [ દ. બા. ]

**Jurist,** નિર્બન્ધતત્ત્વજ્ઞ [ઉ. કે.]

વ. ૧૭, ૩૦૨: બેરિસ્ટર વગેરેનો અનન્યાધિકાર કાઢી નાખવાનો હેતુ હિન્દી નિર્બન્ધતત્ત્વજ્ઞોને (J.) માટે એક સ્થાન ખુલ્લું મૂકવાનો હોય તો તે આપણે અભિનન્દીશું.

# K

**Kaleidoscope,** બહુરંગીઉં [બ. ક.]

સ. ૪, ૫૨: આટલા વખતને અંતરે હું હવે મુંબઇનો વિચાર કરૂં છું ત્યારે મારી આંખ આગળ જાણે એક કાચનું બહુરંગીઉં (K.) હોય એમ મને લાગે છે.

**Knight** ૧. વીર [ન. ભો.]

મ. મુ. ૧, ૩૫૮: એક વીર ( K. ) બે સુન્દર સ્ત્રીઓની વચમાં ઊભો છે.

૨. વીરપુરુષ [ર. મ,]

હા. મં. ૫૮: પણ હવે, રણસંગ્રામોમાં જવા નીકળેલા ડૅાન કિવશોટ તરફ દૃષ્ટિ કરીએ. તેમણે વાંચેલી બધી અદ્‌ભુત વાર્તાઓમાં લખેલું કે 'નાઇટ્સ' (વીરપુરુષો) ને રસ્તામાં રાક્ષસો મળે છે.

૩. શૂરવીર [ક. પ્રા.]

કર્તવ્ય, ૨૯૧: આપણે મધ્યકાળના શસ્ત્રધારી શૂરવીરોના (નાઇટ)ના સમયના કિલ્લાઓમાંના બંદીખાનાં અને બેડિયો વિષે સાંભળીયે છીયે.

૪. બાંકો [મુનિરૂદ્દિન ર. ગવસી]

પ્ર. ૧. ૯૪: કોઇ એક જ જાત કે રંગ

ડમ કે રિવાજને બાંકા પોતાને માટે પસંદ કરતા અને પછી તેને જીંદગીભર એક સિદ્ધાંત તરીકે વળગી રહેતા.

**Knight errant, આર્તત્રાતા** [ દ. બા. ]

**Knighthood, બાંકપણ** [મુનિરૂદ્દિન ર. ગવસી]

પ્ર. ૧, ૯૬: જો તું તારું બાંકપણ (K.) નહિ ભુલે તો તારે ભયંકર શિક્ષા સહન કરવી પડશે.

**Knowledge,**

**Knowledge By acquaintance, પરિચિત જ્ઞાન, પરિચયાત્મક જ્ઞાન** [હી. વ્ર.]

સ. મી. (૧) ૧૮: એકને આપણે પરિચિત જ્ઞાન કહીએ, અને બીજાને શ્રુતજ્ઞાન કહીં (૨) ૧૫૩: અહીં માત્ર જ્ઞાનના જે બે પ્રકાર છે—એક 'પરિચયાત્મક જ્ઞાન' એટલે 'સાક્ષાદ્ અપરોક્ષ જ્ઞાન' અને બીજો, 'વર્ણનાત્મક જ્ઞાન' એટલે શ્રુતજ્ઞાન વા પરોક્ષ જ્ઞાન–તે બેની વચ્ચે રહેલા સ્પષ્ટ ભેદનું સ્પષ્ટીકરણ કરવાનો આશય છે.

**Knowledge by description, વર્ણનાત્મક-શ્રુત-પરોક્ષ-જ્ઞાન** [હી. વ્ર.]

સ. મી. જુઓ Knowleqge by acquaintance.

# L

**Labour,** (*Econ.*)

**Division of labour, કાર્યવિભાગ** [ વિ. કો. સં. પ. ]

**Productive lobour, ઉત્પાદક મહેનત** [ વિ. કો. સં. પ. ]

**Skilled labour, કુશળ મહેનત** [ વિ. કો. સં. પ. ]

**Unproductive labour, અનુત્પાદક મહેનત** [ વિ. કો. સં. પ. ]

**Unskilled labour, મજૂરી** [ વિ. કો. સં. પ. ]

**Labour costvalue, શ્રમમૂલક મૂલ્ય** [ વિ. કો. ]

સં. પ.: વસ્તુ પેદા કરવા માટે જરૂરી સામાજીક મહેનત ઉપરથી જે મૂલ્ય નક્કી કરવામાં આવે છે એને 'શ્રમમૂલકમૂલ્ય' (L. c. v.) કહી શકાય.

**Laissez faire, સ્વૈરપદ્ધતિ** [ વિ. કો. સં. પ. ]

**Lampoon, ૧. ભંડલેખ** [ ર. મ. ]

હા. મં. ૯૮: કટાક્ષકથનનો જે પ્રકાર ઈંગ્લંડમાં l. ('ભંડલેખ')ને નામે ઓળખાય છે તે જોખમ ભરેલું હથીયાર છે અને બહુધા અન્યાય્ય છે.

**બિડંબના** [ દ. બા. ]

**Land,**

**Landlord, ભૂસ્વામી** [મ. રૂ.]

અ. ૬૩: આપણા રાજ્યકર્તા લોકોમાંના બહુ જનોએ તો વ્યાપારી હોઈ અથવા ભૂસ્વામી (l.l.) અર્થાત્ કૃષિસ્વામી હોઇને રાજ્યસંબન્ધ રાખેથી જ, સ્વદેશની સેવા કરી મહાજનોનાં પદ મેળવ્યાં છે.

**૨. જમીનદાર** [દ. બા.]

**Landmark, સીમાચિહ્ન** [ક. મા.]
સ. ૨૬, ૪૧૬

**Land on the margin** (*Econ*) **કનિષ્ઠ ફળદાયી જમીન, કનિષ્ઠ જમીન** [ વિ. કો. સં. પ. ]

**Landlordism,** ( *Econ.* ) **અનિવાસિત્વ** [ વિ. કો. ]

સં. પ.: જમીનના માલિક પોતાની જમીન હોય તે પ્રદેશમાં ન રહેતાં બીજા પ્રદેશોમાં રહે અને જમીનની સાંથ લીધા કરે અને ત્યાં પોતાની આમદાની ખર્ચે તે પદ્ધતિને તેઓ જમીનવાળા પ્રદેશમાં અનિવાસી હોવાથી 'અનિવાસી જમીનદાર પદ્ધતિ' અથવા ટુંકામાં 'અનિવાસિત્વ' કહી શકાય.

**Landscape, ૧. સૃષ્ટિચિત્ર** [મ. ર.]

રિ. ઈ. ૪૧૯: તેની દષ્ટિ પણ પહેલા ચિત્રકારોની કરતાં વધારે સારી નહીં હોવાથી તેનાં સૃષ્ટિચિત્રોમાં પણ તેટલા જ દોષો આવે.

૨. **પ્રકૃતિદર્શનાલેખન** [ગૂ. વિ.]

વિ. ૧૨૦: પ્રકૃતિદર્શનાલેખન (L.) ઝાડ, નદી, કિનારા વગેરેનું સુંદર ચિત્ર જોઇને કાઢવું, ગૂજરાતનાં પ્રસિદ્ધ ચિત્રો કાઢવાં.

૩. ( painting ) **દૃશ્યચિત્રણા** [ વ્રજમોહન ]

કૌ. ૨, ૧, ૩: દૃશ્ય (l.) ચિત્રણામાં પંડિતની પીંછી કેટલી સફળ છે એ તો એમનાં ચિત્રો નજરે જોઇને જ ખ્યાલ આવી શકે.

૪. **દૃશ્યચિત્ર** [વિ. ક.]

કૌ. ૨. ૨: તેમાં એક આકર્ષક ત્રિરંગી દૃશ્ય-ચિત્ર ઉપરાંત નીચેની કૃતિઓ આપવામાં આવશે.

**Late, ભૂતપૂર્વ** [આ. બા. વ.]

**Latent, સુપ્ત** [દ. બા.]

**Legislation, નયશાસ્ત્ર** [ મ ન. ]

ચે શા. ૧૭ : વિશેષતઃ એટલે જુદા જુદા વિભાગરૂપે જોતાં ચેતનશાસ્ત્ર નીચે જણાવેલાં શાસ્ત્રને ઉપકારક છે : ( ક )...( ખ ) વૃત્તિ–**સૌંદર્યશાસ્ત્ર** (ગ) નીતિ એટલે કે શુભાશુભના આધારે વર્તનને નિયમનાર તથા વર્તનનો ઉદ્દેશ બતાવનાર શાસ્ત્ર, તેમજ તેના અંગભૂત નયશાસ્ત્ર અને રાજ્યપદ્ધત્તિનું શાસ્ત્ર.

**Leveller, સમચ્છેદક** [ન. લ.]

ઇ. ઈ. ૨૫૧: તે ખોટ (અમીરોની સભાની) પૂરી પાડવાના હેતુથી પાર્લમેન્ટે નવી વ્યવસ્થામાં ઠેરવ્યું હતું કે 'બીજી સભા' બોલાવવી પણ જૂના ખાનદાનોના અમીરોને લાગ્યું કે કોઇ પણ રાજપદ ધારણ કરનાર હોય, તો જ તેના આમંત્રણથી આપણે જવું એ લાજમ કહેવાય,અને તેથી તેઓમાંના થોડા જ આવ્યા. તેમની જગા પૂરવા ક્રૉમવેલે નવા માણસોને અમીર બનાવી ત્યાં મોકલ્યા. આ વાત એકે પક્ષને પસંદ પડી નહિ. પેલા સમચ્છેદકો (ll. ) કકળી ઉઠયા કે વળી પાછો માણસ માણસમાં આ ભેદ શો ?

**Liberal, ૧. સુધારક** [ન. લ.]

ઈ. ઇ. ૧૮૨: હાલ એ પક્ષ કૉન્સર્વેટિવ (**સંરક્ષક**) ને લિબરલ (સુધારક) કહેવાય છે. એકને જૂનું જ ગમે છે અને બીજા નવાનવા ફેરફાર જ કરવા મથે છે.

૨. **પ્રાગતિક** [ન. દા.]

ગો. વ્યા. ૨, ૧૨૫: ચારે વસાહતોમાં કેપ કોલોની બહુ પ્રાગતિક (L.) છે છતાં ત્યાં પણ જે હિંદીને તેની હદની બહાર જવું હોય તેને એક રજાચિઠ્ઠી લેવી પડે છે.

૩. **ઉદારમતવાદી** [દ. બા.]

કા. લે. ૧, ૧૧૭ એમ હોય તો હાલની ભાષામાં ફરૂ નૅશનાલિસ્ટ કે એક્સ્ટ્રીમિસ્ટ કહેવાય. આસ્તિક મૉડરેટ સુધારક ગણાય. તક્ષક એ સામ્રાજ્યવાદી અને શેષવાસુકિ એ ઉદારમતવાદી અથવા નિર્વર્ણી કે સ્વપરશૂન્ય કહી શકાય.

૪. **પ્રગતિવાદી** [હિં. હિ. વ. ૨૨, ૩૫૩]

૫. **ઉદારપક્ષી** [બ. ક.]

જુઓ Independent.

**Liberalism, ૧. સ્વાતન્ત્ર્યપક્ષ** [આ. બા.]

વ. ૫. ૪૭૫: સર્વ ઉપર ઈંગ્લંડના પ્રૌઢ L. સ્વાતન્ત્ર્યપક્ષની પૂર્ણ છાપ છે.

૨. **ઉદારવાદ** [ન્હા. દ.]

ચિ. દ. ૪૩: તે સમયે ભારતવર્ષમાં ઠામ-ઠામે ઉત્સવો થયા, ઉદારવાદ–L.–ની હિન્દના રાજ્યઅમલમાં ફતેહ થઇ, અને ભારતીય પ્રજાએ બ્રિટનને અને બ્રિટનના વિશાળહૃદય રાજ્યધુરંધરોને આશીર્વાદ આપ્યા.

૩ **ઉદારમતવાદ** [દ. બા.]

**Liberal education, ૧. ઊંચી કેળવણી** [ન. લ.]

ન. ગ્રં. ૨, ૯૬: ઊંચી કેળવણી (L. E.) ઉપર અભાવ રાખી "ઉપયોગ, ઉપયોગ" એવો જે કેટલાક હાલ પોકાર ઉઠાવે છે તે બીજું કાંઇ નથી પણ ઉપર જે માઠા પરિણામ વાળી અને દેશને જંગલી કરી નાખનારી વાણીઆઇ બુદ્ધિ કહી તેનું [illegible] રૂપે બોલવું છે.

૨. **સંસ્કારવિદ્યા** [પ્રો. મા.]

સા. જી. ૧૫૯: મનની શકિતઓ વધારવાને, મનને એકાગ્ર કરવાને, અથવા એવા કોઈ પણ માનસિક આરોગ્ય અથવા વ્યાયામના હેતુને માટેજ જો ગણિતનો કંઇ ઉપયોગ હોય તો

તેટલો અને તેથી અધિક ઉપયોગ વ્યાકરણ અને યોગના અભ્યાસથી અપાય છે એવું સંસ્કૃત ભાષા દ્વારા તે તે વિષય જાણનારાઓ અનુભવ દ્વારા કહી શકશે. પણ યુરોપમાં 'સંસ્કારવિદ્યા'–Liberal education-ને અંગે જે ગણિતથી આટલો લાભ થતો ગણાય છે તે ગણિતનો અથવા વ્યાકરણ કે યોગનો પણ અભ્યાસ કરવા વિના એ સર્વ લાભ સંસ્કૃતના અન્ય વિષયો દ્વારા પામી શકે છે એનો આ દેશને અનુભવ છે.

૩. **સાક્ષરશિક્ષણ** [વ. ઑ.]

વ. ૫, ૨૧૧: હિંદુસ્તાનની શાળાઓમાં જે શિક્ષણ અપાય છે તે ઘણે ભાગે સાક્ષર (literary–liberal) શિક્ષણ છે, ઔદ્યોગિક કે કલાશિક્ષણ ( industrial, technical ) નથી.

૪. **ઉદાત્તશિક્ષણ** [અજ્ઞાત]

વિ. મ. વ. ૨૧, ૨૬૦: એ ચોવીશીમાં મુંબાઇના વિશ્વવિદ્યાલયમાંથી સેંકડો પદવીધરો નીકળ્યા, હજારોએ આપણે જે'ને ઉદાત્ત (l.) કહીએ છીએ એ જાતનું શિક્ષણ મેળવ્યું.

૫. **શિષ્ટશિક્ષણ, વિકાસપર કેળવણી** [દ. બા.]

**Libido**, ( *Psycho-ana.* ) **તનહા** (ફ્રોઈડ), **જીવનપ્રવાહ** (યુંગ), **જીજીવિષા** [ભૂ. ગો.]

**Light**, ૧. **વિલાસી** [ન. લ.]

ન. ગ્રં. ૪૦૭: પ્રેમાનંદ earnest મતનો છે, અને સામળ વિલાસી (L.) સ્વભાવનો છે.

૨. **લઘુભાર** [ર. મ.]

હા. મં. ૧૧૩: વિચારની ગંભીરતાના અને રસની ગાઢતાના પ્રસંગો હોય ત્યાં શ્લેષનો અવકાશ હોતો નથી, પણ લઘુભાર (l.) મનોવૃત્તિનો પ્રસંગ હોય ત્યાં શ્લેષનો અવકાશ હોઈ શકે છે, તેથી, હાસ્યરસમાં શ્લેષને સ્થાન મળે છે.

૩. **અગમ્ભીર** [હિં. ગ.]

સાહિત્યપ્રવેશિકા.

**Lightness**, **લઘુતા** [ર. મ.]

હા. મં. ૯૦: હાસ્યમય કૃતિનો બીજો એક પ્રકાર તે parody ('પરિહાસમય અનુકરણ') છે. એ પ્રકાર એવો છે કે ગંભીર વિષયના કોઈ લેખમાંનાં વચનો કે શૈલીની નકલ હલકા વિષયના વર્ણનમાં કરવામાં આવે છે, અને, એ રીતે ગંભીરતા તથા લઘુતાને પાસે પાસે મુકીને તે એના વિરોધ વડે હાસ્ય ઉપજાવવામાં આવે છે.

**Light essay**, ૧. **રસભરનિબન્ધ** [બ. ક.]

ભા. લે. પ્રવેશક, ૪૨: શુદ્ધ સાહિત્ય એટલે કે કાવ્ય–નાટક–નવલકથા–લઘુવાર્તા–રસભરનિબન્ધરૂપ કલ્પનાવિહાર હૃદયવિહાર અને બુદ્ધિવિહારજન્ય અવનવી સુન્દરસૃષ્ટિ.

૨. **રસાત્મક નિબન્ધ** [વિ. ક.]

કૌ. ૧, ૨, ૧૯૭

૩. **અનિબદ્ધનિબંધ** [આ. બા.]

વસંત, અ. ક. ત્રિવેદીના સાહિત્યવિનોદનું અવલોકન.

૪. **નિબંધિકા** [અજ્ઞાત]

કૌ. ૧૯૩૦, માર્ચ, ૧૬૪: જુઓ નીચે.

૫. **પ્રયોગિકા, વિહારિકા** [વિ. ક.]

કૌ. ૧૯૩૦, માર્ચ, ૧૬૪: એક વાર શબ્દોના અમુક કુશળ સોનીને મેં પત્રદ્વારા પૂછ્યું કે "નિબંધ એટલે તો ખૂબ ગંભીર વિચારોવાળું ને ભારે કે શુષ્ક શૈલીનું લખાણ. એ અંગ્રેજી લાઇટ ફેમિલિયર કે પર્સનલ એસે માટે ન ચાલે. માટે આ રસિક સાહિત્યપ્રકાર માટે કૈંક જુદો પડી આવે એવો શબ્દ તમારી ટંકશાળમાં પડી શકે, તો પાડી મોકલશો." જવાબમાં આવ્યો આ 'નિબંધિકા'. આ 'એસે' પ્રકાર માટે ભાષાન્તરી 'પ્રયોગિકા' કે પછી 'વિહારિકા' પણ ચાલે, શાથી જે 'એસેઇસ્ટ'ની કૃતિ પરિપૂર્ણ નહીં પણ ધ્વનિરૂપ, પ્રયોગ જેવી હોય છે; અને તે રૂઢિગત લેખક નહીં પણ પહેલો જીવનવિહારી અને પછી લેખક હોય છે.

૬. **માર્મિક નિબન્ધ** [અજ્ઞાત]

સા. ૧૮, ૩૩૭: આ નિબંધપ્રકાર યુરોપમાં યે હજી નાનું બાળક છે. અહીં પણ એનો ઉદ્ભવ લગભગ તાજેતર જ થયો છે એમ કહિયે તો ચાલે. ઘણાને એ નવું બાળક વ્હાલું થઇ પડયું છે, અને એના ઉપર વ્હાલમાં ને વ્હાલમાં સૌ એનાં નવાં નવાં નામ પાડે છે. દુનિયાના

સ્વાતંત્ર્ય તરફના ઝોકને જાણે અનુસરીને કોઈ એને 'અનિબદ્ધ નિબંધ' કહે છે. કોઇ એની વ્યંજના કટાક્ષ કે ચાતુર્યને અનુલક્ષીને એને 'માર્મિક નિબંધ' કહે છે, કોઈ એની શૈલી તરફ પ્રધાન દૃષ્ટિ રાખી એને 'હળવી શૈલીના નિબંધો' એવું લાંબુ નામ આપે છે, અને કેટલાક નર જાતિના નિબંધને 'નિબંધિકા' એવું નારી જાતિનું નામ આપે છે—જેમ કેટલાંક માબાપ છોકરાને છોકરી જેવું નામ દઇ લડાવે છે તેમ.

૧૭. **પ્રાસાદિક નિબન્ધ** [જ. ભ. દુરકાળ]

સા. ૧૮, ૩૩૭: આવા નિબંધનું નામ પાડવાનું કદાચ જરૂરનું લાગે તો એનું નામ 'પ્રાસાદિક નિબન્ધ' પાડવાનો વિચાર કરું. આ નામ બંધબેસતું લાગવાનાં બે ત્રણ કારણો છે; પ્હેલું તો એ કે આ પ્રકારના નિબન્ધ એ પ્રસન્ન માનસનું ફળ હોય છે. લેખક આનંદમાં હોય, લખવાના તાનમાં હોય, એનું અન્તર રમ્ય આંદોલનોથી ઊભરાતું હોય તે સમયનો પ્રસાદ આવો નિબન્ધમાં ઊતરે છે. **મૉન્ટૈન** પણ શહેરની દોડધામમાંથી એકાન્ત જીવનના શાન્તિમય આનંદમાં ગયો ત્યારે એના નવતર નિબન્ધોની એને પ્રેરણા મળી એ આપણે જાણિયે છિયે. સત્ત્વનો પ્રકાશ થયાથી અંતઃકરણમાં આનંદ ઉત્પન્ન થાય છે અને એવો આનંદ, સાત્ત્વિકતા અને પ્રકાશ માનસના પ્રસાદમાંથી ઉત્પન્ન થાય છે. એ માનસના પ્રસાદને હું આવા નિબંધોનુ મુખ્ય ઉપલક્ષણ ગણું છું.

**Light literature,** ૧. **સુગમ સાહિત્ય** [અ. ફ.]

૨. **મનોરંજનાર્થ સાહિત્ય** [કિ. ધ.]

સાબરમતી, ૧૯૮૩, હેમન્ત, ૧૪૭: આપણા બોલવામાં, વિનોદમાં, ગંભીર કે મનોરંજનાર્થ સાહિત્યમાં, કાવ્યમાં, સંગીતમાં, કળામાં જ્યાં જુઓ ત્યાં એ ધ્યાનમંત્રની કાંઇક અસર તો જણાવી જોઇએ જ.

૩. **મોહનસાહિત્ય** [દ. બા.]

**Lingua franca,** ૧. **સમાનભાષા** [ન. ભો.]

ત્રીજી પરિષદ્, ક. ૩: એ લેખમાં ડૉકટર ગ્રાડર કહે છે તેમ એક ભાષા સમાનભાષા (l. f.) તરીકે થવામાં નીચેમાંનો એક પ્રકાર સંભવનીય છે.

૨. **સામાન્યભાષા** [હ. દ્વા.]

વ. કેટલાક વિદ્વાનો હિંદી ભાષાને દેશની સામાન્ય ભાષા (L. F.) બનાવવાની હીમાયત કરે છે.

**Literature,** ૧. **સાક્ષરતા** [ન. લ.]

ન. ગ્રં. ૧, ૩૮૦: લૉર્ડ બેનટિંકના વખતથી ચોખ્ખું ફરમાન નીકળ્યું કે યુરોપની સાક્ષરતા (L.) દેશીઓમાં વધારવી એ સરકારનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ.

૨. **સાહિત્ય** [અજ્ઞાત]

૩. **વાઙ્મય** [અજ્ઞાત]

૪. **સારસ્વત, ગ્રંથરાશિ** [દ. બા.]

**Linear,**

**Linear magnitude, રેખાપરિમાણ** [મ. ન.]

ચે. શા. ૧૬૩: રેખાપરિમાણની પરીક્ષા ચક્ષુ સારામાં સારી રીતે કરી શકે છે, અને બે રેખાની લંબાઇમાં કેટલો તફાવત છે તે વાત બહુ સૂક્ષ્મતાથી સમજી લે છે.

**Linear perception, રેખાદર્શન** [મ. ન. ચે. શા.]

**Local,**

**Local character, સ્થાનસ્વરૂપ** [ મ. ન. ]

ચે. શા. ૧૧૨: સ્થાનને લીધે પ્રત્યક્ષના સ્વરૂપમાં જે કાંઇ ભેદ પડે છે તેને સ્થાનસ્વરૂપ કહેવાય.

**Localisation, સ્થાનનિર્ણય** [ મ. ન. ]

ચે. શા. ૧૧૨: ત્વચાની સાથે બે બિંદુથી સ્પર્શ થતાં જે પ્રત્યક્ષ થાય છે તેને અમુક સ્થાનથી તે થયું એમ આપણે તુરત સમજીએ છીએ. એ સ્થાનનિર્ણય થકી આ સ્થાનસ્વરૂપ કેવળ ભિન્ન છે.

**Logic,** ૧. ૧. **તર્કશાસ્ત્ર** [મ. રૂ.]

ચે. દ્રા૦. ૧૭૪: જુઓ Ethics.

૨. **ઇંગ્રેજીન્યાય** [ન. લ.]

ન. ગ્રં. ૩, ૨૩૬: એ જ પ્રમાણે ગણિતમાં કેટલુંક ઓછું થઈ શકે એમ છે, અને પ્રિવિ-

યસમાંથી L. (ઇંગ્રેજીન્યાય) કાઢી નાખ્યો હોય અથવા ઇચ્છા ઉપર જ રાખ્યો હોય તો ઠીક.

૩. **ન્યાયશાસ્ત્ર** [મ. ન.]

ન્યા. શા. ૧: ન્યાય અથવા વિચારક્રમના નિયમો વિષે પણ એનું એ જ સમજવાનું છે. બાહ્ય કે આંતર સંસ્કારોનું ગ્રહણ, વર્ગીકરણ, તોલન, એ આદિ ક્રિયાઓ મનુષ્યના મનમાં, ન્યાયના જે નિયમોને તે અસ્ખલિત રીતે અનુસરે છે તે જણાતા પૂર્વથી જ ચાલતી હતી. ન્યાયશાસ્ત્રની ઉત્પત્તિ મનુષ્યનું મન પોતાના વ્યવહાર ઉપર વિચાર કરે છે તેમાંથી જ થઈ છે.

૪. **પાશ્ચાત્યન્યાય** [આ. બા.]

સુ. ગ. પ્રવેશક, ૨૨: પણ લૉજીક (પાશ્ચાત્ય ન્યાય)ના વિષયમાં અને એમના ઐચ્છિક વિષય મૉરલ ફિલોસોફી (કર્તવ્યમીમાંસા)માં પહેલે નંબરે આવ્યા.

૫. **બુદ્ધિવ્યાપારશાસ્ત્ર** [બ. ક.]

લે. ભા. પ્રવેશક, ૧૯: એઓ કહે 'તમે તો લોજિક (L. બુદ્ધિવ્યાપારશાસ્ત્ર)પૂરૂં ભણ્યા છો.'

૬. **બુદ્ધિવ્યાપારવિદ્યા**[બ. ક.]

અં. ૨૧: એઓ કહે, "હમે તો લૉજીક (L. બુદ્ધિવ્યાપારવિદ્યા) પૂરું ભણ્યા છો."

૭. **પ્રમાણશાસ્ત્ર** [રા. વિ.]

પ્ર. પ્ર. જુઓ Epistemology.

૮. **તર્કવ્યવસ્થા** [ર. મ.]

હા મં. ૫૭: હાસ્યપાત્ર લક્ષણોમાં અને અંશોમાં ખાસ જાતની તર્કવ્યવસ્થા (l.) હોય છે.

**Logical**, ૧. **સયુક્તિક** [આ. બા.]

આ. ધ. ૫૫: મનુષ્યમાત્ર સમાન છે એ સિદ્ધાન્તને વધારે સયુક્તિક (l.) કરી જોતાં જણાશે કે એમાંથી ખરૂં જોતાં અદ્વૈતવાદ જ નીકળી આવે છે.

૨. **ન્યાયાનુસારિ** [ ત. મ. ]

વ. ૯, ૨૯૭:...એ પ્રકારે નિરર્થક, અને અધિકસપચાક, નિયમોની (ઉત્સર્ગોની) સંપ્રાપ્તિરૂપ 'મોટું ગૌરવ' પ્રત્યક્ષ આવવા છતાં તેમાં 'ખરૂં લાઘવ' છે એમ માનવું એ શું ન્યાયાનુસારિ (l.) છે?

૩. **ન્યાયસંમત** [મન. ર૧.]

ફ. ચ. ગવેષણ, ૨૯: આવા અભિપ્રાયને પરાસ્ત કરવા માટે બંકિમે વાપરેલ દલીલો ખરેખર ન્યાયસંમત (l.) છે.

૪. **તર્કસિદ્ધ** [બ. ક.]

નિ. વિ. ૧૨૯: મારૂં વર્તન એકદમ તર્કસિદ્ધ છે. quite logical.

૫. **તર્કશુદ્ધ** [દ. બા.]

**Logical mind, ન્યાયનિષ્ણાતબુદ્ધિ** [ મ. ન. ચે. શા. ]

**Logical process, તાર્કિકવ્યાપાર** [ હી. વ. ]

સ. મી. જુઓ Conceiving.

**Logical theory, તાર્કિકપ્રક્રિયા, તાર્કિકવાદ, તર્કવાદ** [ હી. વ. ]

સ. મી. જુઓ Conceiving.

**Lunatic asylum, ઉન્માદારોગ્યભવન** [ગો. મા.]

સ. ચં. ૩, ૭૦: ધૂર્તલાલે પોલીસના માણસ ઉપર લખેલી તથા કોલાબા ઉન્માદારોગ્યભવન (ગાંડા માણસની ઔષધશાળા)ના ડાક્તરપર લખેલી ચીઠીઓ હરિદાસ પાસેથી વાંચી.

**Lyric**, ૧. **ગીતકવિતા** [ન. લા.]

જુઓ Epic.

૨. **સંગીતકવિતા** [ન. લા.]

સ. ન. ગ. ૩૮૯: ઈ. સ. પૂર્વે ૧૦૯૫ સુધીમાં પંદર ન્યાયાધીશ થયા તેમાં ગીડીઅન મોટો લડવૈયો, સામસન મોટો જોરાવર મલ્લ અને છેલ્લો સામ્યુએલ તે મોટો ભાવિવકતા હતો. પોતાના પ્રજાસત્તાક રાજ્યમાં યાહુદીઓને વચમાં વચમાં સાતવાર ફિલિસ્ટૈન લોકની સત્તાને આધીન થઇ રહેવું પડયું હતું. એ કાળમાં ગીત–સંગીતકવિતા ધર્મ તથા નીતિ વિષયની ને વન તથા ભરવાડ વિષયની ઘણીક રચાઇ હતી.

૩. **ગાયનકવિતા** [ન. લ.]

ન. ગ્રં. ૩૯૭: જે પૂર્ણ રસ કવિથી ચિતરાતો નથી તેનો અનુભવ ગવૈયાથી આપણે કરી શકીયે છીએ એમ આપણે ઉપર બતાવ્યું પણ કેવળ રાગનું જોર જગતમાં સ્થાયી નથી, અને જ્યારે એનું પ્રબળ જગતમાં સંપૂર્ણ હશે ત્યારે પણ એ બીજા રસનું સ્મરણ જ કરાવી શકે છે, તેથી બીજા રસનો જેને અનુભવ જ નહિ થયો હોય તેના ઉપર એની કંઇ ઝાઝી અસર નહિ જ થતી હોય. ત્યારે હવે શું કરવું? એવે પ્રસંગે

રાગ કવિતાની સહાયતા માગે છે, અર્થાત્ ગાયન-કવિતા (Lyrical poetry) ઉત્પન્ન થાય છે, એમાં પ્રાધાન્ય રાગનું જ હોય છે. આપણે પછાડી કહ્યું છે કે જ્યારે ભોક્તાપણાનું ભાન થવા માંડે છે ત્યારે તે વિષય અને થતી અસર સંબંધી વિચાર ટુંકા વાક્ય રૂપે મનમાં પ્રગટ થાય છે. એવા વાક્ય તે ગાયનની કવિતા.

૪. સંગીતકાવ્ય [ન ભો.]

(૧)કુ. મા. પ્રસ્તાવના, ૧૦: "મ્હોટે અંશે આ બધાં સંગીતકાવ્યો (સંગીતકાવ્ય=L.) છે. ગોઠવણનો ક્રમ,—ધ્યાનાત્મકસંગીત (=Meditative L.), રસાત્મકસંગીત (=Pathetic L.), વર્ણનાત્મક કાવ્ય (=Descriptive poem),—એમ કાંઈક છે. (૨) કૌ. ૧, ૧, ૩૩: હાલમાં થોડા સમય ઉપર l. શબ્દ માટે એક નવી સંજ્ઞા રા. બ. ક. ઠાકોરની ટંકશાળમાં ઘડાઇને બહાર પડી છે. 'ઊર્મિગીત' આ નામ મ્હને પ્રથમદર્શને આકર્ષક લાગ્યું; l. શબ્દમાં રહેલો અર્થ આ સંજ્ઞામાં સુશ્લિષ્ટરૂપે સમાય છે એમ લાગ્યું. પરંતુ વિચાર કરતાં એક બે ઊનતાઓ અને ક્ષતિઓ પ્રગટ થઇ; 'ઊર્મિગીત' એ નામમાં 'ગીત'પણું ગૌણ રહે છે; બધાં l. તે ગીત હોય એમ અવશ્ય નિયમ નથી; વસ્તુતઃ 'ગીત' (song) અને l. એ વચ્ચે ભેદ પણ સંભવે છે. વળી, આપણે l. શબ્દનું લક્ષણ હમણાં થોડીવાર પછી જોઇશું તે પ્રમાણે ઊર્મિ (લાગણી) એ l. નું અવ્યભિચારી અંગ નથી. આ કારણોથી હું આ નવા શબ્દના આભાસ-સૌંદર્યના મોહમાંથી છૂટીને 'સંગીતકાવ્ય' એ શબ્દને જ વળગી રહું છું.

૫. રાગધ્વનિકાવ્ય [ર. મ.]

ક. સા. ૨૧: રા. નરસિંહરાવે પોતાનાં કાવ્યોને 'સંગીતકાવ્યો' એ નામ આપ્યું છે. 'સંગીતકાવ્ય' એવો એમણે અંગ્રેજી L. નો અર્થ કર્યો છે. Lyre એટલે વીણાપરથી થયાથી Lyric શબ્દ સંગીત પરત્વે વપરાય છે ખરો, પણ કવિતાના સંબંધમાં જે અર્થમાં એ શબ્દ વિશેષે વપરાય છે, અને પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'માં અને રા. નરસિંહરાવની કુસુમમાળામાં એ શબ્દથી જે વિશેષાધાન, જે વિશેષ લક્ષણનું સૂચન થાય છે, તે એકલા 'સંગીતકાવ્ય' શબ્દથી બરોબર નથી થઇ રહેતું. હૃદયપરની અસરથી પ્રેરાયલી, અંતર્ભાવદર્શક એ અર્થ આ ગ્રંથોના લક્ષણમાં વિશેષ ઇચ્છેલો છે. અસલના વખતમાં કવિઓ પોતાના ભાવ સંગીતમાં કહાડતા, અને ગાયનની પેઠે કવિતા હૃદયમાંથી નિકળી આવે છે એનો આભાસ સંગીત શબ્દથી થાય છે તેની અમે ના નથી પાડતા. પણ એ આભાસ ઝાંખો અને તે એ સૂક્ષ્મદૃષ્ટિએ વિચારવાથી જ થાય છે. 'સંગીત' કરતાં આ અર્થ માટે વધારે યોગ્ય શબ્દ 'રાગ' છે. સંગીતના અર્થની સાથે આ શબ્દ 'હૃદયના ભાવ' એ અર્થનો પણ વાચક છે. Lyricની માફક કાંઇક શ્લેષથી અને કાંઇક સ્વભાવથી, વસ્તુસ્થિતિથી 'રાગ' શબ્દમાં 'હૃદયપર અસર' આટલું ગર્ભિત છે માટે જ તેના બે અર્થ થાય છે. તેથી Lyric શબ્દનો અર્થ 'રાગધ્વનિ૦ કાવ્ય' આ શબ્દથી ઘણી સારી રીતે સમજાશે; રાગનું કે હૃદયભાવનું જ આવિષ્કરણ 'રાગધ્વનિ' નામના કાવ્યમાં આવે એ વાત સ્પષ્ટ થશે. વૈયાકરણો પરથી અલંકારિકોએ 'ધ્વનિ' શબ્દ લીધો છે તેમ એ શબ્દ લેવાથી–અવાચ્ય રાગ રૂપી સ્ફોટનો કંઇક અંશે ધ્વનિ–આ અર્થ યથાયોગ્ય જ થશે......વળી, સંસ્કૃત સાહિત્યમાં ઉત્તમ કાવ્યને 'ધ્વનિ' નામ આપ્યું છે તેની સાથે વિરોધ ન આવતાં Lyric તે પણ ઉત્તમ કાવ્ય કે ધ્વનિકાવ્ય છે એ બતાવવું સહેલું પડશે. આ કારણો માટે 'સંગીતકાવ્ય' કરતાં 'રાગધ્વનિકાવ્ય' એ વધારે યોગ્ય પદ છે એમ અમારૂં ધારવું છે.

૬. સંગીતકલ્પકાવ્ય [હિં. ગ.]

સંગીતમંજરી, પ્રસ્તાવના, ૯: "સંગીતકલ્પ કાવ્ય-લિરિક–(Lyrics) અને સંગીત(Songs) વિષે ચર્ચા પગભર કરવાના હેતુથી પ્રારંભમાં તે વિષે પ્રદેશદર્શક લખાણ કર્યું છે.

૭. ભાવપ્રધાનકાવ્ય. [ન્હા. દ.]

ઈ. કુ. પ્રસ્તાવનાઃ નાટકો બે જૂદી જૂદી જાતનાં છે, ને આ નાટકને પણ અનેક દૃષ્ટિબિન્દુથી જોઈ શકાય. એક દૃષ્ટિબિન્દુથી નિરખતાં આ ભાવપ્રધાન નાટક-Lyrical Drama છે. ભાવપ્રધાનકાવ્યો- Lyrics ટુંકાં જ હોય એવું નથી. મેઘદૂત, ગીતગોવિન્દ અને શ્રીમદ્ ભાગવતઃ એ આપણાં મનોગમ ને વિશાળ ભાવપ્રધાન કાવ્યો છે. ઇંગ્રેજોનું લાંબામાં લાંબું ભાવપ્રધાન કાવ્ય કવિ શેલીનું સુવિખ્યાત

નાટક પ્રોમીથિયસ અનબાઉન્ડ-Prometheus Unbound નામનું છે. યુરોપનું સુવિખ્યાત ભાવપ્રધાન નાટક ગોઇથેનું ફાઉસ્ટ Foust છે.

**૮. સંગીતમય રાગધ્વનિકાવ્ય** [ ર. મ. ]

છઠ્ઠી પરિષદ્, ૧૫: સંગીતમય રાગધ્વનિ-( Lyrical ) કાવ્ય માટે શ્લોકબદ્ધ રચના જેટલું જ ગરબીનું સામર્થ્ય છે.

**૯. વીણાકાવ્ય** [દ. બા.] જુઓ Ballad.

**૧૦. ઊર્મિગીત** [બ. ક.]

ક. શિ. ૧૭: એ પ્રવાહી તોટક હવે તો નવીન પણ ના ગણાય. મણિશંકર, કલાપિ, વગેરેનાં એ છંદમાં રચાયેલાં ઉત્તમ ઊર્મિગીતો (lyrics) સારી પેઠે લોકપ્રિય થઈ ચૂક્યાં છે. L. માટે "સ્વાનુભવરસિક" કાવ્ય, "આત્મલક્ષી" કાવ્ય વગેરે શબ્દો સ્વ. નવલરામ, રા. બ. રમણભાઇ, આદિએ યોજ્યા છે. પારિભાષિક શબ્દમાં પદાર્થની મુખ્ય વિશિષ્ટતાનું સ્પષ્ટ કથન, સરલતા, અને લાઘવ ત્રણે હોય તો સારૂં એવી બુદ્ધિથી આ નવો શબ્દ ઘડયો છે.

**૧૧. ઊર્મિકાવ્ય, ઊર્મિગીતિ, ઊર્મિમુકતક** [બ. ક.]

લિ. ૧૯૦-૧: કવિતા માત્ર સુસ્પષ્ટ કલ્પનોત્થ મધુર સુબ્દ્ધ, તેજોમય વગેરેની સાથે સાથે ઊર્મિવત્ પણ હોવાં જોઇએ, અને આમાંથી જે ઊર્મિપ્રધાન તે કવિતા લિરિક; જે ઊર્મિક, ઊર્મિકાઓ માટેનો સર્વસામાન્ય શબ્દ ઊર્મિકાવ્ય. વળી કૃતિ કૃતિના બીજા ગુણ જોઇને તેને યોગ્યતા પ્રમાણે ઊર્મિગીત, ઊર્મિગીતિ, ઊર્મિમુકતક કહી શકાય; જો કે ઊર્મિકાવ્ય શબ્દનો પ્રદેશ આ ત્રણે પેટા શબ્દોના પ્રદેશને એકત્ર લઈયે, તે કરતાં પણ વિશાલ છે.

**૧૨. ઊર્મિક, ઊર્મિકા** [બ. ક. ]

લિ. ૮૨-૩:

ઉર્મિકો ધ્રુજન્ત ઊર ગગનનું હલાવતાં;
ઊર્મિકા ત્રુટન્ત ઊર અવનિનું પલાળતાં.

(ઊર્મિક=ઊર્મિકાવ્ય. **कन्** પ્રત્યયના અનેકાર્થમાંથી ત્રણ કે તેમાંનો ગમે તે લેતાં 'ઊર્મિક' શબ્દનો "ઊર્મિક કૃતિ તે ઊર્મિક" એવો અર્થ બેસે છે. **कन्**ના આ ત્રણ અર્થની ફોડ નીચે પ્રમાણે:—

(૧) **यदूर्मीस्तदूर्मिकं**; (२) **यदूर्मिजनितं तदूर्मिकं** (३) **यदूर्मिप्रधानं-ऊर्मिमयं-ऊर्मिरक्तं तदूर्मिकम्**. તો પછી કાવ્યશાસ્ત્ર-પરિભાષામાં ઊર્મિકાવ્ય ઊર્મિગીત ઊર્મિગીતિને ઠેકાણે આ વધુ ટુંકો ઊર્મિક શબ્દ કેમ દાખલ ન કરવો? કાવ્ય, ગીતિ, ગીત, કૃતિ, કે પદ્ય જેવું નામ અધ્યાહાર લઇને અર્થ કરવો પડે, જાતે વિશેષણ તેને નામ ગણવું પડે, તે કરતાં કાવ્ય, ગીત, કે ગીતિ જેવા શબ્દના સ્પષ્ટ સંયોગથી જે જાતે નામ છે અને અર્થબોધ માટે વધારે સરલ છે, એવા ઊર્મિકાવ્ય આદિ શબ્દો મ્હને તો (ગુજરાતી માટે) વધારે સારા લાગે છે; અગર જો કે હુ પણ કોઇ કોઇ ઠેકાણે વધારે ટુંકો ઊર્મિક શબ્દ વાપરવામાં દોષ જોતો નથી, એટલું નહીં પણ સામાન્ય વ્યવહારમાં એ શબ્દ ગ્ય-પ્રસરશે તો એને જ મુખ્ય શબ્દ લેખે સ્વ.. લેવા તૈયાર છું.

**Dramatic lyric, પાત્રલક્ષી ઊર્મિકાવ્ય** [બ. ક.]

લિ. ૧૮ : અન્યલક્ષી (પાત્રલક્ષી) ઊર્મિ કાવ્યો માટે ઈંગ્રેજીમાં ડ્રેમેટિક લિરિક નામ થયું છે. આ નામમાં બે દોષ છે. ઊર્મિપ્રધાન નાટકો માટે ભાગે ડ્રેમેટિક લિરિકો કહી શકાય એવાં હોય: તો પછી લિરિકના એક પેટા વિભાગને માટે આ નામ ગોટાળો ઉત્પન્ન કરનારૂં છે. વળી ડ્રામા એટલે દૃશ્ય કાવ્યનુ મુખ્ય લક્ષણ કે કોઇ રીતના તખ્તા ઉપર તે યોગ્ય હાવભાવ સાથે ભજવાય, એ અંશ આ પેટા વિભાગમાં નહીં, આ તો લિરિક અને શ્રાવ્ય, માટે 'પાત્રલક્ષી ઊર્મિકાવ્ય' નામ જ વધારે સારૂં છે.

**Meditative lyric, ધ્યાનાત્મક સંગીત** [ન. ભો.] જુઓ Lyric.

**Pathetic lyric, રસાત્મક સંગીત** [ન. ભો.] જુઓ Lyric.

**Lyrical, ઊર્મિપ્રધાન** [બ. ક.]

કૌ. ૧, ૩, ૩૯: લિરિકલ (ઊર્મિપ્રધાન) હોય તે જ કવિતા: જેમાં હૃદયતત્ત્વ પ્રધાન વા સર્વોપરિ ના હોય, તેને કવિતા—કવિતા !-કેમ જ કહેવાય !

**Lyrical drama, ભાવપ્રધાન નાટક** [ન્હા. દ.] જુઓ Lyric.

**પૂર્વાર્ધ સમાપ્ત**

